"नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते"

पवित्र प्रसादी !!!

# નવનીત

## પુસ્તક પહેલું.


સંપાદક અને પ્રકાશક,

**મગનલાલ શંકરભાઈ પટેલ**

સાદી શિખામણના સંગ્રહકર્ત્તા,

પાટણ (ઉત્તર ગુજરાત.)


**દોહરો**

જેને જેનો સ્વાદ નહિ, તે તેને નહિ ચ્હાય;
દુષણ આપી દ્રાક્ષને, કાગ લીંબોળી ખાય.


"પ્રજાબંધુ" પ્રિન્ટીંગ વર્ક્સમાં ઈન્દ્રવદન બ. ઠાકોરે છાપ્યું. ઠે. ખાડીયા, જેઠાભાઇની પોળ, અમદાવાદ.

આવૃત્તિ પહેલી

સંવત ૧૯૮૯ ∴ સને ૧૯૩૩

કીંમત રૂ. ૩-૦-૦.

# સદ્‌ગુરૂ સુબોધ

## દોહરા.

કરની કરકે કાગકી, ચલે હંસકી ચાલ,
પૂછ પકડ શિયાળકી, કિસબિધ ઉતરે પાર.

* * *

માખી ચંદન પરહરે, દુર્ગંધ હોય ત્યાં જાય;
મૂર્ખ નરને ભક્તિ ન ભાવે, ઉંઘે કે ઉઠી જાય.

* * *

મનમાર નકી ઔષધી, સદ્‌ગુરૂ દેત દિખાય,
ઇચ્છિત પરમાનંદ કો, સો ગુરૂ શરણે જાય.

* * *

એરનકી ચોરી કરે, કરે સોયકા દાન:
ઉંચે ચડકે દેખહી, આવત કયું ન વિમાન.

* * *

સુખ કે શીર શિલાપડો હરિહૃદય સેં જાય;
બલિહારી એ દુઃખકી, પલપલ નામજપાય.

* * *

બિપત ભલી હરિ નામ લેત, કાયા કસોટી દુઃખ;
રામ બિના કિસ કામકી, માયા સંપત સુખ.

* * *

ગંગા જમના સરસ્વતી, સાત સમુદ્ર ભરપૂર;
તુલસી ચાતક કેમ તે, બીન સ્વાંતિ સબ ધુર.

* * *

પારસ મેં ઓર સંતમેં, બડો અંતરો જાન;
વો લોહા કંચન કરે, વો કરે આપ સમાન.

* * *

જાના હૈ રહનાં નહિ, મરના બીશવા બીસ;
દો દિન દુનિયાં કે લિયે, મત ભૂલો જગદીશ.

# સાહિત્ય વિષે સરદાર વલ્લભભાઇના વિચારો.

સાહિત્યની વાડીનાં ફુલ ગમે તેટલાં સુંદર દેખાતાં હોય તો પણ જો તેની સુવાસ માત્ર તેના માળીના બાળકોનેજ મળે તેમ હોય અને બીજાને તો કાંટાજ વાગે તો એ સાહિત્યનો શો ઉપયોગ? ગુજરાતમાં નાનાં અનેક અભણ બાળકો, જો તેના લાખો ખેડુતો અને મજુરો છે, તેમનાં અંતર-ના પડદા ચીરાઈ તેમની અનેક નિરાશાઓમાં આશાનાં કીરણોની કાંઈક ઝાંખી થાય એવું સરલ ને સાદું સાહિત્ય ઉત્પન્ન કરવાને વધારવા તરફ પરિષદ સાક્ષરોને વાળે તો ગુજરાતની ભારે સેવા થાય અને પરિષદની પણ ભારે સફળ-તા થાય એવો મારો નમ્ર અભિપ્રાય છે.

**વલ્લભભાઈના વંદેમાતરમ.**



## આ પુસ્તક વિષે અભિપ્રાયો.



**સંસ્થાન વડોદરાના માજી દીવાન સાહેબ રાવબહાદુર ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ, બી. એ. એલ. એલ. બી. પોતાના તા. ૧૦-૧૨-૩૨ ના પત્રમાં શું લખે છે ?**

ગુજરાતી વાંચકવર્ગમાં લોકપ્રિય થઇ પડેલી અને વખણાએલી **"સાદી શિખામણ"** ના કર્ત્તા રા. રા. મગનલાલ શંકરભાઇ પટેલ તરફથી હાલમાં **"નવનીત"** નામનું નવું પુસ્તક તૈયાર થએલું છે. તે મારા જોવામાં આવ્યું છે અને તે મને ઘણું ગમ્યું છે. ધર્મ અને નીતિના ગ્રંથોના સારરૂપ આ **"નવનીત"** વાર્તારૂપે અને દૃષ્ટાન્ત રૂપે, ગમત સાથે જ્ઞાન આપે એવું ઉત્તમ પુસ્તક છે અને તે દરેક ગુજરાતી કુટુંબમાં વાંચવા અને મનન કરવા માટે રાખવા યોગ્ય છે. ભાષા સાદી, સરલ અને રસમય છે અને પુસ્તક એક વખત હાથમાં લીધા પછી પુરૂં કર્યા વગર મુકવું ગમે નહીં એવું રસીક છે.

**આ પુસ્તક વિષે નામદાર હાઇકોર્ટના માજી જજ સાહેબ રાવબહાદુર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, એમ. એ. એલ. એલ. બી. સાહેબ શું લખે છે?**



મુંબઈ (૪)<br>
ગિરગામ પોસ્ટ<br>
તા. ૨૧-૧૨-૩૨.

**ભાઈ મગનલાલ,**

તમારૂં પ્રુફનું બુક-પોસ્ટ રજીસ્ટર મળ્યું હતું. તમારો પત્ર પણ આજે મળ્યો છે.

**"નવનીત"** નાં પ્રુફ ઉપર ઉપરથી જોઇ ગયો છું. એ પુસ્તક **"સાદી શિખામણ"** જેટલુંજ લોકપ્રિય થઇ પડવું જોઇએ, કારણ એની **(નવનીતની)** ઇબારત તેટલીજ સાદી ને તેમાંના પ્રસંગ રસિક છે. તમારા લેખો પુસ્તક રૂપે બહાર પડે છે તેટલા માટે તમને ધન્યવાદ આપું છું, કારણ એ રીતે એ લેખો ને પ્રસંગો જળવાઈ રહેશે.

**કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના ઘટિત.**

# નવનીત નિવેદન

## 'નવનીત'ની મનહર મઝા

### ગજલ

**મગનલાલે** દીધું-દીઠું, મિઠું **'નવનીત'** મ્હેં આજે;
સુશોભિત શબ્દ-છાપણીએ, છબીલું જ્ઞાનમાં છાજે.
પ્રભુના પ્રેમી પરવાના, બતાવ્યા માંહી બેમૂલા;
પળે જે પાંસરા વાંચી, મુસાફર માર્ગના ભુલ્યા.
કવિતા-શ્લોક સંગ્રહના, સમુદાયો ભર્યા કેવા;
ફ્સ્યાં જગ ફાંગડે જનને, જીવન ઉદ્ધારવા જેવા.
દીપાવી બોધ દોરવણી, ઉદાહરણો ઉતારીને;
સુચન સતશાસ્ત્રનાં દીધાં, વિગતસર સૌ વિચારીને.
પદાર્થો જેમ પોચા દઇ, વડીલો બાળને પોષે;
કરી કારીગરી એવી, કથેલા શબ્દને કોષે.
સકળ સંસારીઓ સારૂ, ભરી છે સગવડો ભારી;
મુમુક્ષુની મઝા માણે, નિહાળી સર્વ નરનારી.
ઘણેરી જ્ઞાન ગમ્મતની, વ્યવસ્થા વૃદ્ધના જોગી;
અમરતા અંતરે આણે, ઉપાસક જેહ આરોગી.
રગેરગમાં રસી કાઢી, વડી વિતરાગની વાતો;
અનુભવવા સમો આખો, અલૌકીક ગ્રંથ છે આતો,
**'ચીમન'** ચોકસ મ્હને સંગ્રહ, જણાયો આ મહામૂલો,
રખે એ વાચકો રસીયા, ખરીદવા એ ત્હમે ભુલો.

રાવપૂરા રોડ,
**વડોદરા.**
તા. ૨૦-૧૨-૩૨

**ચિમનલાલજી ભાઇશંકરજી પંડિત**

પ્રાણરક્ષક ઔષધાલય.

# નવનીત નિરીક્ષણ

લખનાર:—

કવિ ભાઈશંકરજી વિદ્યારામ પંડિત (કવિભૂષણ.)

ઠે. લીમડીશેરી, પેટલાદ (ગુજરાત)

---

## હરિગીત છંદ

૧

બહુશ્રુત ગુણેથી બેમુલ, 'નવનીત' આ નિર્માયલું,
પ્રેમી પ્રજાજન વર્ગ પાસે, પ્રેમથી પિરસાયલું;
સંજોગી–જોગી સર્વને, જે પ્રાણવર્ધક પથ્ય છે,
એની મઝા અંદાજવી, અક્કલથી ખુદ અકથ્ય છે.

૨

પ્રગટાય જેને પેખતાં, બ્રહ્માર્પણોની ભાવના,
ફૂટતાં ફુવારા અંતરે, લાખો અલૌકીક લ્હાવના;
જીન્નતનિ જાણે આ લળી, લ્હેજત શરાબેતુહૂરની,
અથવા પ્રવાહે ઉતરી, અમી આ પુરંદરપૂરની.

૩

સચવાઇ શબ્દોશબ્દમાં, સાચી સનાતન સ્વચ્છતા,
હર યત્નમાં હેલે ચઢી, બાહોશી ને બુદ્ધિમતા;
એવાં અશોઇ અર્ચનોએ, ગ્રંથ આ ગુલઝાર છે,
રગરગ વિષે રસીલો ભર્યો, સન્માર્ગદર્શક સાર છે.

૪

ઉસ્તાદીએ આના વિષે, ત્રીસ છે પ્રસંગો તારવ્યા;
અનુભવની આંકણીએ ઉંચા, સુદ્રઢ વિચારો સારવ્યા;

શીખવ્યું પ્રથમથી સર્વને, વિશ્વાસ મનનો વર્જવા,
ધનકેફ ધિક્કારી કહ્યું, સાધુત્વ અંગે સર્જવા.

૫

કહી વાત કડીઆરા તણી, ચિંતામણી બળ ચાળવ્યું,
બેરાગી દીલ બાવા તણું, છાણે ભરાતું ભાળવ્યું;
કલ્યાણની કળ આ વિધે, સુચવી સુબોધ સલાહથી,
કે જેથી બચતા સૌ રહે, રાગે વળુંધ્યા રાહથી.

૬

કુસંગ આદિ કુવાટની, બીજા પ્રસંગે બાબતો,
સત્સંગ ને શાંતિ તણી, છલકાવિ ઉત્તમ સૌ છતો;
મુર્ખાઇના મતિભ્રંશને, ગરજાઉવર્ણી ગોકડી,
વિસ્તારી વાંચ્યા જોગ છે, ગડભાંજ બુઝવતી ઘડી.

૭

યમરાજ-ઇશ્વરની ભરી, પ્રશ્નોત્તરી ત્રીજે પડે,
વિપત્તિના મુળ વિત્તની, ખડકાઇ ખુબીઓ ખડખડે;
ચોથે પ્રસંગે ચોંપ, ગોલ્ડસ્મિથની ધરતી ધરી;
ફળદ્રુપ દિમાક ફેરવા, કૃતિવંધ રચના આ કરી.

૮

સુર્યોદયે સંયોજી છે, પ્રભુ પ્રાર્થનાઓ પાર્થવા,
હનુમાન નિષ્ટ નિગાહથી, થીર માનવો સૌને થવા.
પેખ્યો પ્રસંગે પાંચમે, આખો અમરનો મંત્ર છે;
સંસ્કારી લેખન સિંચતા, શા શોધકાર સ્વતંત્ર છે.

૯

છઠે છબી છે ભકતની, ને સંત સ્વરૂપો સાતમે,
સંક્રાંતિનો કોન્ટ્રાકટ ને, પ્રારબ્ધ-પુરૂષાર્થો જમે;
ધન લાલસાના ધંધની, અટકાયતો છે આડમાં;
વિશ્વંભરી વિશ્વાસ પર, ઠેકાતી લાગો ઠાડમાં.

૧૦

બળી–ઇંદ્રની બળજોરીઓ, નિરખાય નવમી નોંધમાં,
સંચારી, વૃત્તિને સુઝયા, કલ્યાણ કેરી શોધમાં;
દશમા વિષે દોરેલી છે, અવિચારી વાત હજામની,
ઉરમાં ઉતારી રાખવાને, જોગ કે। દી કામની.

૧૧

અગીઆરમાં ઉમદા ભર્યા, ધર્મોત્કર્ષક ધોરણો,
કૃષ્ણ કૃપાફળ બારમે, સંદેશ એ સોહામણો;
છે સંગ તેવા રંગની, તહેનાત સાધી તેરમાં,
ચૌદે ચગાવી ચાહના, શિષ્યોની સમજણ ફેરમાં.

૧૨

પથરાઇ પંદરમે જથે, મહત્તા મહાત્માથી મળી,
સો મુર્ખની સ્થિતિ સોળમે, સમજાય તેવી સાંકળી;
સ્ફુરણા સુ સત્તરમાનીમાં, ધરી ધર્મ–ધીરજ ને ક્ષમા,
આવા રૂડા અંતરંગને, અર્પાય શેની ઉપમા.

૧૩

પ્રભુતાઇ પ્રેમાનંદની, આળેખી સર્વ અરાઢમાં,
સ્નેહે ભર્યા જેઓ સમ્યા, પ્રભુના પરિચય ગાઢમાં;
છે ઓગણીસે ઓળગો, સદ્‌ગુરૂ તણા સત્કારની,
વીસમાં વિશારદ વ્હેંચણી, ભયહરણી ભારોભારની.

૧૪

સંસારી સુખ સ્વપ્ને વહ્યું, આ એકવિસમું અંગ છે;
સંપત્તિ દૈવી સુહાવતો. બાવીસમો જ પ્રસંગ છે;
ત્રેવિસ ચોવિસ એ રીતે, પ્રભુ ભક્તિને પરઠી રહ્યા,
પચ્ચીસ છવ્વીસ છુટથી, કુદરતી કળા જાયે કહ્યા.

૧૫

બાકી રહ્યા બે પાંચ તે પણ, સાધ્ય આવા સાધને;
અક્ષરપતિના ચરણને, અવરોહતા આરાધને;
જળહળતી જીવનમુક્તિની, રેલાવી દે ઉર રોશની,
તારીફિ તત્ત્વોએ બની, બલિહારી જેના જોશની.

૧૬

સંસ્કારી સોહ્યા શી રીતે, સંસારી જન આ સૃષ્ટિએ,
ગ્રંથાન્તરે એવાં ગુંથ્યાં, દ્રષ્ટાંત આવે દ્રષ્ટિએ;
નીતિ ઉપર પ્રીતિ વધે, એવી વ્યવસ્થા આ બધી,
ખુશબખ્તિનો ખીલી રહ્યો, આ અક્ષરોમાં અંબુધી.

૧૭

શું માન સાહ્યક ગ્રંથને, આ યોજનાનું આપીએ;
શું પ્રેસ પ્રગટાવનારની, મહત્તા અનુપમ માપીએ;
નાના ન એ નિરધારણો, ગુણવાનને ઉતરે ગળે,
શુભ '**મગનલાલની**' શક્તિમાં, જઇ ધન્યવાદ બધા ઢળે.

૧૮

આ આગળે પણ એમનો, દીપતો દીલાવર ઠાઠ છે,
'**સાદી શિખામણ**'ના સુરસ, અર્પ્યા વિભાગો આઠ છે;
એ આદ્ય ધ્યેયે ઉછળતી, આ શંકરાત્મ સફાઇ છે,
પંકાતી પાટણવાસીની, પ્રજ્ઞત્વશીળ પટલાઇ છે.

૧૯

ઝાઝેરી એ જય જ્યોતિએ, અભિવૃદ્ધિ વધતી વાધજો,
ગણનાથી ગ્રાહકવૃંદને, લાભો અનેરા લાધજો;
ગુણબદ્ધ થઇ ગુર્જરીગીરા, દીલપઝિર નિવડો દેશને.
કવિ ભાઇશંકરજી તણી, એ વંદના વિશ્વેશને.

તા. ૧૨-૧૨-૩૨ **દત્તજ્યોતિ.**

# પ્રસ્તાવના

"સાદી શીખામણ" ના લેખક પટેલ મગનલાલ શંકરભાઇએ નવનીત નામનું પુસ્તક લખ્યું છે. તે ઘણુંજ બોધપ્રદ, સુંદર અને મનોહર છે. તે પુસ્તકમાં નામ પ્રમાણે ગુણ છે. નવનીત શબ્દનો પ્રાકૃત ભાષામાં માખણ એવો અર્થ થાય છે. તેમણે પોતે લખેલાં "સાદી શીખામણ"નાં પુસ્તકોમાંથી સારરૂપી માખણ ખેંચી કાઢીને આ નવનીત નામનું પુસ્તક પ્રજા સમક્ષ રજુ કર્યું છે.

**सर्वोपनिषदो गावो**
**दोग्धा गोपालनन्दनः ।**
**पार्थो वत्सः सुधीर्भोक्ता**
**दुग्धं गीतामृतं महत् ॥**

બધાં ઉપનિષદ્ રૂપી ગાયોનું ગોપાલનન્દન શ્રીકૃષ્ણે દોહન કર્યું તે દોહનક્રિયા વખતે પૃથાના પુત્ર શ્રી અર્જુન વાછરડા હતા. તે દુગ્ધનો ઉપભોગ સુબુદ્ધિવાળા મનુષ્યો કરશે. તે મોટું દુગ્ધ તે ગીતા રૂપી અમૃત છે.

તેવી રીતે સઘળાં મનનાય દૃષ્ટાંતોનો સંગ્રહ પરમેશ્વરના ભક્તિરૂપી સિદ્ધાંતનું પ્રતિપાદન કરનાર આ નવનીત પુસ્તક સઘળા જ્ઞેય વિષયોના સારભૂત માખણ તુલ્ય છે.

શ્રી. મગનલાલભાઈ સ્વામીનારાયણ સંપ્રદાયના અનન્ય ઉપાસક છે. તેમણે સારા સારા સાધુઓ, બ્રહ્મચારીઓ અને સદગુરૂઓનો પ્રેમપૂર્વક સત્સંગ કર્યો છે. તેઓના મધુર વચનામૃતોનું તેમણે પાન કર્યું છે. સરલ રીતે મુમુક્ષુઓને ભકિતમાર્ગ ઉપર ચઢાવવા માટે અને આ નશ્વર સંસાર ઉપર વૈરાગ્ય ઉત્પન્ન કરી સચ્ચિદાનંદ સ્વરૂપ પરમાત્માનો સાક્ષાત્કાર કરવા માટે સાધુ પુરૂષો જે દૃષ્ટાંતો આપે છે તેમાંથી સારમાં સારાં દૃષ્ટાંતોનો આ પુસ્તકમાં સંગ્રહ છે. તેમાંન

કેટલાંક દૃષ્ટાન્તો ખાસ મનન કરવા યોગ્ય છે. રાજાએ ગામ આપ્યું અને મંદિરને વર્ષાસન બાંધી આપ્યું તો પણ ગામનું છાણ ઉપાડવામાં રચીપચી રહેલા બાવાનું દૃષ્ટાંત ખરેખર મનનીય છે. એક વખત વાણીઆઓને વેપારમાં નફો થયા બાદ સિદ્ધાનન્દ સ્વામીએ વેપાર કરવાની મના કરી તો પણ વાણીઆઓએ વેપાર કર્યો અને કમાયેલું ધન ખોયું તે વાત પણ બોધ લેવા જેવી છે. ભરત મુનિને મૃગ ઉપર આસક્તિ થવાથી મૃગનો અવતાર લેવો પડયો તે દૃષ્ટાન્ત પણ ખરા વૈરાગ્ય માટે ઉપયોગી છે. આ સંસારમાં ધર્મીને દુઃખ પડે છે અને અધર્મીને સુખ મળે છે, પણ ખરી રીતે ધર્મીને માટે વૈકુંઠવાસ છે અને અધર્મીને માટે નરકવાસ સરજાએલો છે તેનો ચિતાર આપતી મારવાડી અને બ્રાહ્મણની વાત જેમાં શંકરે પાર્વતીને ઉપદેશ આપેલો છે તે વાત ઉપરથી પણ ઘણો ધડો લેવાનો છે. તેવીજ રીતે નાનાં નાનાં હિત વચનો જેવાં કે "ગાય તૃણ ખાઇને દૂધ આપે છે ને સર્પ દૂધ પીને ઝેર ઉત્પન્ન કરે છે" વિગેરે પુષ્કળ સુબોધ આપે છે. એક વાત અને એક વચન ઉપર આખો દિવસ મનન કરવામાં આવે અને તેનો બોધ હૃદયમાં ઉતારવામાં આવે તો ફક્ત આટલાજ પુસ્તકના અભ્યાસથી માણસ આ સંસારરૂપી મહાસાગરને તરીને પરમ મોક્ષ પ્રાપ્ત કરી શકે એમ છે. આ નવનીત પુસ્તક બહાર પાડી શ્રી. મગનલાલભાઇએ ગુર્જર પ્રજાનો મહાન ઉપકાર કર્યો છે. તેમની આ કૃતિને ગુર્જર પ્રજા યોગ્ય આદર આપશે એવી હું પરમાત્મા પ્રત્યે પ્રાર્થના કરૂં છું. આવાં સુંદર પુસ્તકો જેમાંથી આબાલ વૃદ્ધ સઘળા મનુષ્યો બોધ લઈ શકે તેવાં રચવા માટે ગુર્જર પ્રજાએ શ્રી. મગનલાલભાઇ શંકરલાલભાઈ પટેલનો હાર્દિક ઉપકાર માનવો જોઇએ અને તેમના આ કાર્ય માટે તેમને ખાસ ઉત્તેજન આપવું જોઇએ.

સં. ૧૯૮૯ ના પોષ સુદી<br>બીજ ગુરૂવાર<br>તા. ૨૯ મી ડીસેંબર ૧૯૩૨

**પ્રો. જેઠાલાલ ચીમનલાલ<br>સ્વામીનારાયણ<br>એમ. એ.**

# અનુક્રમણિકા.



## પ્રસંગ પહેલો.


| | | |
|---|---|---|
| ૧ | મનનો વિશ્વાસ કદી ન કરવો... ... ... | ૧ |
| ૨ | જ્યારે અપમાન થાય ત્યારે ભાન આવે છે ... | ૧ |
| ૩ | હલકી સોબતનું ફળ... ... ... ... | ૨ |
| ૪ | ધનનો કેફ ... ... ... ... | ૩ |
| ૫ | ગાંઠનું ગોપીચંદન ગુમાવ્યું ... ... ... | ૪ |
| ૬ | લોભ એ પાપનો બાપ છે ... ... ... | ૫ |
| ૭ | કડીઆરો ને ચિંતામણી ... ... ... | ૫ |
| ૮ | કર્મથી જ્ઞાનની પ્રાપ્તિ થાય છે ... ... | ૮ |
| ૯ | અકબર બાદશાહ અને લવાનો એક સંવાદ ... | ૯ |
| ૧૦ | બાવાજીની રાજા પાસે માંગણી... ... ... | ૧૦ |


## પ્રસંગ બીજો.


| | | |
|---|---|---|
| ૧ | કુસંગ હોય ત્યાં જવું નહિ ... ... ... | ૧૧ |
| ૨ | તૃષ્ણાના ક્ષય વિના ખરૂં સુખ પ્રાપ્ત થતું નથી ... | ૧૨ |
| ૩ | સત્સંગનું સુખ ક્યારે આવે? ... ... ... | ૧૪ |
| ૪ | શાન્તિનો ઉપાય... ... ... ... | ૧૪ |
| ૫ | આઠમી કલમ કઇ કહેવાય? ... ... ... | ૧૫ |
| ૬ | જીવને જનાવરમાં પણ વાસના બંધાઇ જાય છે ... | ૧૫ |
| ૭ | પોપાંબાઇનું રાજ્ય નથી ... ... ... | ૧૬ |
| ૮ | મોટો મૂર્ખ કોણ? ... ... ... ... | ૧૭ |
| ૯ | ગરજ વિષે... ... ... ... ... | ૧૮ |


## પ્રસંગ ત્રીજો.


| | | |
|---|---|---|
| ૧ | અતી લોભ તે પાપનું મૂળ છે... ... ... | ૧૯ |
| ૨ | ખરો બહાદુર કોણ?... ... ... ... | ૧૯ |

૩ ભલા થાઓ ને ભલું કરો ... ... ... ૨૦
૪ ખરૂં અમૃત મહાત્માની વાણીમાં છે ... ... ૨૦
૫ પીતાએ સહી ન કરી એટલામાંજ પુત્ર સુધરી ગયો... ૨૧
૬ વિવાહની વરસી કરનારા મૂર્ખાઓ ... ... ૨૨
૭ ઈશ્વરે યમરાજાને પૂછેલો પ્રશ્ન... ... ... ૨૪
૮ ગંજીફાના પાંનામાં બ્રહ્મજ્ઞાન ... ... ... ૨૬
૯ કંજુસ શિયાળ ... ... ... ... ૨૭
૧૦ રૂપિઆજ દુઃખનું કારણ છે ... ... ... ૨૭
૧૧ વાસ એવો અભ્યાસ... ... ... ... ૨૮

## પ્રસંગ ચોથો.

૧ ઉત્તમ વચનો ... ... ... ... ૨૯
૨ હમેશાં યાદ રાખવાની શિખામણ ... ... ૨૯
૩ ડૉ. ગોલ્ડસ્મીથની ઉદારતા ... ... ... ૨૯
૪ અતી લોભથી મૃત્યુ થાય છે... ... ... ૩૦
૫ દ્રવ્યથી કોઈનું મન ભરાતું નથી ... ... ૩૦
૬ ખરૂં સુખ આત્માને ઓળખવામાં છે ... ... ૩૦
૭ સૂર્યોદય થતાં પ્રાર્થના કરવી જોઇએ ... ... ૩૧
૮ જૈન ધર્મના સાધુઓની ટેક ... ... ... ૩૨
૯ હનુમાનની એકનિષ્ટા... ... ... ... ૩૨
૧૦ તમે જેને શોધો છો તે તમારી પાસેજ છે ... ૩૩

## પ્રસંગ પાંચમો.

૧ અમર મંત્ર ... ... ... ... ૩૩

## પ્રસંગ છઠ્ઠો.

૧ પ્રભુનો સાચો ભક્ત કોને કહેવાય? ... ...
૨ ભગવાનનો આશરો રાખી કામ કરે છે તેનું કામ સત્વર થાય છે ... ... ... ... ૪૩
૩ ટેક રાખવાથી પ્રભુ મળે છે ... ... ... ૪૩

૪ મૂર્ખ મિત્ર કરતાં દાનો દુશ્મન ભલો ... ... ૪૪
૫ પ્રાયશ્ચિત ... ... ... ... ... ૪૪
૬ મૂર્ખતાનું લક્ષણ ... ... ... ... ૪૫

## પ્રસંગ સાતમો.

૧ સંતનો સમાગમ કરનારને દુઃખ પ્રાપ્ત થતું નથી... ૪૭
૨ ગપ્પીદાસની ગપ ... ... ... ... ૪૮
૩ સંક્રાંતિના દાનનો કોન્ટ્રાકટ ... ... ... ૪૯
૪ મોટું કોણ ? (પ્રારબ્ધ કે પુરૂષાર્થ) ... ... ૫૦
૫ સિદ્ધાંત વાકય ... ... ... ... ૫૧
૬ વૈદક જ્ઞાન ... ... ... ... ૫૧
૭ લક્ષ્મી તો નશીબમાં હોય તો મળે ... ... ૫૧
૮ હલકી સોબતથી દુઃખી થવાય છે ... ... ૫૨
૯ ભણ્યુ લોક... ... ... ... ... ૫૨

## પ્રસંગ આઠમો.

૧ ધનની વાસના દુઃખ આપે છે... ... ... ૫૨
૨ સંગ પ્રમાણે રંગ લાગે છે ... ... ... ૫૩
૩ મહાત્મા અને ઉંદર ... ... ... ... ૫૪
૪ કોઇએ અહંકાર કરવો નહિ ... ... ... ૫૫
૫ વિશ્વાસમાં વિશ્વંભર છે ... ... ... ૫૬
૬ શોક કોનો કરવો ? ... ... ... ... ૫૭
૭ સ્ત્રીના કામમાં હાથ નાંખવો નહિ ... ... ૫૮
૮ સુખ નથી જો ધનમાં સાપ રહ્યા ચંદનમાં ... ૫૯

## પ્રસંગ નવમો.

૧ બલીરાજા ને ઇંદ્ર ... ... ... ... ૬૦
૨ હીરામાં જ હેત છે ... ... ... ... ૬૧
૩ ખોટી બુદ્ધિવાળાનું ખોટું થાય છે ... ... ૬૨
૪ પોતાનું કલ્યાણ પોતાનાં હાથમાં છે ... ... ૬૨
૫ ટેક વિષે ... ... ... ... ... ૬૩
૬ કયું કાર્મ કરવાથી ધર્મ થાય છે ... ... ૬૪

## પ્રસંગ દશમો.


૧ જે તું આપી શકતો નથી તે લઇ શકતો નથી ... ૬૫
૨ જાત મહેનતનું મહત્વ ... ... ... ૬૬
૩ વિદ્યા વધે કે ધન વધે ... ... ... ૬૬
૪ સોનું તે સોનું જ છે ... ... ... ૬૭
૫ જગતમાં આવી જ્ઞાન મેળવ્યું નહિ ... ... ૬૭
૬ અવિચારી હજામ ... ... ... ... ૬૮
૭ વટેમાર્ગુ ને વાઘ ... ... ... ... ૭૧
૮ મોટાઈ દેખાડવામાં મૃત્યુ થાય છે ... ... ૭૨
૯ ગર્વ આવવાનાં કારણો ... ... ... ૭૩


## પ્રસંગ અગીયારમો.


૧ ધર્મના વચનનો લોપ કરવો નહિ ... ... ૭૩
૨ મોત નજર આગળ તરે છે ... ... ... ૭૯


## પ્રસંગ બારમો.


૧ ગાય અને વાછરડો ... ... ... ... ૮૦
૨ ગરજ વિષે ... ... ... ... ૮૨
૩ લક્ષ્મી વિષે ... ... ... ... ૮૩
૪ દુઃખ વિષે ... ... ... ... ૮૪
૫ કરજ વિષે ... ... ... ... ૮૫
૬ કૃષ્ણની કૃપાનું ફળ ... ... ... ... ૮૬


## પ્રસંગ તેરમો.


૧ માઘ કવીની પત્નીની ઉદારતા... ... ... ૮૮
૨ શાથી શું નાશ થયું જાણવું ... ... ... ૮૯
૩ તલ સાંકળી ... ... ... ... ૯૦
૪ સૌથી મોટો કોણ ... ... ... ... ૯૧
૫ સંગ પ્રમાણે રંગ ચડે છે ... ... ... ૯૩
૬ પડી ટેવ તે તો ટળે કેમ ટળી ... ... ૯૪
૭ ઇશ્વર સર્વ વ્યાપક છે ... ... ... ૯૫

## પ્રસંગ ચૌદમો.


૧ મૂર્ખ શિષ્યની સમજણ ... ... ... ૯૬
૨ એક કન્યાને ત્રણ પતિ ... ... ... ૯૭
૩ મહાત્માના દર્શનથી થયેલો વૈરાગ્ય ... ... ૯૭
૪ ઘરને નહિ વખાણવાનું કારણ... ... ... ૯૮
૫ વસંત ઋતુને આંબાનું વૃક્ષ ... ... ... ૯૯
૬ દીલીપ રાજાની ગાયની સેવા ... ... ... ૯૯
૭ મીઠાનું મહાત્મ ... ... ... ... ૧૦૦
૮ સદ્‌ગુરૂને દેવ પાસે કાંઇ માગવાની જરૂર નથી ... ૧૦૧


## પ્રસંગ પંદરમો.


૧ મહાત્મા અને ભૂપતિ ... ... ... ૧૦૨
૨ રાણી ને ઝવેરીનો પુત્ર ... ... ... ૧૦૩
૩ મહાત્માના દર્શનથી થતો લાભ ... ... ૧૦૪
૪ ફરેદુન બાદશાહના દરવાજા ઉપરનો મહાલેખ ... ૧૦૬
૫ જનક રાજાનો વિચાર ... ... ... ૧૦૬
૬ હંસ અને કાગડાનો સંવાદ ... ... ... ૧૦૭


## પ્રસંગ સોળમો.


૧ સો પ્રકારના મૂર્ખ ... ... ... ... ૧૦૮
૨ ઉંચી શક્તિ કેવી રીતે પ્રાપ્ત થાય છે ... ... ૧૧૩
૩ શ્રદ્ધા વધારવાનો પ્રયત્ન કરવો જોઇએ ... ... ૧૧૩
૪ આત્મબુદ્ધિ વિષે ... ... ... ... ૧૧૪
૫ અમારી તમારે કાંઇ ફીકર કરવી નહિ ... ... ૧૧૫


## પ્રસંગ સત્તરમો.


૧ શઠને સંગત શું કરે... ... ... ... ૧૧૬
૨ ક્ષમા ક્યારે કરવી જોઇએ ... ... ... ૧૧૭
૩ ધીરજ ને ધર્મ ... ... ... ... ૧૧૭
૪ એક બાળાએ બાપને આપેલી શિખામણ ... ૧૧૭

૫ મનુષ્ય દેહનું મહાત્મ .. ... ... ... ૧૧૮
૬ પ્રભુનો ઉપકાર ... ... ... ... ૧૧૮
૭ અંતઃકરણ સ્વચ્છ રાખવાની જરૂર છે ... ... ૧૧૯
૮ નિર્ધનશા શેઠ ... ... ... ... ૧૧૯

## પ્રસંગ અઢારમો.

૧ અમૂલ્ય મહાત્માનો ઉપદેશ ... ... ... ૧૨૧
૨ સુખી થવાનો રસ્તો ... ... ... ... ૧૨૩
૩ દાદા ખાચરની સમજણ ... ... ... ૧૨૩
૪ કુસંગી કેવા હોય છે? ... ... ... ૧૨૪
૫ સત્સંગનું ફળ ... ... ... ... ૧૨૪
૬ સંતના સંગના ઉત્તમ ગુણો ... ... ... ૧૨૫
૭ સદ્‌ગુરૂ પ્રેમાનંદ સ્વામી ... ... ... ૧૨૫
૮ રામબાઈ ... ... ... ... ... ૧૩૦
૯ સત્ય સુખ કેવી રીતે મળે છે... ... ... ૧૩૦
૧૦ ઉંટ કાઢવાનો રસ્તો... ... ... ... ૧૩૧
૧૧ અભયદાન ... ... ... ... ... ૧૩૧
૧૨ ગુણવાન પુરૂષોનો સમાગમ એ મોટા લાભ છે ... ૧૩૨

## પ્રસંગ ઓગણીસમો.

૧ સદ્‌ગુરૂનો પ્રતાપ ... ... ... ... ૧૩૨
૨ કામ, ક્રોધ ને લોભ ટાળીને યાત્રા કરવી જોઇએ!... ૧૩૩
૩ વ્યભિચાર ન કરવા વિષે ... ... ... ૧૩૪
૪ દારૂના નીશામાં મોટી શરત ... ... ... ૧૩૪
૫ નળરાજા ને રાજહંસ ... ... ... ૧૩૬
૬ સુબોધક દોહરા ... ... ... ... ૧૪૦
૭ શાસ્ત્રના વિશ્વાસ વિષે ... ... ... ૧૪૦
૮ શેખસલ્લી જેવા વિચારો ... ... ... ૧૪૨
૯ શેરને માથે સવાશેર .. ... ... ... ૧૪૩

૧૦ રૂણાનુંબંધ ... ... ... ... ૧૪૪
૧૧ હાથી ને હાથણીની વાત ... ... ... ૧૪૬
૧૨ અમૃત ને શ્રીમદ્ ભાગવતની વાત ... ... ૧૪૬

## પ્રસંગ વીસમો.

૧ ભિષ્મ પિતામહનો ઉપદેશ ... ... ... ૧૪૭
૨ વહાલાંઓનો ઉપદેશ ... ... ... ... ૧૪૭
૩ કેળવણી ... ... ... ... ... ૧૪૮
૪ સંસારનો રસ્તો કેવો છે? ... ... ... ૧૪૯
૫ મૃત્યુલોક ... ... ... ... ... ૧૪૯
૬ સુખદુ:ખ સંસારમાં હોય છે ... ... ... ૧૪૯
૭ આપણો જન્મ શા માટે છે?... ... ... ૧૪૯
૮ નારદજીને અહંકાર ઉત્પન્ન થયો ... ... ૧૫૦
૯ વાસના મહાદુ:ખનું કારણ છે ... ... ... ૧૫૧
૧૦ સદ્‌ગુરૂના દર્શનથી મોટો લાભ થાય છે... ... ૧૫૨
૧૧ શ્રીજી મહારાજની બ્રાહ્મણો ઉપર કૃપા ... ... ૧૫૨
૧૨ નીચા થવામાં લાભ છે ... ... ... ૧૫૪

## પ્રસંગ એકવીસમો.

૧ સગર રાજા... ... ... ... ... ૧૫૨
૨ પુજાનું સ્થાન વય નથી પણ ગુણ છે ... ... ૧૫૫
૩ સહાસ કર્મ કરવાથી કેટલીક વખતે નુકસાન થાય છે ૧૫૬
૪ અમૃતાનુભવ ... ... ... ... ૧૫૭
૫ પ્રભુના ભક્તોની દીનવાણી ... ... ... ૧૫૭
૬ સંતની સેવા ... ... ... ... ૧૫૮
૭ સંસારનાં સુખો સ્વપ્ના જેવાં છે ... ... ૧૫૮
૮ લાકડું મનુષ્યને બોધ આપે છે... ... ... ૧૫૯
૯ પ્રભુ ભક્તિ ભુલ્યા તેને મહાદુ:ખ થશે ... ... ૧૬૦
૧૦ અહંકારનું રામબાણ ઔષધ ... ... ... ૧૬૧
૧૧ રાજા અને રાણી ... ... ... ... ૧૬૧
૧૨ પ્રભુ કૃપા કરે તોજ અંતરે અજવાળું થાય ... ૧૬૩

## પ્રસંગ બાવીસમો.


૧ ડહાપણવાળો કોણ? ... ... ... ... ૧૬૪
૨ ધર્માત્મા મુગદલ ... ... ... ... ૧૬૪
૩ પુણ્ય કરવાથી અંતકાળે સુખ થાય છે ... ... ૧૬૬
૪ દાનત તેવું ફળ ... ... ... ... ૧૬૭
૫ પાંચ ચીજો કદી ભરાય નહિ તે વિષે ... ... ૧૬૮
૬ દૈવી સંપતી કદી નાશ પામતી નથી ... ... ૧૬૯
૭ ભગવાન અર્થે કરનારને ખોટ આવતી નથી ... ૧૭૧


## પ્રસંગ તેવીસમો.


૧ ધર્મ પાળવાથી મનુષ્ય લેખાય છે ... ... ૧૭૨
૨ ક્રુર સ્વભાવની સ્ત્રી માણસ મારતાં બીએ નહિ ... ૧૭૨
૩ જે ભગવાનને અંતર્યામિ જાણે છે તે તેમની આજ્ઞા પાળે છે ... ... ... ... ... ૧૭૫
૪ પ્રભુને બુદ્ધિવાળા ગમે છે ... ... ... ૧૭૬
૫ કર્યા કર્મ ભોગવ્યા વિના છૂટકો નથી ... ... ૧૭૭


## પ્રસંગ ચોવીસમો.


૧ પ્રભુને જાણ્યા વિના દુઃખ મટતું નથી... ... ૧૭૮
૨ આપણું મનજ બુરૂં છે ... ... ... ૧૭૯
૩ ભર્તૃહરીનું આયુષ્ય પ્રમાણ ... ... ... ૧૭૯
૪ હિતના વચનો ... ... ... ... ૧૮૦
૫ અતિ લોભ તે પાપનું મુળ છે ... ... ૧૮૧
૬ ધનની આશા ... ... ... ... ૧૮૧
૭ ધ્રુવજીને માગતાં આવડયું નહિ... ... ... ૧૮૨


## પ્રસંગ પચીસમો.


૧ માયા રહીત માગણીઓ ... ... ... ૧૮૩
૨ તજવા યોગ્ય શું છે... ... ... ... ૧૮૪
૩ મૃત્યુલોકમાં દુઃખજ છે ... ... ... ૧૮૫
૭ સિદ્ધ પુરૂષોના સંદેશા ... ... ... ૧૮૬
૮ કુસંગના પ્રકાર ... — ... ... ૧૮૭

## પ્રસંગ છવીસમો.

૧ ચડતી પડતી દશાઓ ... ... ... ૧૮૮
૨ સાગર ને સુલક્ષણા ... ... ... ... ૧૯૧
૩ અક્કલ વિષે રાજાનો અમાત્યને પ્રશ્ન ... ... ૧૯૨
૪ સમુદ્રને ઠપકો ... ... ... ... ૧૯૪
૫ ધર્મના કાર્યમાં ઢીલ ન કરવી જોઇએ ... ... ૧૯૪

## પ્રસંગ સત્તાવીસમો.

૧ અમુલ્ય માનવ અવતાર ... ... ... ૧૯૫
૨ માની યાદ... ... ... ... ... ૧૯૬
૩ કલાપીનો કાવ્યકળા ... ... ... ... ૧૯૬
૪ વિવેકાનંદજીનાં વચનો ... ... ... ૧૯૭
૫ શ્રીમંતાઇ સદા રહેતી નથી ... ... ... ૧૯૮
૬ શેખ સાદીની શિખામણો ... ... ... ૧૯૯
૭ સમર્થ રામદાસ સ્વામી ... ... ... ૨૦૦

## પ્રસંગ અઠ્ઠાવીસમો.

૧ ઉત્તમ તીર્થ કાશી ... ... ... ... ૨૦૩
૨ સજ્જનતાથી સુવર્ણ અધિક છે... ... ... ૨૦૫
૩ જીવનની સપ્ત ભુમીકા .. ... ... ૨૦૬
૪ નામ તેહનો નાશ ... ... ... ... ૨૦૮
૫ જ્ઞાન વચન ... ... ... ... ૨૧૦
૬ મોતનો ભય કોને નથી ... ... ... ૨૧૧
૭ દયા પણ વખતે જન્મ મરણનું કારણ થાય છે ... ૨૧૧
૮ વિવેકી વચનો ... ... ... ... ૨૧૨
૯ ખીડી અને ખડમાકડી ... ... ... ૨૧૩
૧૦ ત્રણ પ્રકરણનું જીવન ... ... ... ૨૧૩
૧૧ સુબોધ સંગ્રહ ... ... ... ... ૨૧૪

## પ્રસંગ ઓગણત્રીસમો.

૧ મુર્ખાઇ ભરેલાં વીસ કૃત્ય ... ... ... ૨૧૫
૨ પાખંડીના પ્રસંગથી દૂર રહો ... ... ... ૨૧૭
૩ મીઠી વાણી ... ... ... ... ૨૧૮
૪ સાંસારિક ઉપદેશ ... ... ... ... ૨૧૯

૫ પરમ ઔષધ રૂપ વચનો ... ... ... ૨૧૯
૬ ધર્મીને ઘેર ધાડ અને ખાટકીને ત્યાં ક્ષેમકુશળ ... ૨૨૦
૭ પ્રભુ અને બાળકો ... ... ... ૨૨૧
૮ પ્રભુ પાસે શું માગવું જોઇએ? ... ... ૨૨૨
૯ મહાન પુરૂષની રીત ... ... ... ૨૨૨


## પ્રસંગ ત્રીસમો.


૧ નૌકાનો આશ્રય ઉત્તમ છે ... ... ... ૨૨૩
૨ સંગ પ્રમાણે રંગ લાગે છે ... ... ... ૨૨૩
૩ મમતી કેવા હોય છે ? ... ... ... ૨૨૩
૪ મનુષ્ય જન્મ દેવને પણ દુર્લભ છે ... ... ૨૨૪
૫ સંસારમાં કોઇ સુખી નથી ... ... ... ૨૨૪
૬ ગાયાની પુજા ... ... ... ... ૨૨૫
૭ રાજનીતિ સુજ્ઞ વજીર ... ... ... ૨૨૬
૮ બુદ્ધનો વૈરાગ્ય ... ... ... ... ૨૨૭
૯ મન સાફ રાખવું જોઇએ ... ... ... ૨૨૯
૧૦ ઐકયતા ... ... ... ... ૨૩૦
૧૧ હાફીઝની કાવ્યપ્રસાદી ... ... ... ૨૩૦
૧૨ મહારાજા સયાજીરાવનો પ્રજાપ્રેમ ... ... ૨૩૧


## પ્રસંગ એકત્રીસમો


૧૩ સુભાષિત રત્ન ... ... ... ... ૨૩૨
૧૪ કુમારપાળ રાજાના વખતની પાટણની મહત્તા ... ૨૩૪
૧૫ દશા ફરે ત્યારે બુદ્ધિ કામ આવતી નથી ... ૨૩૫
૧૬ કર્મ પ્રમાણે સુખ દુઃખ આવે છે ... ... ૨૩૫
૧૭ સંસાર સ્વપ્ના જેવો છે ... ... ... ૨૩૬
૧૮ સુખ દુઃખ સદા રહેતાં નથી ... ... ... ૨૩૬
૧૯ આવો જન્મ પુનઃ મળનાર નથી ... ... ૨૩૬
૨૦ સેવાભાવી ... ... ... ... ૨૩૬


## પ્રસંગ બત્રીસમો.


રમલ શાસ્ત્ર ... ... ... ... ૨૩૭
૧ પ્રશ્ન જોવા માટે સુચના ... ... ... ૨૩૭
૨ પ્રશ્ન જોવાની વિગત ... ... ૨૪૦ થી ૨૫૬



નેક નામદાર શ્રી મહારાજાધિરાજ શ્રી મહારાણાજી

**શ્રી ભવાનીસિંહજી સાહેબ બહાદુર**

**સંસ્થાન શ્રી દાંતા**

KUMAR PRINTERY AHMEDABAD

॥ धर्मो रक्षति रक्षितः ॥

॥ हरिच्छा बलीयसी ॥

॥ अंते धर्मं जयः ॥

सत्यं परं धी मही



# ઉત્સર્ગ

અખંડ પ્રૌઢપ્રતાપ નેક નામદાર પરમ કૃપાળુ ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ ધર્મધુરંધર શ્રીમન્ત મહારાજાધિરાજા

**શ્રીમહારાણાજી શ્રી ભવાનીસિંહજી**
**સાહેબ બહાદુર, સંસ્થાન દાંતા.**

ભારત વર્ષમાં દેશી રાજ્યોમાં પ્રજાપ્રિય અને રૈયત રક્ષક રાજકર્ત્તાઓમાં આપે ભારે નામના મેળવી છે, એટલુંજ નહિ પણ ધર્મ, નીતિ ને સાહિત્યની સેવા કરવામાં આપ સર્વોત્તમ છો. પ્રજા હિતના ઉત્તમ કાર્યો કરી બતાવી આપની રાજ્ય પીતા તરીકેની ફરજ આપે અદા કરી છે તેને લીધે આધુનિક સમયમાં દાંતા સંસ્થાનની ઉત્તમ રાજ્ય કારભારની ઝળહળતી કાર્યકીર્ત્તિ સર્વે સ્થળે પ્રદર્શિત છે. આપ પરદુઃખ ભંજન મહારાજાધિરાજ વીરશિરોમણિ વિક્રમાદિત્યના કીર્ત્તિ વંશના વિજય અવતંશજ છો એટલે આપના પવિત્ર રાજ્યને “રામ રાજ્ય” ની ઉપમા જન સમાજે આપી છે તે વાસ્તવિક છે. આપ નામદાર સાહેબને ધર્મનીતિનાં પુસ્તકો ઉપર મુળથી સ્વાભાવિક પ્રીતિ છે. વળી આપને ગુણગ્રાહી જન સમુહે પરમપૂજ્ય રાજ્યપિતા પ્રત્યેનું પ્રજાવાત્સલ્ય પ્રદિપ્ત

॥ परोपकाराय सतां विभूतयः ॥

કરેલું તેથી આપ પ્રજાવત્સલ મહાન રાજકર્ત્તા છો એમ સાંપ્રત સમયમાં સર્વેના જાણવામાં આવેલું છે. આપે વિદ્યા અને ધર્મને અગ્રેસર રાખી આપના રાજ્યમાં અનેક પ્રજા કલ્યાણના ઉપયોગી સુધારા કરેલા છે. વળી આપ જગદમ્બા માતાના પરમ ઉપાસક છો તેથી આપના પવિત્ર રાજ્યમાં મહાન્ સદ્‌ગુણો સાથે ભક્તિમાતા દૃષ્ટિ ગોચર થાય છે. આપ નામદાર શ્રીના મહાન સદ્‌ગુણોથી આકર્ષાઈ મ્હારૂં ધર્મનીતિનું નવનીત પુસ્તક આપશ્રીને પ્રેમપૂર્વક અર્પણ કરૂં છું તે સ્વીકારશો. પરમાત્મા આપને દીર્ઘાયુષ રાખે ને આપનું અવિચલ રામ રાજ્ય સૂર્ય ચંદ્ર સમ તપે એવી મારી અંતઃકરણપૂર્વક અવિનાશી પ્રત્યે પ્રાર્થના છે.

આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આપે મને જે આશ્રય આપ્યો છે તેનો બદલો મારાથી વળી શકે તેમ નથી, પણ આ પવિત્ર ધર્મનીતિના ઉપયોગી સદ્‌ગ્રંથમાં આ અર્પણપત્રિકા સાથે આપ નામદારશ્રીનું મુબારક અભિધાન તથા શ્રી અમ્બિકાના પવિત્ર ધામની સંક્ષિપ્તમાં વિગત અને આપ નામદારશ્રીના જીવનની રૂપરેખા મુકી આલ્હાદિત થાઉં છું. એજ નમ્ર વિનંતિ.

મુ. પાટણ (ઉ. ગુજરાત)<br>
તા. ૧–૧–૩૩

લિ. આપશ્રીનો દાસાનુદાસ સેવક<br>
**મગનલાલ શંકરભાઈ પટેલના**<br>
સપ્રેમ વંદન

# શ્રી અમ્બિકાના પવિત્રધામની સંક્ષિપ્તમાં વિગત

અને

## શ્રી દાંતાનરેશ શ્રીમંત મહારાણા સાહેબ બહાદુરના જીવનવૃતાન્તની રૂપરેખા.



**ઐતિહાસિક અવલોકન.**

અખંડપ્રૌઢપ્રતાપ સ્વધર્મનિષ્ઠ દાંતાનરેશ શ્રીમન્ત મહારાણા શ્રી ભવાનગઢપતિ, ભવાનીપ્રિય ભવાનીસિંહજી મહારાજ, ભારતવર્ષના સાર્વભૌમ ચક્રવર્તી સમ્રાટ અગ્નિવંશી શ્રીહર્ષ મહારાજા બિરૂદધારી પાટવી શાખાના પવાર કિંવા પરમારકુલભૂષણ હોઇ, વિશ્વવિખ્યાત પરદુઃખભંજન રાજાધિરાજ વીરશિરોમણી વિક્રમાદિત્યજીના કીર્ત્તિવંશના વિજય અવતંશજ છે. પરમાર મહારાજાઓનું મૂલ રાજનગર ઉજ્જયિની નગરી હતું. દેશકાલ પરિવર્તન પ્રમાણે ઉજ્જન નગરથી આબુ પર્વત રાજ્યધાની થઇ, અને આબુપહાડથી સિન્ધ પ્રાન્તમાં આવેલું નગરઠઠ્ઠા શહેર રાજનગર બન્યું તે સમયે રાજાધિરાજ જશરાજ રાજ્યપિતા તરીકે હતા. આ નૃપતિના પાટવીકુમારશ્રી કેદારસિંહજીને શ્રી જગતજનિતાએ જગદમ્બાના આબુ પહાડથી આશરે ત્રણેક ગાઉ દૂર પૂર્વ દિશામાં આવેલા પોતાના મૂલ સ્થાનક ઝાન્હવી–ઝરીવાવ પાસે વસાવ્યા. આ ઐતિહાસીક સ્થળને અવશેષ પ્રાચીન શિલાલેખ સહિત અદ્યાપિપર્યન્ત વિદ્યમાન છે. ભૂપતિ કેદારસિંહ બંગાળાના નાગ જાતિના ક્ષત્રિયોના રાજરાજેન્દ્ર નાગેન્દ્રદેવવર્માની રાજરાણી શ્રીમતિ નાગકન્યાદેવીની રાજકુમારી ભાગીરથી દેવી સાથે લગ્ન બન્ધનથી જોડાયા. આ દમ્પતિદ્વન્દ્વને શ્રી આદ્યશક્તિ અંબામાતાની

પરમકૃપાથી ઉદયાદિત્ય નામક મહાતેજસ્વી રૂષ્ટપુષ્ટ પુત્રરત્ન પ્રાપ્ત થયું. પાટવીપુત્રના પ્રાકટ્ય પશ્ચાત્ રાજદંપતિયે શ્રી જગદમ્બાની આજ્ઞાથી દેવભૂમિ ઝાન્હવી ઝરીવાવ, તેની પાસેનો આબુપર્વત, અને આબુપહાડની ચોમેરના પ્રદેશોને તેમાં વસતી ભગવતીભક્ત ભીલપ્રજાને સમરશિક્ષણ આપી સૈનિકો બનાવી સ્વાધીન કર્યાં. અને આ રાજ્યભક્ત વજ્રકાય ભીલદળના સેનાપતિ તરીકે પોતાના પાટવીકુમાર ઉદયાદિત્યને નિયુક્ત કર્યા. તેમજ ભીલ સૈન્યના સૈનિક શિબિર સ્થળ તરીકે ગબ્બર પર્વતની પશ્ચિમ દિશાએ આવેલા યુદ્ધવ્યુહરચનાના દીર્ઘદ્રષ્ટિબિન્દુથી અતિ અગત્યતા ધરાવતા ભડભીમ પર્વત કે જે અત્યારે પણ ભંડારાના ડુંગરને નામે હયાત છે; તે સ્થળને પસન્દ કરીને તેને પોતાના રાજ્યનું લશ્કરી મથક બનાવ્યું; આ પછી યુવરાજ ઉદયાદિત્યે પોતાની જન્મભૂમિ પવિત્ર ઝાન્હવી–ઝરીવાવ પાસે શ્રી જગદમ્બા-નગર વસાવ્યું.

## રાજ્યપ્રદેશનો વિસ્તારપ્રયાસ.

મહારાજાશ્રી કેદારસિંહજીયે સ્વાધીન પ્રદેશનું સંરક્ષણ કરવાનું મહત્કાર્ય સ્વશિરે લીધું અને યુવરાજશ્રી ઉદયાદિત્યને નવા પ્રદેશો જીતી લઈ રાજ્યપ્રદેશ વિસ્તારનું વિકટકાર્ય સુપ્રત કર્યું. પિતૃ-આજ્ઞાને શિરસાવન્દ્ય સ્વીકારીને પાટવીપુત્ર ઉદયાદિત્યે શક્તિસ્થળ જન્મસ્થાન ઝાન્હવી–ઝરીવાવ અને નિવાસસ્થાન જગદમ્બાનગરની ઉત્તર દક્ષિણ પૂર્વ પશ્ચિમે આવેલો અતિ વિસ્તાર પ્રદેશ સર કર્યો. અને તેને પોતાના પિતાશ્રી મહારાજાશ્રી કેદારસિંહજીએ જીતી લીધેલા મુલક સાથે જોડી દઇ તે તમામ રાજ્યપ્રદેશનું નામ શ્રી અગ્નિવંશી શક્તિસંસ્થાન રાખ્યું અને તેનું પાટનગર જગદમ્બા નગરને બનાવ્યું.

## ઉદયાદિત્યનો રાજ્યાભિષેક.

ઉજ્જયિની નગરીના મહારાજા વીર વિક્રમાદિત્યની ૪૮ મી પેઢીના પુણ્યપુરૂષ અને પ્રતિષ્ઠાન નગરના સમ્રાટ શાલિવાહનની

૨૧ મી પેઢીના પૂજ્ય પુરૂષ યુવરાજ ઉદયાદિત્ય, મહારાજા શ્રી કેદારસિંહજીના કૈલાસવાસથી રાજ્યભક્ત ભીલદળ અને રાજ્યવત્સલ પ્રજાબળના પ્રતાપ પ્રભાવે વિક્રમ સંવત ૨૩૭ માં અર્થાત શાલિવાહન શક ૧૦૨ માં જગદમ્બા નગરના રાજ્યસિંહાસનપર વિદુષી પ્રજાવત્સલ મહારાણીશ્રી ભાગીરથીદેવીજીના વરદહસ્તે રાજ્યાભિષિક્ત થયા અને શ્રી અગ્નિવંશી શક્તિસંસ્થાનપતિ જગદમ્બાનગર નરેશ મહારાજા શ્રી ઉદયાદિત્ય બહાદૂર તરીકે દેશના રાજાપ્રજામાં જાહેર થયા. મહા-રાણાશ્રી ઉદયાદિત્યસિંહજીએ પોતાની આખીયે જનતાને યુદ્ધકલા શિક્ષણ આપી સારીયે રૈયતને સાહસિક, શૂરવીર, દેશભક્ત, નિડર અને લડાયક પ્રજાનું સર્જન કર્યું. પોતાના રાજ્યપ્રદેશનું પાલન તથા સંરક્ષણ કરવાનું મહાન જોખમદારી ભર્યું રાજ્યશાસન પોતાના ગંગાસ્વરૂપ પરમપૂજ્ય રાજ્યમાતા વિદુષી મહારાણીશ્રી ભાગીરથી દેવીજીને સોંપીને, સ્વપ્રજાની સંપૂર્ણ સહાય સાથે રાજ્યવિસ્તારાર્થે વિજયપ્રસ્થાન શરૂ કર્યું. ભિન્નભિન્ન પ્રદેશો જીતી તેને શક્તિસંસ્થા-નની સાથે જોડી દઈ સંરક્ષણની સુવ્યવસ્થા કરી ચઢાઇ આગળ ચાલુ રાખી આખરે માલવા દેશપર હલ્લો કર્યો.

**માલવાપર આક્રમણ.**

માલવાના અત્યાચારી દારૂડિયા મહારાજા માલવકેતુને રણસંગ્રામ-માં મારી માલવા સર કરી માલવદેશમાં આવેલી પવિત્ર ધારાનગરીને માલવદેશના રાજનગર તરીકે સ્થાપના કરી ત્યાં પોતાનું નિવાસ-સ્થાન રાખ્યું, અને પ્રજાજન સમક્ષ રાજ્યસિંહાસનારૂઢ થઇ પોતાનું નામ મહારાજાધિરાજ શ્રીમન્ત ઉદયાદિત્યસિંહ રાખ્યું અને માલવાના રાજભંડારનો ધનખજાનો જગદમ્બાનગર મોકલાવી ભટભીમ પર્વતના સુરક્ષિત સ્થળમાં ભંડારાવી અર્થાત દટાવી તે પર્વતનું નામ બદલીને ભંડાર દાટયાનું સાંકેતિક નામ ભંડારાના ડુંગર રાખ્યું.

શ્રીમન્ત મહારાજા ઉદયાદિત્યસિંહ મહામુત્સદ્દી લોકપ્રિય અને દેશભક્ત નૃપતિ હતા. તેમને વીરબાલા નામની વાઘેલા વંશની એક

અને સુરજબા નામે સોલંકી કુળની એક એમ બે રાજરાણીઓ હતી.

### ઉદયાદિત્યસિંહજીનું આન્તરજીવન.

વાઘેલાવંશજ રાણી વીરબાલાને રણધવલ અને સોલંકીવંશજ રાણી સુરજબાને જગતદેવ કિંવા જગદેવ એમ બે રાજકુમારો હતા. રાજપુત્ર જગદેવ પાટવીકુમાર રણધવલ કરતાં બે વર્ષે નાનો હતો પરંતુ મહાશૌર્યશાલિ, મહાબુદ્ધિશાલિ, મહાધૈર્યવાન, મહાનીતિમાન, મહાપરાક્રમી, મહાસાહસિક, મહાશક્તિભક્ત અને મહાપ્રજાવત્સલ તથા દરિયાવદિલનો હતો. વાઘેલી રાણી પટરાણી વીરબાલા સ્વરૂપે સર્વાંગસુન્દર છતાં પણ સ્વભાવે અભિમાની, અહંકારી, આત્મપ્રશંસા પ્રિય, ગર્વીષ્ટ, ઘાતકી અને ક્રોધી હતી. જેમ શ્રાવણ ભાદરવાના ભર-ચોમાસાના મૂશળધાર વર્ષાદને દેખીને જવાસો વનસ્પતિ વળી જાય છે તેમ પટરાણી વીરબાલા શોકયસુત રાજકુમાર જગદેવનો ઉત્કર્ષ થતો અવલોકીને ઇર્ષાની આગમાં બળીને ખાખ થઇ જતી હતી.

### સુરજબાનો બહિષ્કાર.

વીરબાલા બલવાન અને અનિવાર્ય સત્તાવાન હોવાથી મહારાજા ઉદયાદિત્યસિંહજીને તેણે સ્વાધીન કરી લીધા હતા. પરાધીન ઉદયાદિત્યે પટરાણી વીરબાલાની શીખવણીથી નાની રાણી સોલંકી સુરજબાને રાજમહાલયમાંથી બહાર કહાડી તેના ઉદરનિર્વાહાર્થે સૂર્યપુર નામનું એક ગામ કહાડી આપીને જુદી રાખી હતી. રાજ્યમાતા ભાગીરથી-દેવીએ પુત્રને આ અયોગ્ય, અન્યાયી અને આત્મઘાતી કુલચ્છેદક વર્ત્તન માટે સખ્ત ઠપકો લખી પત્ર પાઠવ્યો, પણ પરવશ ઉદયાદિત્યે તેને તિરસ્કારી કહાડયો.

### દીર્ઘદર્શી રાજરાણી.

રાણી સુરજબા જાતે ડાહી, શાન્ત સ્વભાવની અને દીર્ઘદૃષ્ટિની હોવાથી દેવી કૌશલ્યાસમાન ધૈર્યવ્રત ધારણ કરીને દીનહીન અસંતોષિત વિપરિત વિષમ પરિસ્થિતિમાં પણ સૂર્યપુરમાં પોતાના પ્રાણપ્રિય પુત્ર-

રત્ન રાજકુમાર જગદેવ અને સંભાવિત આશ્રિત સ્નેહીસંબંધી મંડલી સહિત અલ્પ આવકમાં જગદમ્બાપર સંપૂર્ણ શ્રદ્ધાભક્તિ રાખીને પુત્રની ઓજસ્વી મુખાકૃતિ નિરખીને, આનંદ માનતી, અને દુઃખ પછી સુખ તેમજ સુખ પછી દુઃખના સંસારચક્રની રેંટમાળમાં વિશ્વેશ્વરપર વિશ્વાસ રાખી જીવન વ્યતિત કરતી હતી. સુશિક્ષિત અને સતિ સાધ્વી માતા સુરજબાયે પુત્રવાત્સલ્યે રાજકુમાર જગદેવને જન્મકાલથીજ ઉચ્ચ સંસ્કાર પાડી ઉત્તમ શિક્ષણથી વિભૂષિત કર્યો હતો અને સ્વસ્વામિ મહારાજા ઉદયાદિત્યજીની વક્રદષ્ટિ છતાં પણ સતિ સુરજબાયે જગદેવને પ્રજાવત્સલ ન્યાયપ્રિય નીતિશીલ દેશભક્ત ક્ષત્રિયકુલને શોભાયમાન કરનાર રાજ્યશિક્ષણ આપીને મહાપ્રતાપશાલિ, મહાશક્તિશાલિ, મહાબુદ્ધિશાલિ અને મહામુત્સદ્દી મહામહારથી વીરકેશરી પુત્રરત્ન બનાવ્યો હતો.

રણધવલ સમરભૂમિમાં મૃત્યુ પામેલા માલવાના મર્હુમ મહારાજા માલવકેતુના મહારાજકુમાર મદનદેવરાજ અને તેના પક્ષના રજપૂતોયે કરેલા હથિયારબંધ બળવાથી જાહેર થયેલા રણસંગ્રામના યુદ્ધક્ષેત્રમાં મહારાજકુમાર મદનદેવરાજની સાથેના દ્વન્દ્વયુદ્ધમાં મૃત્યુશાયી થયા. વીરબાલા સુતશોકથી મૃત્યુ પામી. ઉદયાદિત્યમાં હૃદયપલ્ટો થયો; સુરજબાનો ભાગ્યોદય થઇ સ્વપતિ–સદને આવી અને જગદેવ માલવાપતિ બન્યો !

આ ઇતિહાસપ્રસિદ્ધ નરપુંગવ નરપતિની પછી તેનો યુવરાજ કેશરીસિંહ માલવાનો મહારાજા બન્યો. અને કનિષ્ટકુમાર રાજપુત્ર ભગવતસિંહ પોતાના પિતામહ ઉદયાદિત્યસિંહના વયોવૃદ્ધ પરંમ પુજ્ય ગંગાસ્વરૂપ માતુશ્રી વિદુષી ભાગીરથીદેવી સખ્ત બિમાર પડતાં જગદમ્બાનગર ગયો; ભગવતસિંહે ભાગીરથીદેવીની માતૃપ્રેમથી સેવાસુશ્રુષા કરી; પરંતુ ભાવિના લેખ અણઉકેલ છે, ભાવિના લેખપર કોઇ મેખ મારી શકતું નથી; અને કાળની ગતિ અકલિત છે, યમદૂત

કોપ્રને છોડતા નથી. આ નિયમે સનાતનધર્માનુરાગી પરમવિદુષી મહારાણી ભાગીરથીદેવી મૃત્યુને કિનારે આવી પહોંચ્યાં. પોતાનો અન્તકાલ સમીપ આવેલો લાગવાથી તેમણે પોતાના પ્રપૌત્ર ધારાનગરીના કનિષ્ટ રાજકુમાર ભગવતસિંહજીને પોતાની પાછળ જગદમ્બાનગરના ગાદીવારસ રાજ્યકર્ત્તા તરીકે સ્વપ્રજાજનો સમક્ષ જાહેર કર્યા.

## વફાદારીની શપથક્રિયા.

રાજ્યભક્ત પ્રજાજનોને રાજકર્તા ભગવતસિંહજીને વફાદાર અને ભગવતસિંહજીને શ્રી સુર્યવંશી શક્તિસંસ્થાનને વફાદાર રહેવાની આજ્ઞા કરી, પરમપવિત્ર શક્તિચિન્હ ત્રિશૂલ ને તલવાર હાથમાં લેવડાવી ભીષ્મપ્રતિજ્ઞાઓ લેવડાવી, આ અસારસંસાર ત્યાગી ભાગીરથી દેવીજી કૈલાસવાસી બન્યાં. રાજમાતા ભાગીરથીદેવીના કૈલાસવાસ પછી પ્રજાજનોયે ભગતસિંહજીનો શક્તિસંસ્થાનપતિ મહારાજા શ્રીમન્ત ભગવતસિંહજી બહાદુર તરીકે જગદમ્બાનગરમાં રાજ્યાભિષેક કર્યો.

## ઈર્ષાની સળગેલી આગ.

પોતાના કનિષ્ટબંધુ ભગવતસિંહજીના જગદમ્બા નગરનરેશ તરીકે થયેલા રાજયાભિષેકથી ધારાનગરીના યુવરાજશ્રી કેશરીસિંહજી ક્રોધે ભરાયા અને તેમણે શક્તિસંસ્થાન પર ચઢાઇ કરવાની ઇચ્છા પોતાના પિતા મહારાજા જગદેવ સમક્ષ પ્રદર્શિત કરી. આથી દુઃખદ સ્થિતિમાં ઉછરેલા જગદેવે કુળકીર્ત્તિની વિનાશક વંશવિધ્વંસક યાદવાસ્થળીથી થતા નિર્દોષ પ્રજાજનોના હ્રાસને લક્ષમાં લઇને દીર્ઘદષ્ટિ વાપરી ઉભય આત્મજોનું ઐક્ય સાધવાને ભગવતસિંહ ઉપર એક પિતૃ-વાત્સલ્યપૂર્ણ સૂચનાપત્ર પાઠવ્યો. પૂજ્ય પિતાશ્રીની આજ્ઞાને માથે ચઢાવીને ભગવતસિંહે પોતાના પાટનગર જગદમ્બાનગરના નામને સ્થાને જગતપુર નગરી, ઝહાન્વી–ઝરીવાવ નામને સ્થળે જગતવાવ, અગ્નિવંશીની જગ્યાએ પરમાર અને મહારાજા પદ્વિને બદલે મહારાણા પદ્વિ રાખી પિતૃઆજ્ઞાનું યથાર્થ પ્રકારે પાલન કર્યું. આથી પોતાનું

જ્યેષ્ટત્વ અને વર્ચસ્વ સચવાવાથી માલવાપતિ કેશરીસિંહે જગપુરપતિ ભગવતસિંહ પર ચઢાઈ કરવાનો વિચાર માંડી વાળ્યો; આ પ્રકારે ધારાનગરી અને જગપુરનગરી વચ્ચે કુટુમ્બકલહનો દારૂણ દાવાનળ યાને આન્તરવિગ્રહનો પ્રલયાગ્નિ ભભુકતો અટકી ગયો. શ્રી શક્તિ-સંસ્થાનપતિ શ્રીમન્ત મહારાણા ભગવતસિંહજી બહાદૂર બિરૂદાવલીથી ભગવતસિંહનો જગતપુર નગરીના રાજ્યપ્રદેશ પર રાજ્યઅમલ નિર્વિઘ્ને ચાલ્યો.

## બળવાની ઉશ્કેરણી.

પાંચેક વર્ષો સુધી રાજ્યમાં સારી સુલેહશાન્તિ જળવાયા બાદ પાટનગરથી બાર તેર ગાઉ પર ભિમાડા પ્રદેશપર આવેલા દન્તપુર ગામના ભીલ ઠાકોર દન્તવક્રે લુંટફાટ ચલાવી પ્રજાને પીડી અજ્ઞાન ભીલોમાં બળવાની ઉશ્કેરણી કરી અન્ધાધુધી પ્રવર્ત્તાવવા માંડી. આ દુ:ખદ સમાચાર મહારાણા ભગવતસિંહજીને ગુપ્તચરદ્વારા મળતાં તેઓશ્રીયે તુરતાતુરત પોતાના સરદારો અને સૈનિકોને એકત્ર કરી મસ્લત કરી યુદ્ધનું રણશિંગડું ફુંકી પોતાના પાટવી પુત્ર મહારાજ કુમારશ્રી નરસિંહ બહાદૂરના સેનાપતિત્વની સરદારી નીચે એકદમ દન્તપૂર ચઢાઇ કરી દન્તવક્રને રણમાં મૃત્યુને સ્વાધીન કર્યો. આ જીતની નિશાની તરીકે દન્તપુર ગામ પર પોતાના રાજ્યધર્મ વેદ ધર્મના ભગવા ઝંડારૂપ શક્તિધ્વજનો વિજય વાવટો ફરકાવ્યો. અને પોતાના આ વિજયના કીર્તિસ્થંભ તરીકે દન્તપુર ગામનું નામ દાંતાનગર રાખી રણસંગ્રામ દર્મિયાન જે સ્થળે પોતાનો લશ્કરી મુકામ હતો તે સ્થાને અને વિજયી યુવરાજ નરસિંહજીની યાદગિરી તરીકે ત્યાં નરસિંહગઢ બંધાવ્યો અને ત્યાં પોતાની રાજ્યધાની મુકામ ઠરાવ્યો; આ દન્તપુરના સ્થાને પાટનગર દાંતાનગર અને નરસિંહગઢના સ્થળે નરસિંહ—નવાનગઢ અદ્યાપિ સુર્યચન્દ્ર સમાન વિદ્યમાન છે. અને ઝરી ઉર્ફે જગતવાવ, જગતપુર નગરીનું સ્થળ અને શ્રી શક્તિ-

સંસ્થાનને સ્થાને દાંતારાજ્ય તેમજ આદ્યશક્તિ અંબિકા મૈયાનું સ્થાનક ધામ હાલ પણ હયાત છે.

## મહારાણા જશવંતસિંહજી મહારાજ.

વર્તમાન દાંતાનરેશ મહારાણાશ્રી ભવાનિસિંહજી મહારાજના કૈલાસવાસી તીર્થસ્વરૂપ પ્રજાવત્સલ પ્રાતઃસ્મરણીય પરમપૂજ્ય પિતાશ્રી દાતાનરેશ મહારાણાં શ્રી હમીરસિંહજી મહાનુભાવના સ્વર્ગવાસી લોકપ્રિય દેશહિતૈષી પૂણ્યશ્લોક પિતાશ્રી ભગવાનગઢપતિ મહારાણા શ્રી જશવંતસિંહજી મહોદય અગ્નિવંશી ક્ષત્રિય કુલકૌસ્તુભ દશદિગન્ત વિજયી સમ્રાટ વિક્રમાદિત્યના વીરશિરોમણિ વંશજમણિ અને માલવાપતિ ધારાનગરીનરેશ મહારાજાધિરાજ જગદેવ પરમારના પ્રજાવત્સલ ભૂપતિ અવતંશજરત્ન થાય છે. દાંતાપતિયો પ્રથમથી જ શ્રી સનાતન-વૈદિક વર્ણાશ્રમ શ્રૌતસ્માર્ત ધર્મસંરક્ષક મહાન શક્તિસેવકો યાને ભગવતી ભકતો છે.

આર્યાવૃત્તના અતિપ્રાચીન મહાગૌરવશાલિ અગ્નિવંશની મહાન-પૌરવશાલિ પાટવી શાખા મહાસૌષ્ટશાલિ પરમારવંશના મહાયશસ્વી ઐતિહાસિક રાજ્યવંશજ શ્રીમંત મહારાણા શ્રીજશવંતસિંહજી મહારાજ ધર્મનિષ્ટ, ન્યાયપરાયણ, નીતિપ્રિય, કાર્યકુશલ, અને સ્વદેશાભિમાની આદર્શ રાજવી હતા. સ્વદેશસેવાના સતકાર્યો માટે તેઓ શ્રીમંતનું શુભનામ અમરકીર્ત્તિ પામી જગજાહેર બન્યું છે.

## રાજ્યકર્ત્તા અને યુગધર્મ.

મહારાણાશ્રી જશવંતસિંહજી મહારાજ યુગધર્માનુસાર રાજ્ય-કાર્યભાર ચલાવનાર લોકહિતૈષી ભૂમિભક્ત ભૂપતિ હતા. વિક્રમ સંવત ૧૯૪૨ માં નામદાર હિંદીસરકાર તરફથી સાદરામાં સ્વદેશી સંસ્થાનોના રાજ્ય શાસકોના રાજકુમારોને નૃપતિ શિક્ષણ આપવાને માટે "રાજકુમાર મહાવિદ્યાલય" ઉઘાડવામાં આવ્યું તેના ઉદ્દ્ઘાટનની માંગલીક ક્રિયા કરવાના મહોત્સવ સમયે પૂણ્યશ્લોક જશવંતસિંહજી

મહારાજે દરિયાવદિલથી ગંજાવર રકમની સહાયતા સ્વેચ્છાથી સમર્પી પિતૃદેશ ભારતવર્ષના દેશીરાજ્યોના રાજ્યપરિવારની ઉચ્ચકેળવણીની વૃદ્ધિ માટેની પોતાની તીવ્ર લાગણી દર્શાવી આપી હતી.

પ્રજાપર અતિ પ્રીતિ રાખનાર વિપ્રોને બહુવિદ દાનદક્ષણા દઈ યજ્ઞયાગાદિ તથા પ્રાચીન દેવસ્થાનો અને ઐતિહાસિક સ્થળોનો જીર્ણોદ્ધાર તથા પુનરોદ્ધાર કરી જગતજશ જીતી સ્વર્ગે સિધાવતા પહેલાં અમર નામ કરનાર, નેકટેકધારી અખંડ પ્રજાહિતેચ્છુ રાજનીતિવાન દેશપતિ મહારાણા જશવંતસિંહજી મહારાજે પોતાના પ્રતાપી પૂર્વજોના યશસ્વી ઇતિહાસને પ્રકાશમાં લાવવાને સ્વસંસ્થાનના પ્રાચીન ગ્રંથો તામ્રપત્રો, શિલાલેખો, ઇત્યાદિ સાધનો સંપાદિત કરવાનો શુભ સંકલ્પ કરી, કવિયો, ભાટચારણો અને ઇતિહાસજ્ઞો પાસેથી કેટલાક પ્રાચીનગ્રંથો, લેખો અને તામ્રપત્રો મહોંમાગ્યું મૂલ્ય આપીને એકત્રિત કર્યાં હતા. તેઓશ્રીએ દાંતારાજ્યમાં આવેલાં જુનાં દેવસ્થાનોનો જીર્ણોદ્ધાર કર્યો હતો. અને જુના કુવા, તળાવ, વાવ, વિશ્રામસ્થાન અને દેવાલયોનો પુનરોદ્ધાર કર્યો હતો. તેઓ શ્રીમાન તરફથી પ્રાચીન ઝરીવાવની દુરસ્તી થતી હતી અને તેની આજુબાજુ વિશ્રામસ્થાન બાંધવાને ખોદકામ કરાવવામાં આવતું હતું; તે સમયે વાવનું સમારકામ કરતાં અંદરથી શ્રી આદ્યશકિત અંબિકાદેવીનું પૂરાતન નિવાસસ્થાન અને પ્રાચીન જગદંબા બલ્કે જગતવાવનો શિલાલેખ મળી આવ્યો હતો. તેમજ વાવની આજુબાજુના ખોદકામમાંથી ઐતિહાસિક જગદંબાનગર કિંવા જગતપુર નગરીનાં ભાંગ્યાંતૂટયાં જમીનમાં દટાયેલાં ખંડિયેરો તથા મહામાયાનું સ્નાનસ્થાન પવિત્ર માનસરોવરના જીર્ણ અવશેષો ઇ. સ. ૧૮૮૫ માં મળી આવ્યાં હતાં. પ્રાચીન દેવમંદિરો અને ઐતિહાસિક સ્થળોના પુનરોદ્ધાર ઉપરાંત પાટનગર દાંતા શહેરમાં એક સરોવર, એક વાવ અને હડાદની નજીકમાં જશવંતસાગર મહાસરોવરની વિશાળપાળ પણ પ્રાતઃસ્મરણીય મહારાણાશ્રી જશવંતસિંહજી મહારાજે બંધાવી હતી.

તદુપરાંત રાજનગર દાંતાપુરમાં વિદ્યાલય, ધર્મશાળા, અને પ્રાણી-શાળાની ગંજાવર ઇમારતો પણ બંધાવી હતી. આ સર્વ કરતાં પણ વિશેષ મહત્વના સત્કાર્ય તરીકે શ્રી આદ્યશક્તિ અંબામાતાના દેશ-વિદેશથી દેવીની યાત્રાર્થે આવતા ભાવિક યાત્રિકોની સરળતા માટે શ્રી જગદંબાના નિવાસસ્થાન ગબ્બર ગોખે જતાં ગબ્બરપર્વતના વિકટ પંથમાં પગથીયાં કરાવી યાત્રાળુઓનો મહદ આશિર્વાદ મેળવ્યો હતો. તદુપરાંત અન્ય અનેક પ્રજોપયોગી સત્કાર્યો પણ કર્યાં હતાં.

આર્યાવર્તના ગુણવન્ત રાજવિયોમાં જેમની અખંડ કીર્તિ ભરતખંડમાં રૂડી રીતે ગાજી રહી છે એવા અતિ ગહનગતિના દાંતાપતિ મહારાણાશ્રી જશવંતસિંહજી મહારાજ પરમ અદભૂત પ્રભુતા પ્રસારી પ્રજાકલ્યાણનાં અને રાજ્યોદ્ધારનાં સેવાકાર્યો કરી જગતમાં અમર નામના મેળવી સંવત ૧૯૬૪ ના ચૈત્ર વદી ૧૨ ને સોમવારે પ્રાતઃ-કાળે રાજપરિવાર, પ્રજાપરિવાર, તથા સ્નેહીસંબંધી, મિત્રમંડળ, વિદ્વાન, પંડિત, કવિ, આશ્રિત, યાચક અને યાત્રિક સર્વને મહા શો-કસાગરમાં ડુબાડી સ્વર્ગે સિધાવી શ્રી જગદંબાના પરમધામ મણિદ્વીપ નિવાસી બન્યા. વિમળ સુરપતિ વંશના આ પાવનકુળ પરમાર પ્રજા-પ્રતિપાળના કૈલાસવાસથી મહેલ, ઝરૂખા, કચેરીયો, આવાસ અને મંદિરો ચોપાસ શૂન્યશ્યામ દેખાવા લાગ્યાં. સર્વ શોકાતુર ચિતાર થઈ રહ્યો. રાજકુટુંબ પરિવાર, સ્નેહીસંબંધી, પ્રજા, નરનારી, બાલકબા-લિકા વિલાપ કરવા લાગ્યાં. રાજસંસ્થાનમાં ગામેગામ અમાપ મહા-શોક છવાઈ રહ્યો, દેશવિદેશ સર્વત્ર શોકછાયા વ્યાપી રહી. સર્વત્ર આંખોમાંથી શ્રાવણ ભાદ્રપદના હેલી કરતા મૂશલધાર વર્ષાદની માફક શોકાશ્રુઓની અસ્ખલિતધારા વહેવા લાગી.

રામલક્ષ્મણના જેવી શ્રીમંત મહારાજ સાહેબ મહારાજાધિરાજા શ્રી મહારાણાશ્રી જશવંતસિંહજી અને શ્રીમાન મહારાજસાહેબ મહોબત-સિંહજીની જુગતી જોડી હતી. ક્ષત્રિયકુલદિપક મહારાણાશ્રી જશવંતસિંહજી

મહારાજના કૈલાસવાસથી તેઓ શ્રીમંતના લઘુબંધુ મહારાજસાહેબ મહોબતસિંહજીને કારી ઘા લાગ્યો; તેઓ શ્રીમાને ભ્રાતાવિયોગમાં વૈભવવિલાસ સુખભોગ તજ્યા, ખટરસ ત્યાગી, અને વિશાલ ભાલપ્રદેશે તિલક કરવાનું પણ છોડી દીધું. શિરછત્રવિહોણો રાજકુટુંબનો પરિવાર યુવરાજ શ્રીમંત હમીરસિંહજી મહાનુભાવ અને યુવરાજના પાટવી પુત્ર શ્રીમંત ભવાનીસિંહજી મહોદય, તથા સ્વર્ગસ્થના મધ્યમ કનિષ્ટબંધુ મહારાજશ્રી રતનસિંહજી અને મહારાજશ્રી ભીમસિંહજી તથા સ્વર્ગસ્થના પરમપૂજ્ય મહારાણીજી અને અન્ય પુત્રપુત્રાદિ કુટુંબીજન મહાશોક સાગરમાં ગરકાવ થઇ ગયાં. જેમ જળવિના મીન તરફડે તેમ પરિચિતદિલને કારમાકહેરથી લોકહિતૈષી નૃપતિનો વિયોગ સાલવા લાગ્યો; રાજ્યભક્ત પ્રજાજન પ્રજાવત્સલ રાજપિતાના નિર્મલ નેહના અંકુરો વર્ષો વિતે પણ કેમ ભૂલે? પિતાપુત્રનો વિરહ તે કેમ વિસરાઇ શકે?

## મહારાણા હમીરસિંહજીનો રાજ્યાભિષેક.

પરાક્રમમાં પૂરા અને જનવિશ્રામમાં શૂરા દેશપ્રિય લોકપાળ મહારાણાશ્રી જશવંતસિંહજી મહારાજ સ્વદેશસેવાનો અમરકીર્તિ સ્થંભ ચણી સર્વને ઝુરતાં મુકી સ્વધામ સિધાવી પરમેશ્વરીની પ્રસન્તા પામી, શ્રી આદ્યશક્તિ અંબિકામૈયાના અવિચળ આવાસે મણિદ્વીપે વિરાજ્યાથી તેઓશ્રીમાનના ન્યાયનીતિપ્રિય પ્રજાસેવક પાટવીકુમાર શ્રીમંત હમીરસિંહજી મહાનુભાવ સંવત ૧૯૬૪ ના વૈશાખ શુકલ પૂર્ણિમાના માંગલિક દિવસે દાંતાસંસ્થાનના ભવાનગઢમાં દાંતા રાજ્યનરેશ ભવાનગઢપતિ ગૌબ્રાહ્મણ પ્રતિપાળ શ્રીમંત મહારાણાશ્રી હમીરસિંહજી મહારાજના પુનિત બિરૂદથી અગ્નિવંશના પરમારકૂળના મહાગૌરવશાલિ પરમપવિત્ર રાજ્યસિંહાસનપર વિરાજમાન થયા.

મહારાણા શ્રી હમીરસિંહજી મહારાજ નિરાભિમાની, નિખાલસ દિલના, મળતાવડા સ્વભાવના, અને પ્રજાને પુત્રસમ પાળનાર અને

અને વચનપાલન માટે પ્રાણ પાથરનાર સત્યવાદી મહારાજાશ્રી હરિશ્ચંદ્રના જેવા એકવચની અને વચનાનુસાર વર્ત્તન રાખનાર રૈયતહિતેચ્છુ રાજવી હતા. તેઓશ્રીયે દાંતાસંસ્થાનના રાજ્યપ્રદેશની પુનર્વ્યવસ્થા કરી રાજ્યનાં સર્વ ખાતાંઓની પુનર્ઘટના કરી હતી. અને પ્રજાને માથેના રાજ્ય કરવેરાના લાગાની જાતિ તપાસ કરીને જનતાપરના રાજ્યના કરવેરા મોટે ભાગે ઘટાડી નાખી લોકોનાં દીલ જીતી લીધાં હતાં. તેમજ રાજ્યકાર્યભારમાં અને પ્રજોપયોગી સુધારા વધારા કર્યા હતા. મહારાણાશ્રી હમીરસિંહજી મહારાજાનું દાનવીર નૃપતિ તરીકે સુપ્રસિદ્ધ નામ સાંભળીને અપાર યાચકો આવતા. એઓ શ્રીમાન લાખોના પાલનહાર પિતાસમાન ભૂપતિ હતા. એઓ નામદારનું રાજ્ય ચોરદુષ્ટોનો ડર નહિ એવું રામસમાન રાજ્ય હતું. તેઓ શ્રીમંત પરમાર્થવૃત્તિ, દયાદષ્ટિ અને પ્રજાવાત્સલ્યનો રાજ્યધર્મ સદા સર્વદા હૃદયે રાખતા. દિનજનના દાતાર અને સજ્જન સુખ-સાગર હોઇ પરંમ પ્રતાપી માનનીય મહારાણાશ્રી હમીરસિંહજી મહારાજે સત્કાર્યો કરી સુકીર્તિની કમાણી કરી હતી. અધિક ઉજ્જવલ અમલના રૂડા રાજવિ તરીકે હિંદુસ્થાનનાં દેશી રાજસ્થાનોમાં બારડબંકા રસિક આનંદી અધિપતિ પ્રજા પ્રતિપાલ નેક નામદાર હમીરસિંહજી મહારાજ બહાદુરના નામથી સુવિખ્યાત થયા હતા.

## દીનદયાળુ પ્રજાપ્રિય ભૂપતિ.

મહારાણા હમીરસિંહજી દીનોનાં દુઃખ હરતા, કૃપિકારોની કઠિન વિપત્તિ વિદારતા, સજ્જનોનાં મનરંજન કરતા, વિદ્વાન શાસ્ત્રી, પંડીતો, કવિયો અને ધર્મોપદેશક વક્તાઓને પારિતોષિકો આપતાં, વસ્ત્રદાન કરતા, મિષ્ટાન જમાડતા અને દક્ષિણા કીંમતી આભૂષણો, વસ્ત્રો, તથા વસ્તુઓથી સત્કારી આશિર્વાદ સંપાદાન કરતા. પ્રજાસેવાના સુમાર્ગમાં ઉદારતાથી દ્રવ્ય ખર્ચતા અને રાજ્યમાં પ્રભુ તરીકે પૂજાતા. મહારાણાશ્રી હમીરસિંહજીને મહારાજસાહેબ મહોબતસિંહજી, મહા-

રાજ સાહેબ રતનસિંહજી અને મહારાજસાહેબ ભીમસિંહજી નામે પરમપૂજ્ય પિતાતુલ્ય તીર્થસ્વરૂપ કાકાશ્રીઓ હતા. તેઓ શ્રીમાનોમાં મહારાજ સાહેબ મહોબતસિંહજી અને મહારાજસાહેબ રતનસિંહજી પોતાની પાછળ વારસ પુત્ર મુકયા સિવાય કૈલાસવાસિ બન્યા હતા અને મહારાજસાહેબ ભીમસિંહજી પોતાની પાછળ મહારાજસાહેબ પ્રીથીસિંહજી અને મહારાજસાહેબ નારણસિંહજી નામક પુત્રરત્નો મુકીને સ્વર્ગવાસી થયા હતા. મહારાણાશ્રી હમીરસિંહજી મહારાજ લોકોપયોગી અને દેશોપયોગી સેવા કાર્યો કરીને ઇ. સ. ૧૯૨૬ ના ફેબ્રુઆરી માસમાં કૈલાસવાસી થયા હતા. નિપૂણ ન્યાયની અદલ રાજનીતિ અને દિનજનોપર દિલમાં પુર્ણ પ્રીતી રાખનાર, સગુણ નિર્ગુણનો ભેદ જાણનાર માનવંતા મહિપાળ ગૌબ્રાહ્મણ પ્રતિપાળ મહારાણાશ્રી હમીરસિંહજી મહારાજ ક્ષત્રિય કુળ દીપાવી સુરરાયની તુલ્યના બની સ્વર્ગે સિધાવ્યા અને મણીદ્વીપમાં મહેલ વસાવી પોતાની પાછળ મહારાજ કુંવરસાહેબ ભવાનીસિંહજી નામે યુવરાજ, મહારાજસાહેબો બલવંતસિંહજી તથા સવાઇસિંહજી નામે બે પુત્રરત્ન રાજકુમાર, શ્રીમતિ મહારાણીશ્રી અને શ્રીમતિ યુવરાજ્ઞીશ્રી તથા કાકાશ્રી ભીમસિંહજીના ચીરણજીવી મહારાજસાહેબ પ્રીથીસિંહજી અને મહારાજસાહેબ નારણસિંહજી ઇત્યાદિ બહોળા રાજકુટુંબ તથા પ્રજાપરિવારને શોકસાગરમાં ગરકાવ કરી ગયા હતા.

## ભવાનીપ્રિય ભવાનીસિંહજીનો રાજ્યકાળ.

પુણ્યશ્લોક મહારાણાશ્રી હમીરસિંહજીના કૈલાસવાસથી તા. ૧૦-૩-૨૬ ના શુભ દિને દાંતા-નરસિંહજી-ભવાનગઢમાં નેકનામદાર યુવરાજશ્રી ભવાનીપ્રિય ભવાનીસિંહજી સાહેબ બહાદુરનો શ્રીમંત સરકાર મહારાજાધિરાજ દાંતાનરેશ ભવાનગઢપતિ મહારાણાશ્રી ભવાનીસિંહજી મહારાજ તરીકે રાજ્યાભિષેક થયો હતો.

દાંતા સંસ્થાનના રાજ્યપ્રદેશનો ક્ષેત્રફળ વિસ્તાર આશરે ચારસો પચાસ માઇલનો ગણાય છે. આ રાજ્યની પુર્વદિશાએ ઇડર સંસ્થાન,

પશ્ચિમ દિશાએ પાલણપુરની મુસ્લિમ રિસાયત, ઉત્તર દિશાયે સિરોહી રાજ્ય અને દક્ષિણ દિશાયે શ્રીમંત ગાયકવાડ સરકારના વડોદરા રાજ્યનો મુલક આવેલો છે.

**વર્તમાન રાજ્યપિતા.**

આ રાજ્યના વર્તમાન વિદ્વાન પ્રજાપ્રિય રૈયતરક્ષક ધર્મધુરંધર શ્રીમંત મહારાણાશ્રી ભવાનીપ્રિય ભવાનીસિંહજી મહોદય પ્રભુતિના રાજ્ય સમયમાં પણ નિવારસી નજરાણાનાં ભારતવર્ષનાં દેશીરાજ્યોમાં ચાલતા પ્રથા–નિયમને દાંતા સંસ્થાનમાંથી સદંતર બંધ કરવામાં આવ્યો છે, અને તેથી પ્રસન્ન થઈ રાજ્યના ગુણગ્રાહી જનસમૂહે શ્રી દરબાર ઉદ્યાનમાં આવેલા અતિથિ મંદિરમાં એકત્ર થઈ પરમકૃપાળુ પ્રજાહિતૈષી શ્રીમંત રાજ્યપિતા ભગવતીભક્ત ભવાનીસિંહ મહારાજને અભિનંદન અર્પી પરમપુજ્ય રાજ્યપિતા પ્રત્યેનું પ્રજાવાત્સલ્ય પ્રદિપ્ત કર્યું હતું.

દાંતા સંસ્થાનના ઉત્તમ રાજ્યકારભારની ઝળહળતી કારકીર્દીમાં અજમેર મેયોકોલેજની ઉજ્જવલ કીર્તિનું દિવ્ય દિગ્દર્શન યથાર્થપણે થવા માંડયું છે; આ વિદ્ધદ્ રત્ન પ્રજાવત્સલ રાજ્યકર્તાના રાજ્યશાસનકાળમાં દાંતા રાજ્યમાં રાજ્યોદ્ધારક અને પ્રજાકલ્યાણ પ્રવૃત્તિયો થવાનો શુભસમય સંપ્રાપ્ત થયો છે. શ્રી જગદંબાના સતત ઉપાસક રાજ્યપિતાયે અજમેર મેયો કોલેજમાં ઉત્તમ કોટિનું આંગ્લશિક્ષણ સંપાદન કરવાની સાથે શ્રી શક્તિસંપ્રદાયનાં સર્વોત્તમ ધર્મતત્ત્વોનો પણ અભ્યાસ કરેલો છે. શ્રી શક્તિ ઉપાસના વિષયક અસંખ્ય શાસ્ત્રીય ગ્રંથો પ્રકાશન પામ્યા વિના અંધકારમાંજ રહેલા છે. આ સકળ ધર્મપુસ્તકો ક્રમેક્રમે પ્રસિદ્ધિ પામે એવું ચીરસ્થાયી સંયોજન કરવાની કૃપાળુ શ્રીમંત ઉત્કંઠા ધરાવે છે.

**અમદાવાદના આંગણે.**

નેકનામદાર મહારાણાશ્રી ભવાનીસિંહજી સાહેબ વિક્રમ સંવત ૧૯૮૦ માં શ્રી વલ્લભધોળા જયંતી પ્રસંગે ગુજરાતના પાટનગર

અમદાવાદમાં અધ્યક્ષસ્થાને વિરાજ્યા હતા. અને શ્રી દેવીગીતાની અસંખ્ય નકલો શ્રોતાસમૂહમાં વિનામૂલ્યે વહેંચાવી જનસમાજમાં શ્રી શક્તિસંપ્રદાયનું સાહિત્ય પ્રસિદ્ધિ પામે તેને માટે પોતાની ઉત્કંઠા દર્શાવી હતી. તેમજ ભગવતીના ભાવિકભક્તોની વિનંતિથી શ્રી અંબિકાજીના મંદિર આગળ પશુવધ કરવાની સખ્ત બંધી કરી જીવહિંસા થતી અટકાવી છે.

## વર્ત્તમાન મહારાણાશ્રીનું રાજ્યકુટુંબ.

વર્ત્તમાન નેકનામદાર મહારાણાશ્રી ભવાનીસિંહજી સાહેબ બહાદુરના ભ્રાતાઓ શ્રીમાન મહારાજ સાહેબ બલવંતસિંહજી તથા શ્રીમાન મહારાજ સાહેબ સવાઇસિંહજી પણ અજમેર મેયોકોલેજમાં સારો અભ્યાસ કરી વિદ્યા પ્રાપ્ત કરી શ્રી માતાજીની સેવામાં તૈયાર થયા હતા. શ્રી બલવંતસિંહજી મહારાજ સાહેબ સારી નામના મેળવી જનસમાજની ચાહના વધારી પોતાના પૂજ્ય પિતાશ્રીના સ્વર્ગે સિધાવ્યા પછી ત્રણ માસ બાદ એક પુત્રરત્ન શ્રી મહારાજ લક્ષ્મણસિંહજી સાહેબને મુકી સ્વર્ગસ્થ પિતાની સેવા કરવા સ્વર્ગે સિધાવી જગદમ્બાના મણિદ્વિપમાં પહોંચ્યા. ત્યારબાદ એકજ વર્ષનો મહાનુભવ મેળવી શ્રી મહારાજ શ્રી સવાઇસિંહજી સાહેબ પણ પૂજ્ય પિતાશ્રી તથા તેમના વડીલ ભ્રાતાની સેવામાં સ્વર્ગે સીધાવી ગયા. આ બન્ને શ્રીમાન મહારાજ સાહેબોનો પ્રજાવાત્સલ્ય પ્રેમ, કાર્યકુશળતા, અને ઉત્સાહની પ્રશંસા કરતા જનસમાજના અંતઃકરણને યાદ આપી ગયા છે.

વર્તમાન મહારાણાશ્રીના વિસ્તૃત રાજકુટુંબમાં ગંગાસ્વરૂપ પરમ-પૂજ્ય વિદુષી માજીસાહેબ, શ્રીમતિ મહારાણીજી સાહેબ, નામદાર યુવરાજ મહારાજા કુંવર સાહેબ, ચાર કુંવરી સાહેબો તથા તેમના મર્હૂમ ભ્રાતાશ્રી બલવંતસિંહજી સાહેબના પુત્રરત્ન શ્રી મહારાજ લક્ષ્મણ-સિંહજી સાહેબ અને વંદનીય કાકાશ્રી મહારાજશ્રી દલપતસિંહજી તથા મર્હૂમ કાકાશ્રી મહારાજ ભીમસિંહજીના પુત્રરત્ન શ્રીમાન

મહારાજ પ્રીથીસિંહજી સાહેબ, તથા નારણસિંહજી સાહેબ આદિ વિશાળ રાજકુટુંબ પરિવાર વિદ્યમાન છે.

## દાંતા સંસ્થાનનાં દેવસ્થાન.

દાંતા સંસ્થાનમાં શ્રી આદ્યશક્તિ અંબિકા ભગવતીનું સુવિખ્યાત પ્રાચીન દેવી મંદિર છે. આ પુરાતન યાત્રાતીર્થ ગુજરાત, કચ્છ કાઠિયાવાડમાં અતિલોકપ્રિય અને અતિપ્રસિદ્ધ છે. આ પાવનકર દેવભૂમિમાં મહાશ્રમ સહન કરીને પણ ભરતખંડના ભિન્નભિન્ન પ્રાંતોમાંથી સહસ્રો ભાવિક ભક્તો, શ્રદ્ધાળુ સેવકો અને ધાર્મિક યાત્રાળુઓ શ્રી જગતજનિતા જગદંબા શ્રી અંબામૈયાની પવિત્ર ધર્મયાત્રાર્થે આવે છે. આ ધર્મધામથી આશરે ત્રણેક ગાઉને અંતરે શ્રીકોટેશ્વર મહાદેવનું મનોહર અદ્‌ભૂત દૈવીચમત્કારોથી ભરપૂર સુર સ્થળ છે. વિશ્વવંદ્ય આર્યભૂમિની વેદકાલથી પરમપવિત્ર મનાતી ગંગા યમુના અને સરસ્વતિ નામની ત્રણ પુનિત સરિતાઓમાં પતિતપાવની કુંવારી કન્યા તરીકે સુપ્રસિદ્ધ શ્રી સરસ્વતી સરિતાનું મૂલ આ સુરમ્ય કોટેશ્વર મહાદેવના સ્થળ સમીપ છે. આ એક અનુપમ પ્રતિભાશાળી ભવ્ય સ્થળ છે.

## કોટેશ્વર મહાદેવનો પુર્વકાળ.

કોટેશ્વર, મહાદેવનું આદિ તીર્થસ્થાન છે. તેના વૃતાંત વિષે હજુ જન સમાજ સમજી શકતી નથી. જ્યારે દક્ષ પ્રજાપતીએ યજ્ઞ કર્યો તે સમયમાં શ્રી શંકરને આમંત્રણ નહી હોવાથી શ્રી મહાદેવજી પધાર્યા નહી ત્યારે પાર્વતીજીએ પોતાના પિતાને ત્યાં વિના આમંત્રણે જવાનો દુરાગ્રહ કર્યો. આખરે પાર્વતિ–શ્રીશક્તિમયાને એક કરોડ ગણસહીત દક્ષ પ્રજાપતીના યજ્ઞમાં મોકલવામાં આવ્યાં. ત્યાં શ્રી પારવતીજી ગયાં, પણ પોતાના પિતા તથા માતાએ કાંઇ આદરસત્કાર કર્યો નહી, તેથી તેમને ક્રોધ ઉત્પન્ન થવાથી પોતાના પ્રાણને વિસર્જન કર્યો. ત્યારબાદ તેમની સાથે જે કોટીગણ આવેલા તેમને ભય થયો કે હવે શ્રી મહાદેવજીને શું જવાબ આપીશું. તેથી તેઓ

ત્યાંથી નાસી છુટયા અને આ સ્થળે આવી સંતાયા. મહાદેવજીએ કોટી ગણોની શોધખોળ કરી ક્રોધથી બાળી ભસ્મ કર્યાં. પરંતુ પોતાનો ક્રોધાગ્નિ શાંત થયા બાદ ઘણો ખેદ થવાથી તેમણે તે ગણોનો ઉદ્ધાર કરવાને નજીકમાં સરસ્વતિ દેવી પાપવિમોચીનીનો પ્રવાહ પ્રગટ કરી ગણોનો ઉદ્ધાર કર્યો અને કરોડગણોના સ્મરણાર્થે પોતાનું ત્યાં સ્થાપન કર્યું. ને જેથી તે સ્થળનું નામ કરોડગણની યાદગીરી માટે કોટેશ્વર બન્યું અને પવિત્ર પ્રવાહ રૂપે સરસ્વતી નદી નામ રહ્યું. અદ્યાપિ આ બંને પવિત્ર સ્થળો યાત્રા માટે સુવિખ્યાત છે. આ સ્થળમાં દાંતા નરેશ મહારાણાશ્રી ભવાનીસિંહજી સાહેબ બહાદુરે સ્વ. મહારાજ મહોબતસિંહજી સાહેબની પાછળ સુશોભિત છત્રી બંધાવી છે.

**પ્રાચિન વાલ્મિકસ્થળનું વિવેચન.**

કોટેશ્વરથી નીચે આવતાં ડાબા હાથ ભાગ ઉપર પુનીત સરસ્વતિના તટઉપર શ્રી વાલ્મીકિશ્વર મહાદેવનું દેવળ છે. તે આપણા રામાયણની સુવિખ્યાત કથામાં નારદજીએ વાલ્મીકનામના ભીલને દુરાચારમાંથી છુટવાનો ઉપદેશ કરીને જેને વાલ્મીકરૂષી બનાવ્યા તેમણે તપ કરી શીવાલય સ્થાપન કરેલું છે. તેજ સ્થળ હાલ અદ્યાપિ પર્યન્ત આદી અનાદી છે.

આ પાપવિમોચના સરસ્વતી નદીના નિર્મલજળમાં, મૃત્યુ પામેલા મનુષ્યના દેહનાં હાડકાં નાંખવાથી તે ફક્ત ત્રણજ દિવસ સમા સ્વલ્પ સમયમાંજ ગળી જાય છે. કોટેશ્વરથી બે માઇલ ચાલી અંબાજી તરફ આવતાં માર્ગમાં ડાબા હાથે માઇલેક દૂર કુંભારિયા નામે હાલ એક નાનકડુ ગામડુ છે. આ ઐતિહાસિક ગામ પ્રાચિનકાલના કુન્દનપુર નગરનો અવશેષ છે. આ કુંદનપુરમાં પુરાતન રૂક્ષ્મણીના પિતાશ્રીનું રાજ્યશાસન પ્રવર્તતું હતું. આ પ્રાચીન સ્થળેથીજ શ્રીકૃષ્ણચંદ્ર ભગવાને રૂક્ષ્મણિનું હરણ કર્યું હતું.

**વિમળશાપર દેવીની કૃપાદષ્ટિ**

કુંદનપુર ઉર્ફે કુંભારિયાનાં દેવાલયો બંધાવનાર વિમળશા શેઠ

મહાન શક્તિસેવક હતા. તેમની દેવીઉપાસનાથી ભગવતી સંતુષ્ટ થયાં અને ઇતિહાસ પ્રસિદ્ધ ગબ્બરગિરિની પશ્ચિમ દિશાએ આવેલા પ્રાચીન પર્વત ભંડારામાં શ્રી જગદંબાનગરના કૈલાસસ્થ મહારાણાશ્રી ઉદયાદિત્ય મહારાજે સૈનિક શિબિરના સંરક્ષણ નીચે ભંડારેલો ધન ભંડાર ખજાનો ખોલીને તેમાંથી શ્રી જગદંબાએ પોતાના પરમ ભક્ત શ્રી. વિમળશા શેઠને અખૂટ ધન બક્ષિસ કર્યું. આ દ્રવ્યવડે વિમળશાએ કુંભારિયાનાં મંદિરો તેમજ પાસે આવેલા આબુપહાડ પરનાં વિશ્વવિખ્યાત દેલવાડાનાનાં દેવળો બંધાવ્યાં; પાછળથી કાંઇક અક્ષમ્ય અપરાધ થતાં ભગવતીનો કોપ વિમળશા ઉપર ઉતરતાં પ્રલયાગ્નિ ભભુકી ફક્ત સાડાત્રણ દેવ મંદિરો સિવાયનાં અન્ય સર્વ દેવળો ભસ્મીભૂત થઈ ગયાં; કોપાગ્નિથી બચી ગયેલાં સાડાત્રણ દેવળો અદ્યાપિ–પર્યંત વિદ્યમાન છે.

**જગદંબા મંદિર અને અન્ય દેવાલયો.**

આદ્યશક્તિ શ્રી અંબાભવાનીનું દેવીમંદિર અપૂર્વ ઐતિહાસિક અને અતિપુરાતની શક્તિ મંદિર છે. શ્રી ભાગવતમાં દર્શાવ્યું છે કે ગોગેશ્વર શ્રી. કૃષ્ણચંદ્ર પરમાત્માનાં શિરકેશ તેઓશ્રીનાં માતુશ્રી યશોદાજીએ અત્રે ઉતરાવ્યા હતા. આ બધાના પવિત્ર ચિન્હ તરીક યશોદાજીએ કરેલા કુમકુમના ચાંલ્લાની પુનિત નિશાનીઓ અદ્યાપિ પર્યન્ત વિદ્યમાન છે. માતાજી મંદિરદ્વારામાંથી બહાર નીકળતાં મોટા દરવાજાની પાસે બટુકશ્રી ભૈરવનું અદભૂત દેવસ્થાન અને દરવાજા બહાર નીકળી નગરદ્વાર તરફ જતાં શ્રી કાળભૈરવનાથનું ચમત્કારિક મંદિર છે. તેમજ માતાજીના મંદિરના દરવાજેથી શ્રીકોટેશ્વર જવાના માર્ગપર માનસરોવર અને અજાઈ માતાનામક પવિત્ર સ્થળો નિરખવા યોગ્ય છે.

શ્રી જગદંબાના મંદિરની ચારે દિશાએ ભાવિક ભગવતી ભક્તોએ અનેક સુખસગવડનાં સાધનો સાથેની ભવ્ય ધર્મશાળાઓ બંધાવી ધર્મશ્રદ્ધાળુ યાત્રાળુઓને ઉતરવાની સારી સગવડ કરી આપી

છે. રાજ્ય તરફથી દવાખાનું અને પોસ્ટ ઓફીસ પણ થયાં છે. આ ઉપરાંત હાલમાં બે ત્રણ વર્ષ થયાં અમદાવાદના સુપ્રસિદ્ધ શક્તિસેવક ભૂલાભાઈ પંચાલે સુશોભિત ધર્મશાળા બાંધી બાલકબાલિકાની પાઠશાળા તથા વાંચનાલય પણ અત્રે બંધાવ્યાં છે. વળી તેઓશ્રીએ તો ઉન્હાળાની ઉષ્ણઋતુમાં ધર્માનુરાગી યાત્રાળુઓને તૃષા છીપાવવા માટે મીઠા પાણીની હાડમારી ના પડે માટે સ્થળે સ્થળે પીવાના પાણીની પરબો બેસાડી છે. શ્રી જગદંબાના ઝળહળતા પારાના પુનિત પ્રભાવે યાત્રામાં યાત્રાળુઓને કાંઇ પણ ઈજા કે નુકશાન થતાં નથી. તેમજ શ્રીમંત દાંતા નરેશના પુન્યપ્રતાપ અને પુરતા સખ્ત બંદોબસ્તથી ધાડપાડુ ઠગારાનો ભય–ત્રાસ યાત્રામાં બીલકુલ નથી. ખુદ શ્રી ભગવતી મંદિરમાં સુખેથી દેવીદર્શન ને શક્તિ-પૂજન કરી શકે તેવી રાજ્ય તરફથી સુવ્યવસ્થા છે. આરાસુરી અંબા માતાજીના આ પ્રાચીન દેવસ્થાન જાગતી જ્યોત ધર્મપીઠ અને ઉગ્ર તીર્થસ્થળ હોવાની ખ્યાતિના પ્રભાવે દેશદેશાવરથી ભગવતીભક્તો ધર્મભાવનાથી શ્રી જગદંબાનાં દેવદુર્લભ દિવ્યદર્શન કરવાને અતિ અગવડ વઠીને પણ આખું વર્ષ આવે જાય છે.

**રાજ્યતંત્રની સુવ્યવસ્થા.**

મહારાણાશ્રી ભવાનીસિંહજી મહારાજે પોતાના પિતાતુલ્ય કાકાશ્રી મહારાજ સાહેબ મહોબતસિંહજી મહાનુભાવની સલાહ સૂચના અને અંગત સહકારથી દાંતાસંસ્થાનની રાજ્યભક્ત રૈયતને તેમજ અંબિકાનાં યાત્રિકોને પૂર્ણ પ્રકારે સુખ સંતોષ નિરંતર મળ્યા કરે તેવું સુવ્યવસ્થિત રાજ્યતંત્ર ગોઠવ્યું છે. ઇ. સ. ૧૯૨૨ માં દાંતા સંસ્થાનની ભીલપ્રજાયે રાજ્યની સામે બળવો પોકારવાની ખટપટ કરતાં લોકપ્રિય શ્રીમંત મહારાજ સાહેબ મહોબતસિંહજી મહોદયે ધીરજ રાખી રૈયતને મનાવી નેક નામદાર મહારાણાશ્રી ભવાનીસિંહજી મહારાજના વરદહસ્તે બળવો દબાવી દઈ રાજ્યમાં પુનઃસુલેહશાંતિ પાથરી હતી. આ બનાવ બન્યા પછી આશરે સાત આઠેક વર્ષોસુધી મહારાજ સાહેબ મહોબતસિંહજી રાજા પ્રજાને સલાહ સૂચના

આપતા. શ્રી જગદમ્બાનું ચિંતવન કરતા શુભાશિર્વાદ દેતા ધન્યજીવન જીવી આશરે બે ત્રણેક વર્ષોપર વયોવૃદ્ધ વયે કૈલાસવાસી થયા છે.

**વિદ્વાન્ રાજા અને વિદ્વાન્ દિવાન.**

મહારાણાશ્રી ભવાનસિંહજી મહારાજે પૌર્વાત્ય અને પાશ્ચાત્ય ઉભય પ્રકારનું શિક્ષણ લીધેલું છે. તેઓશ્રી પૂર્વપશ્ચિમિની ઉંચ્ચ-કેલવણીના સંપર્કમૂર્ત્તિ સમાન હોવાથી રેલ્વે, આગગાડી, તાર, ટપાલ, સડક ઇત્યાદિના લાભાલાભની રૂપરેખા સમજે તેવા સારાસાર વિચારજ્ઞ વિદ્વદ્ વિભૂતિ છે. જેમ સુવર્ણમાં સુગંધ મળે અને દુધમાં સાકર ભળે તેમ પ્રજા તથા યાત્રાળુઓના સદ્‌ભાગ્યે ઇડરરાજ્ય અને માણસા-સંસ્થાનમાં રાજ્યશાસનનો વિશાળ અનુભવ પ્રાપ્તકરનાર અને દેશી રાજ્યસ્થાનોના રાજ્યકાર્યભારના પ્રખર અભ્યાસી જ્ઞાનવૃદ્ધ વયોવૃદ્ધ અને ધર્મનિષ્ટ સનાતની સચિવ શ્રીમાન ચતુર્ભુજ માણકેશ્વર ભટ્ટ જેવા અર્વાચીન વિદ્વાન દાંતારાજ્યના પ્રધાનપદે તા. ૩૧–૮–૧૯૩૨ સુધી વિરાજતા હતા. ત્યાર પછી તેઓશ્રીની તબીયત નાદુરસ્ત હોવાથી અને તેમને આરામની જરૂર હોવાને લીધે તેઓ પ્રધાનપદમાંથી વાનપ્રસ્થ થયા છે. અને તેમની જગાએ અમદાવાદના સાઠોદરા નાગર ગૃહસ્થ શ્રીમાન રા. રા. રામપ્રસાદ બાપાલાલ દિવાનજી બી. એ. જેઓ મુંબઇ સરકારમાં સેક્રેટરીએટમાં રેવેન્યુખાતામાં સીનીઅર સુપરીન્ટેન્ડેન્ટ અને આસીસ્ટન્ટ સેક્રેટરી હતા અને હાલ ત્યાંથી પેનશન ઉપર રીટાયર્ડ થએલા છે અને જેઓ તેમનાજ જેવા જ્ઞાન-વૃદ્ધ, વયોવૃદ્ધ અને ધર્મનિષ્ટ સનાતની છે તેઓ સચીવપદે વિરાજે છે.

**ભવિષ્યમાં થનારા સુધારાવધારા.**

મહારાણાશ્રી અને દિવાન સાહેબની માંગલિક મહત્વાકાંક્ષા છે કે દાંતારાજ્યમાં અને અંબાજીમાં રેલ્વે, ટેલિગ્રાફ, પોસ્ટ, રોડ ઇત્યાદિ લોકો-પયોગી વ્યાવહારિક વ્યાપાર ઉદ્યોગવર્ધક અતિ આવશ્યક સાધનો થઇ દાંતા રાજ્યની પ્રજા અને જગદંબાના યાત્રાળુઓને સત્વર સુખ પ્રાપ્તિ થાય.

મુ. પાટણ.<br>(ઉત્તર. ગુજરાત)<br>તા. ૧–૧–૧૯૩૩.

લિ. ભવદીય<br>**મગનલાલ શંકરભાઈ પટેલ,**<br>પ્રકાશક, નવનીત.



**રા. રા. રામપ્રસાદ બાપાલાલ દિવાનજી બી.એ.**

(રીટાયર્ડ સીનિયર સુપરિન્ટેન્ડન્ટ અને આસિસ્ટન્ટ સેક્રેટરી ટુ ધી ગવર્નમેન્ટ ઑફ બૉમ્બે, રેવેન્યુ ડીપાર્ટમેન્ટ)

**દિવાન સાહેબ, દાંતા સ્ટેટ**

## મે. રા. રા. દિવાન સાહેબ રામપ્રસાદ બાપાલાલ દિવાનજી, બી. એ. નું સંક્ષિપ્ત જીવન વૃતાન્ત.

દિવાન સાહેબ રામપ્રસાદ બાપાલાલ દિવાનજીનો જન્મ નડિયાદમાં, સને ૧૮૭૪ માં, અમદાવાદના સાઠોદરા નાગર જ્ઞાતિમાં, દિવાનજી શંકરદાસ દયાળજી જેઓ મોગલ રાજ્યમાં મહાન્ અકબર પાદશાહના ગુજરાતના બાબીવંશના સુબાના દિવાન હતા અને જેઓએ નડિયાદમાં બ્રહ્મપુરીમાં અન્ન વસ્ત્રોથી ભરી બધાં ઘરો સુપાત્ર બ્રાહ્મણોને દાનમાં કૃષ્ણાર્પણ કરી દાનવીરોમાં પોતાનું નામ અમર કરેલું છે, તેમના સુપ્રસિદ્ધ વંશમાં થયો હતો. તેમના પિતાશ્રી બાપાલાલ લાલભાઇ નડિયાદમાં તેમ અમદાવાદમાં ગવર્નમેન્ટ સર્વીસમાં સબ રજીષ્ટ્રાર સાહેબ હતા. તેમની ભલાઈ તથા લોકપ્રિયતા હજી પણ તે તે સ્થળોમાં વિખ્યાત છે. તેઓ દેવલોક પામ્યા ત્યારે દિવાનજી રામપ્રસાદની ઉમ્મર ન્હાની હોવાથી તેમની અને તેમના ન્હાના ભાઇ રતિલાલની કેળવણી, તેમના કાકા રા. બા. મોતીલાલ લાલભાઇ જેઓ પ્રથમ નડિઆદ અને અમદાવાદમાં ફર્સ્ટ ક્લાસ સબ. જજ અને પછીથી કચ્છ રાજ્યના નરેશ મહારાવ શ્રી ખેંગારજી સવાઈ બહાદુર, જી. સી. આઇ. ઈ., ના સત્તર વર્ષ સુધી દિવાન સાહેબ હતા તેમને હસ્તગત થઈ. તેમની પાસે રહી ભુજ આલ્ફ્રેડ હાઇસ્કુલમાં હેડમાસ્તર રા. બા. લક્ષ્મીદાસ રવજી, બાર-એટ-લૉ., જેઓ પાછળથી જેસલમેર અને જોધપુરમાં દિવાન સાહેબ થયા હતા, તેમના હાથ નીચે અભ્યાસ કરી, મેટ્રીકમાં તેઓ ઉત્તીર્ણ થયા, અને યુનીવર્સીટીમાં દિવાન બહાદુર મણિભાઇ જશભાઈની સ્કોલરશિપ-'બી. એસ. સી.' ના કોર્સ સારૂ મેળવી પરંતુ તે કોર્સ તે વખતે અમદાવાદમાં નહિ હોવાથી, ગુજરાત કોલેજમાં 'આર્ટ્સ' લાઈનમાં અભ્યાસ શરૂ કર્યો; અને તેમાં તેમને રાવબહાદુર રણછોડલાલ છોટાલાલ, સી. આઇ. ઈ., ની સ્કોલરશીપ મળી અને સને

૧૮૯૮ માં 'બી. એ.' ની પરિક્ષા સારી રેન્કથી પસાર કરી. ત્યાર પછી તેમણે મુંબઇમાં રહી ગવર્નમેન્ટ લૉ કોલેજમાં એલ. એલ. બી. નો અભ્યાસ શરૂ કર્યો; અને સાથે મુંબઇ ગવર્નમેન્ટના સેક્રેટરીએટમાં રેવન્યુ ખાતામાં "આસીસ્ટન્ટ સુપ્રીન્ટેન્ડેન્ટ" ની જગા લીધી. ત્યાં તેઓ પોતાની ખંત અને બાહોશીથી, ક્રમે કરી, "સુપ્રીન્ટેન્ડેન્ટ", "સીનીઅર સુપ્રીન્ટેન્ડેન્ટ" (પગાર રૂ. ૬૦૦) અને છેવટમાં "આસીસ્ટન્ટ સેક્રેટરી ટુ ધી ગવર્નમેન્ટ ઓફ બોમ્બે" (પગાર રૂ ૬૫૦ થી ૯૫૦) ના માનનીય અને સંભાવિત હોદ્દા સુધી પહોંચ્યા. આ રીતે તેઓ ત્રીસ વર્ષ પર્યંત એકનિષ્ઠાથી કામ કરી અને સારી કીર્તિ સંપાદન કરી, સને ૧૯૨૯ માં રૂ. ૩૦૮-૨-૦ ના પેન્શનથી રીટાયર્ડ થયા સને ૧૯૨૮ માં અમદાવાદ મીલ ઓનર્સ એસોસીએશન તરફથી શેઠ ચીમનલાલ ગીરધરલાલ પરીખ દ્વારા નિકળેલી ઉત્તર હિંદુસ્તાનની ટુરમાં સઘળાં પ્રખ્યાત ઉદ્યોગના અને યાત્રાઓના સ્થળોની પોતાના સહકુટુંબ સાથે કાશ્મીર, ઉદેપુર, હરદ્વાર, કાશી અને જગન્નાથપુરી, વિગેરે સ્થળોની મુસાફરી કરી. સને ૧૯૩૧-૩૨ માં અમદાવાદ મ્યુનીસીપાલીટી તરફથી, ગવર્નમેન્ટનું સેન્કશન લઇ, તેમને એપેલેન્ટ ઓફીસર નીમવામાં આવ્યા હતા. આ પછી તેમના ગુણાનુવાદ અને પ્રસંશનીય કારકીર્દી લક્ષમાં લઇ જગજ્જનની સર્વ વ્યાપી શ્રી અંબાજીની પ્રેરણા અને પ્રસાદથી, નાગરપ્રિય, ગુણજ્ઞ અને ધર્મનિષ્ટ શ્રી દાંતા સંસ્થાનના નેકનામદાર શ્રી. મહારાણાજી શ્રી. ભવાનીસિંહજી સાહેબ બહાદુરે તેમને તેઓશ્રીના રાજ્યના દિવાન તરીકે નિયુક્ત કર્યા છે. આ પદ તેઓ, શ્રી રાજા તથા પ્રજાના ઉભયના હિતમાં ઉત્તરોત્તર વૃદ્ધિ કરવામાં શોભાવો એવું અમે શ્રી ભગવતી પ્રત્યે માગીએ છીએ.

મુ. **પાટણ,**<br>(ઉત્તર ગુજરાત,)<br>ડો. પંડ્યા રોડ,<br>તા. ૧૮-૧૨-૩૨.

વિ. ભવદિય,

**મગનલાલ શંકરભાઈ પટેલ,**<br>પ્રકાશક, સાદી શિખામણ.

# બે બોલ.



સાદી શિખામણુના આઠ ભાગો પુસ્તકરૂપે બહાર પડયા પછી ઘણા સ્નેહીઓ તરફથી સાંજ વર્તમાન પેપરમાં આવું લખાણ ચાલુ રાખવાનો આગ્રહ થવાથી સાદી શિખામણુને બદલે "નવનીત" નામ ધારણુ કરી ધર્મનીતીનાં ઉપયોગી લખાણો દર શનિવારે પ્રગટ કરવાનો વિચાર કાયમ રાખ્યો તે જનસમાજને બહુજ રૂચીકર થઈ પડવાથી કેટલાક સજ્જનો તરફથી આ વિષયને પણુ પુસ્તકરૂપે પ્રગટ કરવાની ભલામણુ ઉપરાઉપરી થવા લાગી તે ઉપરથી મેં આ પહેલું પુસ્તક બહાર પાડવાનો પ્રયાસ કર્યો છે તે જનસમાજને પસંદ પડશે તો આગળ ઉપર તેના બીજા ભાગો બહાર પાડી આ સાહિત્યની ઉપયોગી સેવાને આગળ વધારીશ. આધુનિક સમયમાં કલ્પિત વાર્તાના નોવેલો કરતાં આવા ધર્મનાં બોધક પુસ્તકો વાંચવામાં આવે તો ખરેખર જનસમાજની નીતિમાં વિશેષ સુધારો થઇ શકે એમ મારૂં માનવું છે.

સાંપ્રત સમયમાં અનેક પુસ્તકો બહાર પડે છે પણુ તે થોડું જ્ઞાન ધરાવનારને ઉપયોગી થતાં નથી તેનું કારણુ એટલું જ કે તેની ભાષા વિશેષ અઘરી હોય એટલુંજ નહિ પણુ તેમાં ગહન વિષયો ચર્ચાએલા હોવાથી થોડી કેળવણી લીધેલાં મનુષ્યને તે ઉપયોગી થઇ શકતા નથી. તે માટે સાદી ને સહેલી ભાષામાં આવાં પુસ્તકો બહાર પાડવાનું મેં સાહસ વોરેલું છે. તો મને આશા છે કે થોડું ભણેલા મનુષ્યને માટે ખરેખર આવાં પુસ્તક ઘણા ઉપયોગી થઇ પડશે. મ્હારા એક મિત્રને આ પુસ્તક બતાવતાં તેને એટલું બધું પસંદ પડયું છે કે સત્વર તેને બહાર પાડવાને માટે સખ્ત તાકીદ કરે છે ને તેઓ વિદ્વાન હોવા છતા એટલે સુધી કહે છે કે આવું ઉપયોગી પુસ્તક અત્યાર સુધી મારા જોવામાં આવ્યું નથી.

સદરહુ પુસ્તકમાં કોઈ ધર્મનો બાધ આવે એવો એકે દાખલો જોવામાં આવતો નથી. સર્વ ધર્મના માણસો પ્રેમથી આ પુસ્તકને વધાવી લેશે ને પોતાના ઘરમાં તેને પ્રેમથી રાખશે. પુસ્તકોનો કાંઇ ટોટો નથી, પણ જેને નિવૃતિ ન હોય તેવા મનુષ્યને આવું સાર રૂપ પુસ્તક ઘણુંજ જરૂરનું છે. ઘણા પુસ્તકો ખરીદ કરી વાંચવા તેના કરતાં આવું ઉપયોગી સારરૂપ વાંચન વાંચવાથી ઘણાં પુસ્તક વાંચ્યાનું સાર્થક થાય છે.

આ પુસ્તકમાં ધર્મ, નીતિ ને સદાચરણના મહાન વિષયો લીધાની સાથે ગમ્મત સાથે જ્ઞાન મળે તેવા ઉત્તમ ફકરાઓ પણ લેવામાં આવેલ છે તો મને ખાત્રી છે કે સર્વેને આ પુસ્તક ઉપયોગી થયા વિના રહેશે નહિ. હું કાંઈ વિદ્વાન નથી કે મારા પુસ્તકમાં દોષ હોય જ નહિ, પણ હંસ જેમ દુધનો આહાર કરી પાણીને પડતું મુકે છે તેમ આ પુસ્તકમાં કાંઈ સાર જેવું દેખાય તે ગ્રહણ કરવા વિનંતી છે કેમકે આ નશ્વર જગતમાં દોષ ને ભુલ વિનાનું કોઇ છેજ નહિ.

મેં કાંઇ અન્યને બોધ દેવા આ પુસ્તક બહાર પાડયું નથી પણ મને જે પ્રસાદી મહાત્મા પાસેથી મળેલી છે તે આપને ચખાડવાના ઇરાદાથી આ પુસ્તકરૂપે આપના પાસે રજુ કરૂં છું.

મે. રા. રા. ગવરીશંકરભાઈ, બી. એ. એલ એલ. બી. એ આ પુસ્તકનાં પ્રુફ સુધારવામાં પોતાની તબીયત નાદુરસ્ત હોવા છતાં જે શ્રમ લીધો છે તેને માટે ઉપકાર માનવામાં આવે છે. વળી અમારા સ્નેહી રા. રા. દરબાર રૂપસંગજીભાઇએ આ પુસ્તક પ્રગટ કરવામાં ઘણી જાતની મદદ આપી છે તેથી તેમનો પણ આભાર માનીએ છીએ.

તા. ૧-૧-૧૯૩૩.<br>મુ. **પાટણ**<br>( ઉ. ગુજરાત )<br>ઠે. ગુગડી દરવાજો.

વિ. ભવદીય<br>**મગનલાલ શંકરભાઈ પટેલ,**<br>નવનીતના પ્રકાશક.

# નવનીત






## મનનો વિશ્વાસ કદી ન કરવો.

ભર્તૃહરી રાજાએ રાજ્યનો ત્યાગ કર્યો હતો છતાં એક વખત રસ્તામાં જતા હતા ત્યાં એક પાન ખાઇને કોઈ મનુષ્ય થુંકયો હતો. તે રાત્રીના સમયમાં ચંદ્રમાનું અજવાળું તેના ઉપર પડવાથી આ માણેક (હીરો) છે એમ ભર્તૃહરીને જણાયું ને તેથી તેણે લેવા-ની ઇચ્છા કરી પણ પાછો પોતાને વિચાર થઇ આવ્યો કે હું તો ત્યાગી છું માટે મારે એ હીરો શા કામનો? એમ વિચારીને ન લીધો પણ પાછો ફરીથી એમ વિચાર કર્યો કે એ હીરાને વટાવીને રૂપિઆના દાણા લઇને ગરીબોને સદાવ્રત આપવા કામમાં લાગશે; માટે હીરો લેવામાં મને બાધ નથી. એમ ધારી હીરો લેવા ગયા. ત્યાં તો થુંક હાથમાં આવ્યું. પછી પોતે બોલ્યા જે "મેં જાણ્યું મન મરી ગયું છે." એ પછી પોતાના મનનો વિશ્વાસ ન કરવો એવી પ્રતિજ્ઞા લીધી. માટે ગમે તેવો યોગી હોય તેણે મનનો વિશ્વાસ ન કરવો, નહિ તો ફસાયો સમજવો.

## જ્યારે અપમાન થાય ત્યારે ભાન આવે છે.

એક શ્રીમાનને એક પુત્ર હતો. તેને રાજી રાખવાને માટે તે હમેશાં તેને રમાડતો. એક વખત એક કાગડાને જોઇને છોકરાએ બાપાને પૂછ્યું: બાપા! આ શું છે? બાપે કહ્યું તે કાગડો છે, એમ

છોકરાએ ઉપરા ઉપરી ત્રણસેં વખત પૂછ્યું ને તેનો જવાબ બાપે પ્રેમ સાથે આપ્યો. એ બધી વાત તે ડોસાએ પોતાની ડાયરીમાં લખી રાખી હતી. પછી છોકરો મોટી ઉમરનો થયો ત્યારે બાપે દીકરાને પૂછ્યું ભાઈ! આ શું પક્ષી છે? ત્યારે દીકરાએ બે વખત કહ્યું બાપા! તે કાગડો છે, પણ જ્યાં ત્રીજી વખત પૂછ્યું ત્યાં તો દીકરો ક્રોધમાં આવી જઇને કહેવા લાગ્યો, બેસો! તમે શું જોઇ શકતા નથી? વળી તમે કહેશો કે તમને ઓછું દેખાતું હશે તો બે વખત તો તમને કહ્યું હતું તે તમે સાંભળ્યું હતું કે નહિ! માટે નકામી ગરબડ કરતા નહિ. છાનામાના બેસી રહો! પછી બાપે છોકરાને કહ્યું કે ભાઇ! તું જ્યારે ન્હાનો હતો ત્યારે મેં ત્રણસો વખત કહ્યું હતું, પણ તું તો ત્રણ વખતમાં જ કંટાળી ગયો એ નવાઈ જેવું નથી. મારે તારામાં પ્રેમ હતો તેવો બાપના ઉપર પુત્રનો હોય જ નહિ એવો દુનિયાનો રીવાજ છે માટે તારો વાંક નથી; બધો વાંક મારો જ છે. હું અને મારૂં એ માયા છે જેથી મારાપણામાં દેહના સંબંધી માનતો હતો પણ ખરી રીતે હું આત્મા છું ને મારા ભગવાન છે, એ જ્ઞાન મેં જાણ્યું હોત તો મારો જન્મારો સાર્થક થઇ જાત. માટે હવે મને તારામાંથી મોહ ઓછો થઇ જાય એવું મને જણાય છે. જ્યારે અપમાન થાય કે દુઃખ પડે ત્યારે દરેક માણસને ભાન આવે છે, ને તેં મારૂં અપમાન કર્યું ત્યારે હવે મને મારા આત્માનું ભાન થવા લાગ્યું.

## હલકી સોબતનું ફળ.

એક રાજા અગાશી ઉપર બેઠો હતો ત્યાં એક હંસ આવીને બેઠો. તેની પાસે એક કાગડો આવીને બેઠો. એ કાગડા તથા હંસને ફક્ત પાંચ મિનિટનો સંગ થયો. તે પ્રસંગે બંનેએ કાંઇ વાર્તાલાપ કરી, પણ રાજાનું ધ્યાન બીજા કામમાં હતું તેથી ઉંચી નજર રાજાએ કરી નહોતી કાગડો પક્ષીની જાતમાં દુર્જન ગણાય છે તે રાજાના મોઢામાં ચરકયો ને તુરત ઉડી ગયો. પછી રાજાને રીસ

ચડી તેથી પીસ્તોલનો ભડાકો કર્યો એટલે હંસ બીચારો વિના કારણે મરી ગયો. રાજાએ એમ જાણ્યું કે આ હંસ મારા મોઢામાં ચરકયો છે એમ જાણીને હંસને મારી નાંખ્યો. પછી તે હંસ મરતાં મરતાં શિખામણ દેવા લાગ્યો કે આ મરણમાં મારા પ્રારબ્ધનો વાંક છે કે મેં દુર્જન કાગડાનો સંગ પાંચ મિનિટ કર્યો જેથી આજ મારે વિના કારણે મરવું પડે છે. તેમ જે સજ્જન હોય તે દુર્જનનો લેશ વાર સંગ કરે તો તેનું ખરાબ પરિણામ વિના કારણે તેને સોસવું પડે છે એ નિર્વિવાદ છે.

## ધનનો કેફ.

એક વખતે એક મોટા દેડકાએ એક ન્હાના દેડકાને પૂછ્યું કે હમણાં તું રતનનગરમાં જાય છે ત્યાં કોણ કોણ શ્રીમાન પુરૂષો રહે છે તેની શોધ કરજે. બીજે દિવસે તે ન્હાના દેડકાએ આવી મોટા દેડકાને કહ્યું કે આ શહેરમાં મોતીશા નામનો એક શ્રીમાન રહે છે તેના ઘરમાં અથાગ નાણું છે. આ વાત સાંભળી મોટો દેડકો પરીક્ષા લેવા માટે મોતીશા શેઠને ઘેર ગયો, ને અંધારામાં પેટી વાંસે સંતાઈ રહ્યો. રાતના દશ વાગે શેઠ આવ્યા ને તેની પાસે થોડાક રૂપિઆ રોકડા હતા તે પેટીમાં મુકવા જતાં અજાણતાં એક રૂપિઓ પડી ગયો. તે આ દેડકા ભાઇને હાથ આવ્યો. એ રૂપિઓ પોતાને મળતાં પોતે શ્રીમાન થઈ હસવા લાગ્યો. અરે! મારા જેવો આ જગતમાં કોણ છે? મારી પાસે જુઓને ધન છે. ધન વિનાનો મનુષ્ય જગતમાં કાંઇ લેખામાં હોતો નથી. એવાં ગર્વનાં વચનો બોલી પોતાના રહેઠાણમાં (દરમાં) ગયો ને પેલો રૂપિઓ પોતાના હાથમાં રાખી ખુશી ખુશી થવા લાગ્યો. એટલામાં તેના દર આગળથી હાથીનું ટોળું નીકળ્યું. તેને જોઇને આ દેડકો બડબડવા લાગ્યો. અરે! તમે કેવા અણસમજુ છો? મારા દર ઉપરથી તમારે પગ દઈ જવાય નહિ. હું કોણ છું? તેનું તમને ભાન નથી. મને ઓળંગી જાઓ છો તે ઠીક નથી. હાથીઓએ આ વચન શાંત ચિત્તે સાંભળ્યાં ને

કાંઈ પણ બોલ્યા નહિ, પણ જતાં જતાં એટલું બોલતા ગયા કે આ દેડકાને કાંઈ પણ પૈસાની હુંબ લાગેલી હોવી જોઈએ! તે વિના આવો બડબડાટ કરે નહિ, કારણ કે શાસ્ત્રમાં કહ્યું છે કે જેની પાસે સો રૂપિઆ હોય તેને એક દારૂના શિશાનો નીશો રહે છે તે નિર્વિવાદ છે.

## ગાંઠનું ગોપીચંદન ગુમાવ્યું.

એક બ્રાહ્મણ હતો. તે એક વખતે એક ગામથી બીજે ગામ જતો હતો. રસ્તામાં તેને પાણીની તૃષા લાગવાથી એક વાવમાં પાણી પીવાને ઉતર્યો. ત્યાં પાણી પીવા જતાં લક્ષ્મી બોલી કે હે વીપ્ર! તમારા ગામના લક્ષ્મીચંદ શેઠને કહેજો કે મને કાઢી જાઓ, હું હવે બહુ અકળાઉં છું. પછી બ્રાહ્મણે કહ્યું કે હું શેઠને જરૂર કહીશ, પણ મને થોડી લક્ષ્મી તું આપ. ત્યારે લક્ષ્મી કહે કે હું આસુરી સંપતીની છું માટે તું દુઃખી થઈશ. માટે તું તારે રસ્તે ચાલ્યો જા! છતાં બ્રાહ્મણ લોભી હતો. તેથી આ વાત નહિ ગણકારતાં તે લક્ષ્મીજીની પાસે વારંવાર કહેવા લાગ્યો, ત્યારે લક્ષ્મી કહે કે લે, ત્યારે તું આ ચરૂમાં હાથ નાંખ. જેવો તે બ્રાહ્મણ સોના મોહોર લેવા જાય છે. ત્યાં તો બંને હાથ ચોંટી ગયા. પછી લક્ષ્મીજીને કહે કે મારા હાથ કૃપા કરીને ઉખાડો તો સારૂં! હું તો મરી જઈશ, પછી લક્ષ્મીજી કહે કે કાંઈ આપ્યા વિના ઉખડશે નહિ. તારી પાસે રૂપિઓ હોય તો નાંખ તેથી ઉખડશે. પછી આઠ આના ખીસામાં હતા તે નાંખ્યા ત્યારે એક હાથ છૂટયો, પછી બીજો હાથ છૂટવા માટે જ્યારે ગોપીચંદનનો ગાંઠીયો હતો તે નાંખ્યો ત્યારે બીજો હાથ છુટયો. માટે આસુરી સંપત્તિનું ધન હોય તે કદી પણ સુખરૂપ થતું નથી, પણ ઉલટું દુઃખદાઈ થાય છે. ગાંઠનું ગોપીચંદન ગુમાવ્યું તે આનું નામ! માટે યાદ રાખવું કે નશીબ વિના લક્ષ્મી મળતી નથી ને કદાપી ખોટી આશા કરી લોભ કરવાથી માલાના મુળમા જાય છે.

## લોભ એ પાપનો બાપ છે.

આ જગતમાં ગમે તેવો વિદ્વાન, ધ્યાની, તથા જ્ઞાની હોય તો પણ તેને લોભ ફસાવે છે. એક બ્રાહ્મણ કાશીથી શાસ્ત્ર ભણીને પોતાને ઘેર આવ્યો ને પુસ્તક ઉથલાવવા મંડયો ત્યારે તેની સ્ત્રીએ તેને પ્રશ્ન પૂછ્યો કે: સ્વામિનાથ! "પાપનો બાપ કોણ?" ત્યારે તે વિદ્વાને પુસ્તકમાં ચારે તરફ તપાસવા માંડયું પણ તેનો ઉત્તર મળ્યો નહિ, કેમકે આતો "ભણ્યા પણ ગણ્યા નહિ" તે માંહેલા વિદ્વાન હતા. એટલે બુદ્ધિ વિના આવા પ્રશ્નનો ઉત્તર કયાંથી થાય! એટલે પુનઃ તેઓ કાશીએ અભ્યાસ કરવા નીકળ્યા. રસ્તે ચાલતાં ગામમાં વિસામો ખાવાનો વિચાર કર્યો અને તેથી ગામના સારા માણસને પૂછયું કેઃ "આ ગામમાં કોઇ દાનેશ્વરી છે?" એટલે એક મશ્કરા માણસે એક ગુણકાનું ઘર બતાવ્યું. એટલે આ બ્રાહ્મણ ગુણકાને ત્યાં જઈને રાત રહ્યો. બીજે દિવસે તે વિપ્રે ત્યાં રસોઇ કરી એટલે તે ગુણકા કહે કે મહારાજ! મારા હાથથી અન્નનો એક કોળીયો તમારા મુખમાં મુકવા દ્યો તો હું તમોને સો રૂપિઆ આપું! બ્રાહ્મણે ના પાડી એટલે ગુણકાએ પાંચસો રૂપિઆ કહ્યા ને પછી હજાર કહ્યા ને પછી બ્રાહ્મણ-ભાઈ તો તુરત લોભાઇ ગયા ને વટલવા તૈયાર થઇ ગયો. પછી વેશ્યાએ બ્રાહ્મણના ગાલ ઉપર તાણીને તમાચો માર્યો એટલે બ્રાહ્મણ કહે કે કેમ તમાચો માર્યો? ત્યારે વેશ્યા કહે કે પાપનો બાપ લોભ છે, સમજ્યા, મહારાજ. તમે બ્રાહ્મણ થઇને વટલવા તૈયાર થયા એજ પાપનો બાપ લોભ તમને વળગ્યો છે. બ્રાહ્મણને ઉપલા પ્રશ્નનો ઉત્તર અનાયાસે મળવાથી કાશીએ જવું મુલતવી રાખ્યું અને સિધ્ધો પોતાને ઘેર જઇ પોતાની સ્ત્રીને મળીને પ્રશ્નનો ખુલાસો કર્યો. આ સાધારણ દષ્ટાંત પરથી સિદ્ધ થાય છે. લોભ જેમ પાપનું મુળ છે તેમ લોભ એ પાપનો બાપ પણ છે એ નિર્વિવાદ છે.

## કઠીઆરો ને ચિંતામણી.

એક કઠિઆરો હતો. તે હમેશાં અરણ્યમાંથી લાકડાં કાપી

લાવી તે વેચીને પોતાનો નિર્વાહ ચલાવતો હતો. કોઇ એક પ્રસંગે તે કઠીઆરો બરાબર મધ્યાન સમયે અરણ્યમાંથી લાકડાં કાપી આવતો હતો, તે સમયે મધ્યાનના સૂર્યના તાપે બહુજ અકળાઇ જવાથી પોતાના માથે કાષ્ટનો ભારો હતો તે ઉતારી એક વૃક્ષની છાયા નીચે વિસામો ખાવા બેઠો. પાસેના વેકળામાંથી ન્હાના ન્હાના પથરા લઇ તે ફેંકવા લાગ્યો એટલામાં તેના નશીબ યોગે તેના હાથમાં ચિંતામણી નામનું અમુલ્ય રત્ન આવી ચડયું. તેથી તે કઠીઆરો કાષ્ટના ભારાથી કંટાળતો કેટલાક હવાઇ વિચારો કરવા લાગ્યો અર્થાત ચિંત્તામણી પોતાના હાથમાં આવતાંની સાથે જ તે કઠીઆરાના મનમાં ઇચ્છા ઉત્પન્ન થઇ કે આ સ્થળે એક સાત માળનું સુંદર મહાલય હોય તો કેવું સારૂં ? આ પ્રમાણે વિચાર કરે છે એટલામાં તો જોતજોતામાં તે કઠીઆરાના સંકલ્પ પ્રમાણે સાત માળનો એક સુંદર મનોહર મહેલ એ ચિંતામણી રત્નના પ્રભાવે એ સ્થળે તુર્ત થઇ ગયો. એ મહેલને જોઇ કઠીઆરાને તરંગ આવ્યો કે મનુષ્ય વિનાનો મહેલ માત્ર શા કામનો ! માટે એ મહેલમાં સુંદર સ્વરૂપવાન સુંદર સ્ત્રી હોય તો બહુ સારૂં ! આ સંકલ્પ ઉદ્‌ભવતાની સાથે જ તે મહેલમાં દીવ્ય ચિંતામણીના પ્રભાવથી સ્વર્ગલોક નિવાસીની તિલોતમા ઉર્વશી, રંભા ને મેનકા જેવી અપ્સરાઓને પણ ક્ષણવાર પોતાની સુંદરતાનું અભિમાન મુકાવે એવી મૃગનયની સુંદર સ્ત્રી જોવામાં આવી. આ પ્રમાણે સ્ત્રીને જોવા પશ્ચાત પુનઃ તે કઠીયારાને સંકલ્પ ઉદ્દભવ્યો કે આ મહેલની આસપાસ ફરતો સુંદર ચોક અને તેને ચારે તરફ મનહર રાજ્ય દુર્ગ અને તેને ફરતું વિસ્તીર્ણ નગર હોય તો કેટલું સારૂં ! આ સંકલ્પ પણ ઉદ્‌ભવતાની સાથેજ એજ પ્રમાણે સર્વવ્યવસ્થા તે કઠીઆરાના જોવામાં આવી. આ સર્વ વ્યવસ્થા જોતાં પુનઃ કઠીઆરાને તરંગ ઉઠયો કે નગર તો બહુ ઉત્તમ બન્યું, પણ પ્રજા વિનાનું છે એથી શું કામનું ! માટે પ્રજા હોય તો સારૂં. એ વિચારની સાથેજ કેટલીક લાવણ્યવતી

લલનાઓ સ્ત્રીઓ અને કેટલાક સુશોભીત પુરૂષો પણ તે નગરમાં વિચરતાં જોવામાં આવ્ય એટલું જ નહિ પરંતુ કઠીયારાના સંકલ્પ પ્રમાણે, થયેલા જોઈ પોતાના અંતઃકરણમાં તે કઠીયારો પરમ પ્રસન્ન થવા લાગ્યો—અત્યંત આનંદ માનવા લાગ્યો. એટલામાં તે નગરમાંના કોઇ એક વૃક્ષ ઉપર કોઇ એક વાયસ (કાગડો) બેઠો બેઠો કુસ્વરે (ખરાબ અવાજ) બોલવા લાગ્યો. જે શબ્દ શ્રવણ કરીને કઠીયારો તેને ઉડાડવા મંડયો, તથાપિ તે વાયસ ઉડયો નહિ, ત્યારે એ કઠીયારાના હાથમાં જે ચિન્તામણી નામનું રત્ન હતું તેને એ કઠીયારો જાણતો નહોતો કે આ ચિંતામણી રત્ન છે, અને આનાજ પ્રભાવથી આ સર્વ સંકલ્પની સિદ્ધિ પ્રાપ્ત થયેલી છે. તેને કાંકરો સમજીને તે કાગડાને ઉડાડવાને ફેંકયું અને તે ફેંકતાંજ પેલો કાગડો એ ચિંતામણી રત્નને પોતાની ચાંચમાં ઘાલી ઉડી ગયો, એટલે કઠીયારો પ્રથમ પોતે એકલો વૃક્ષની શિતળ છાયા નીચે વિશ્રાંતી લેવા બેઠો હતો તેવોજ એકનો એક થઈ રહ્યો અને પોતાના પડખામાં પ્રથમ તો પોતાએ કાપી આણેલો લાકડાનો ભારો પડેલો જોવામાં આવ્યો અને તે મહેલ, સૌંદર્યવાળી સ્ત્રીઓ, પ્રસન્નવદનવાળા પુરૂષો, આખું નગર, રમ્ય રાજગઢ, વિગેરેમાંનું જાણે અત્રે કાંઈ પણ નહોતું એવું શુન્ય જંગલ પ્રથમની પેઠેજ થઇ રહેલું જોવામાં આવ્યું. આ અલૌકિક કુતુહલથી તે કઠીયારો ગભરાઈ જઈને તે કાગડાને પકડવા દોડયો, પણ તે કઠીયારાનું કાંઈ પણ વળ્યું નહિ, ઉલટો શ્રમિત થઈ પુનઃ લાકડાનો ભારો મસ્તક ઉપર લઈ કેટલોક પશ્ચાતાપ કરી વેચવા શહેર ભણી ચાલ્યો. આ તો એક દષ્ટાંત છે પણ સિદ્ધાંત એટલોજ કે તે કઠીયારાને જીવ છે ને પૂર્વના પુણ્ય પ્રભાવથી મનુષ્ય શરીર મળ્યું છે તે ચિંતામણી છે, તેનાથી પ્રભુની ભક્તિ નહિ થાય ને આ ઉત્તમ શરીરથી વિષય રૂપી કાગડો ઉડાડવાની ક્રિયા થશે તો આ કઠીઆરાની પેઠે જેવા હતા તેવા થઈ રહેશે એટલે નાહક ચોરાસીનાં દુઃખ ભોગવવાં પડશે માટે આવેલો

અમૂલ્ય અવસર ભુલમાં ન જાય તેને માટે ચેતીને ચાલવામાં મજાહ છે. તેના વિષે એક કવિએ કહ્યું છે કેઃ-

**દોહરો.**

કહા કહીએ, કહા જોડીયે, થોડે જીવન કાજ,
છોડી છાંડી સબ જાત હે, દેહ, ગેહ, ધન, રાજ.

## કર્મથી જ્ઞાનની પ્રાપ્તિ થાય છે.

એક ખેડુત હતો. તેનું ખેતર સમુદ્ર કાંઠે હતું. તેણે ચોમાસાના દિવસમાં તેમાં દાણા વાવેલા હતા, હવે તે ખેતરના રક્ષણ માટે તે ખેડુત અડખે પડખે વાડ કરવાને માટે ખોદતો હતો, એટલામાં બે હજાર લાલ માણેક નીકળી પડયાં, પણ તે ખેડુત બિચારો અજ્ઞાન હોવાથી મારા ખેતરમાંથી લાલ પથરા નીકળી પડયા એમ ધારી તેમાંથી ચાળીસ પથરા વીણીને ગોફણમાં ચડાવીને પક્ષીઓ ઉડાડવા લાગ્યો. જ્યારે એક પથરો બાકી રહ્યો ત્યારે તેની સ્ત્રી ભાન દેવા આવીને કહેવા લાગી, અરે આ શું કરો છો? ત્યારે તે ખેડુત બોલ્યો કે ખેતરને દુરસ્ત કરતાં તેમાંથી રાતા પથરાની ખાણ નીકળી પડી છે એમ કહી બાકી રહેલો એક પથરો તથા ગોફણ પોતાની સ્ત્રીને આપી પોતે જમવા બેઠો. સ્ત્રી તે પથરોને ગોફણ લઈ ઘેર ગઈ. સાંજની રસોઈ કરવા માટે ઘરમાં મીઠું નહિ હોવાથી તે સ્ત્રી આ રાતો પથરો લઇ દુકાનદારને ત્યાં મીઠું લેવા ગઈ. દુકાનદાર ઝવેરીનો ધંધો કરનાર હતો તેથી આ લાલ માણેક (પથરાને) દેખીને તે બાઈ-ને કહેવા લાગ્યો કે બેન! આની કીંમત તું માગીશ તે હું તને આપીશ ત્યારે તારી મરજીમાં આવે તે માગી લે. સ્ત્રી આશ્ચર્ય પામી અને પોતાની શક્તિ પ્રમાણે તેણે રૂપિઆ, દાણા રહેવાનો એક તંબુ તથા ઘરેણાં માંગ્યાં. તે પ્રમાણે ઘણી ખુશીથી તે ઝવેરીએ આપ્યાં. ખેડુતની સ્ત્રી તો અચાનક ધન મળવાથી શેઠાણી થઈ ગઈ. સાંજરે ખેડુત આવી જોવા લાગ્યો તો પોતાનું મકાન અતી વૈભવવાળું જોઈ પોતાની સ્ત્રીને પુછવા લાગ્યો કે, સ્ત્રી! એક દિવસમાં આ શું ફેરફાર

થઈ ગયો? તેનું કારણ તો કહે? સ્ત્રી કહે તમે નાહી ધોઈ જમી લ્યો, પછી હું તમને સર્વ હકીકત જણાવીશ. ખેડુત પોતાના મનમાં ખુશી થઈને આનંદે જમ્યો ને પછી સ્ત્રી પાસેથી સર્વ વાત જાણી પોતે પશ્ચાતાપ કરવા લાગ્યો. અરે! આવાં ઓગણચાળીસ માણેક તો મેં વિના કારણ દરિઆમાં પક્ષી ઉડાડી ફેંકી દીધાં! હાય હાય! મારા જેવો કોણ મુર્ખ હશે? પણ હવે ગઈ વાતનો અફસોસ કરવો તે મીથ્યા છે. એમ ધારી પોતાની સ્ત્રીને કહે ચાલ, આપણે પાછા તે ઝવેરી પાસે જઈ માગણી કરીએ. એમ કહી ઝવેરી પાસે જઈ બીજા ધનની માગણી કરી ત્યારે મુનીમ કહે મેં તો મારી સમજણ પ્રમાણે તમારી સ્ત્રીના માગવા પ્રમાણે પૈસા આપ્યા છે, પણ વધારે જોઈતા હોય તો શેઠને જઈને મળો, એટલે તે ખેડુત અને તેની સ્ત્રીએ શેઠ પાસે જઈ વધારે ધનની માગણી કરી. ત્યારે શેઠે માણેક જોઈ બીજા વીશ હજાર રૂપિઆ તે ખેડુતને આપ્યા, કારણ કે માણેક બહુજ અમુલ્ય કીંમતનું હતું. આવી રીતે ખેડુત પ્રભુની કૃપાથી શ્રીમાન બની ગયો. આ તો દૃષ્ટાંત છે પણ સિદ્ધાંત એ છે કે જીવ-રૂપી ખેડુત છે. તે સંસારરૂપી સમુદ્રનાં કાંઠે કર્મરૂપી ખેતી કરતાં પુરૂષાર્થથી તેને જ્ઞાન પ્રાપ્ત થયું અને તે સુખી થયો.

### અકબર બાદશાહ અને લવાનો એક સંવાદ

એક વખતે બાદશાહ ખુશમીજાજમાં એક બગીચામાં લવા સાથે બેઠા હતા. તે વખતે લવાને બાદશાહે કહ્યું કે લવા મારી દાઢી બહુ વાળવાળી લાંબી છે તેમાં વખતે લાય લાગે તો તું શું કરે? ત્યારે લવો કહે જહાંપનાહ, ખુદાવંદ, મારા હાથથી મસળી નાંખું ને તુરત આગ બુઝાવી નાંખું. ત્યારે બાદશાહ કહેવા લાગ્યા કે લવા તારી ને મારી બંને દાઢીમાં સાથે લાય લાગે તો તું શું કરે? ત્યારે લવો કહે પ્રથમ હું મારી દાઢી બુઝાવવાનો પ્રયત્ન કરૂં, તે વખતે કાંઇ હું તમારી દાઢી બુઝાવું નહિ. તે જ પ્રમાણે એક સાદી ઝુંપડીમાં રહેલો માણસ ભલે તે રાજ્યમહેલમાં રહેતો હોય પણ તેને પોતાની ઝુંપડી

પ્રીય હોય છે તેટલો રાજ્યમહેલ વહાલો નથી. એ તો નોકરીને માટે ઉપરથી સ્નેહ બતાવે છે. હવે કદાચિત તે રાજ્યમહેલ અને ઝુંપડીમાં સાથે લાય લાગે તો કહો જોઇએ, ઝુંપડીમાં રહેનારો માણસ અગ્નિ ઠારવાને માટે પ્રથમ ક્યાં પાણી નાંખશે? એ તો પોતાની ઝુંપડીનું પ્રથમ રક્ષણ કરશે એ નિર્વિવાદ છે.

## બાવાજીની રાજા પાસે માંગણી.

એક બાવો હતો તેની વય લગભગ સાઠ વર્ષની થઇ હતી છતાં ગામની ભાગોળે છાણ લેવા જતો ને બીજા માણસોને છાણ લેવા દેતો નહિ; પછી એક વખત બપોરના ટાઇમે રાજા તથા દીવાન ત્યાંથી જતા હતા ત્યાં બાવાને છાણ લેતો જોયો, તેથી રાજાને દયા આવી ને મનમાં વિચાર કર્યો કે આ બાવાજીનું મારે દુઃખ જાણવું જોઇએ! એમ જાણીને તેને દરબારમાં બોલાવ્યો, ને રાજાએ કહ્યું કે બાવાજી! આજ હું તમારા ઉપર પ્રસન્ન થયો છું માટે તમો માગો તે આપું! જેથી તમારા ઠાકોરને થાળ સારી રીતે થાય ને તમે પણ સુખેથી રહો ને તમારા આશિર્વાદથી મારૂં પણ કલ્યાણ થાય! ત્યારે બાવો તુર્ત બોલી ઉઠયો કે સાહેબ જો તમે મારા ઉપર ખરેખરા રાજી થયા હો તો "આખા ગામની ભેંસો, ગાયોનું છાણ મારા વિના બીજું કોઇ લઈ શકે નહિ." આ સાંભળી રાજાએ કહ્યું કે અરર! બાવાજી! આ શું બોલ્યા!! તમને માગતાં પણ શરમ ન આવી; ત્યારે બાવાજી કહે રાજા મારે મોટામાં મોટું દઃખ રોજનું છે તેથી મેં સમજીને માંગ્યું છે, કારણ કે મારે રોજનો કજીઓ ને કંકાશ જાય ને સુખેથી એકલો છાણ ભેગું કરી શકું! પછી રાજા કહે તમે માગણી કરો પણ મને આપતાં શરમ આવે છે, કારણ કે કોઇ પણ માણસ આ વાત સાંભળે તો મારી મશ્કરી થાય! માટે તમે આઠ દિવસ બાદ વિચાર કરીને માગો તો ઠીક. તેથી બાવાજી મંદિરમાં ગયા ને દશ દિવસ બાદ વિચાર કરીને તેજ જ છાણ માગ્યું. તે જ પ્રમાણે આપણે પણ પરમાત્મા રાજી થયે ધન, દીકરા,

ઇત્યાદી નશ્વર ચીજોની માંગણી કરી રાજી થઇએ છીએ પણ મોક્ષની માગણી કરતા નથી એ જ આપણું અજ્ઞાન છે. આ બાવાજીને રાજાએ પ્રસન્ન થઇને એક ગામ આપ્યું તથા કેટલીક જમીન પણ આપી, પણ તેમાં તે બાવાજી ખરૂં સુખ નહિ માનતાં છાણુ ભેગું કરવાનો ધંધો તે બાવાજીએ જીવતાં સુધી મુકયો જ નહિ. માટે જીવને પ્રથમથી જે ટેવ પડી જાય અગર જેમાં ખોટો સ્નેહ બંધાઇ જાય તે મુકવું મહા કઠણ પડે છે. આપણા જીવનમાં પણ એ બાવાજી પ્રમાણે છાણરૂપી ખોટા વહેવારો પ્રધાનપણે થઇ રહ્યા છે પણ તેમાં ખરૂં સુખ નથી.




## કુસંગ હોય ત્યાં જવું નહિ.

એક બુઢ્ઢો અનુભવી વાંદરો હતો. તે જ્યાં જાય ત્યાં શહેરમાં તપાસ કરી આવે કે રાજા પ્રજામાં સંપ છે કે નહિ. તે જોયા પછી તે ગામમાં પોતે પ્રવેશ કરતો. હવે એક વખતે ધોળકા જેવું મોટું શહેર આવ્યું. ત્યાં દાડમ, જામફળીના ઝાડો બહુ હતાં. તેથી જુવાનીયાં વાંદરાંઓ કહે અમો તમારૂં આ વખતે માનીયે નહિ. પણ તે બુઢ્ઢો વાંદરો કહે મને તમે ગામમાં તપાસ કરી આવવા દ્યો પછી વાત. એમ કહી તે બુઢ્ઢો વાંદરો ગામમાં તપાસ કરવા ગયો. તેણે પ્રથમ રાજાના મહેલમાં પ્રવેશ કર્યો. ત્યાં રાજાની દાસીને અને બોકડાને પૂર્વ જન્મના શત્રુના ભારથી પાડાખાર પડેલો હતો, તેથી દાસીને માથું માર્યા જ કરે. તે ઉપરથી વાંદરાએ બીજા તેની સાથે આવનાર વાંદરાને કહ્યું કે અહીં રહેવા જેવું નથી. છતાં વાંદરાઓએ જુવાનીના તોરથી માન્યું નહિ ને તે સૌ ત્યાં રહ્યાં. એક વખતે એવું બન્યું કે એ દાસી દેવ-

તાના અંગારા એક વાસણમાં લઇને જતી હતી તે વખતે બોકડાએ દાસીને માથું માર્યું એટલે દેવતાની ચીનગારીયો ઉડીને ઘાસની ગંજીમાં પડીને તુરત આગ લાગી. ઘોડારમાં ઘોડાઓ બાંધેલા હતા. તે દાઝી ગયા, પછી એક વૈદ્યે ઉપાય બતાવ્યો કે વાંદરાને મારીને મલમ બનાવો તો આ ઘોડાઓને નવી ચામડી આવશે. પછી એ વાંદરાઓનાં ટોળાં આવેલાં હતા. તેની રાજાને પણ ખબર હતી તેથી વાંદરાઓને મારવાનો રાજાએ હુકમ કર્યો ને તેથી તે વાંદરા મરણ પામ્યા. જેમ રાજાના ઘરમાં કુસંપ હતો તે પ્રજાને પણ નડ્યો, માટે જ્યાં કુસંપ હોય ત્યાં જવું નહિ. વાંદરાના કુટુંબને રાજાએ મારી નાંખ્યું. તેથી વાંદરાએ પણ વેર વાળ્યું. જે બુઢો વાંદરો એકલો ચાલ્યો ગયો હતો તેને રસ્તામાં એક વાવ આવી તેમાં પાણી પીવાની ઇચ્છા થઇ તેથી તે વાવમાં જવાનો વિચાર કરે છે ત્યાં માણસોનાં પગલાં જતી વખતનાં દેખાણાં. તેથી વાંદરે વાવમાં નહિ ઉતરતાં એક કમળની નાળે પાણી પીધું. તેની બુદ્ધિ જોઇને બ્રહ્મરાક્ષસ જે વાવમાં રહેતો હતો તે ખુશી થઇ ગયો તેથી મોતીની માળા તે વાંદરાને આપી. તેથી તે વાંદરો ધોળકાના રાજાના દરબારમાં આવીને રાજાના મહેલમાં ગયો. તેને જોઇને રાજાએ કહ્યું કે આ વાંદરાના ગળામાં મોતીની માળા બહુ જ કીંમતવાળી છે તેથી તે લેવાનો તેણે પ્રયાસ કર્યો પછી વાંદરો બોલ્યો કે હું વાવ-માંથી લાવ્યો છું, ત્યાં મહારી સાથે ચાલો. પછી રાજા શિવાય રાણી, પુત્રો, અમલદારોને વાવમાં ઉતાર્યા ને અંદર પડવા કહ્યું તેથી તે બ્રહ્મરાક્ષસે બધાંને મારી નાંખ્યાં. તેમ કુસંપથી એક બીજાનો નાશ થાય છે, માટે તેવા કુસંપ થકી જીવનું ભુંડું થાય છે એ નિર્વિવાદ છે માટે જ્યાં કુસંપ હોય ત્યાંથી દુર જતા રહેવું પણ તેમાં ભાગ લેવો નહિ.

### તૃષ્ણાના ક્ષય વિના ખરૂં સુખ પ્રાપ્ત થતું નથી.

એક બાવો હતો તેને એવો નિયમ હતો કે કાચલી ભરીને

અનાજ મળે એટલે ગમે તેવા પકવાનની રસોઇ કોઇ આપનાર મળે છતાં તે લેતો નહિ, એવો તે નિર્લોભી હતો. એક વખતે રાજાએ પોતાના માણસને મોકલી તેને પોતાની પાસે તેડાવ્યો ને કહેવરાવ્યું કે રાજા તમોને પાકી રસોઈ આપવા બોલાવે છે. પછી તે બાવાએ કહ્યું કે આજ તો મને પ્રભુ કૃપાથી કાચલી ભરીને અનાજ મળ્યું છે એટલે મારે જરૂર નથી, આવતી કાલે વાત; એમ બાવાએ માણસ સાથે રાજાને ખબર મોકલાવી. પછી રાજાએ ફરીને એમ કહેવરાવ્યું કે તમને એક ગામ આપવું છે માટે રાજ્યદરબારમાં પધારો. તે બાવાએ ઉત્તર આપ્યો જે શેર અનાજ મને મળે છે તેથી પરમાત્માનુ ભજન સહેજે થાય છે માટે મારે ગામની જરૂર નથી. પછી રાજાએ જાણ્યું કે આ ખરો સાધુ છે માટે તેમની રાજ્યમાં પધરામણી કરાવવી જોઇએ ! એમ જાણીને ફરીથી માણસ મોકલ્યો કે રાજા સાહેબ આપને પધરામણી માટે બોલાવે છે માટે પધારો. પછી રાજાના દરબારમાં તે સંત મહાત્મા ગયા ને રાજાને ઉપદેશ કર્યો, પછી મહાત્માએ તે રાજાની કસોટી કરવા એક બનાવટી વાત કરી કે દિલ્લીનો પાદશાહ મરી ગયો છે. તેને વારસ પુત્ર નથી, તેથી જેને હું પ્રસન્ન કરૂં તેને ગાદી આપવા માટે મને ત્યાં તેડાવ્યો છે, માટે હાલ હું દીલ્લી જવાનો છું. આઠ દિવસ હવે બાકી છે. પછી તે રાજા આ વાત સાંભળી મહાત્માના પગ વધુ ચાંપવા મંડયો ને પ્રાર્થના કરવા માંડયો કે મહાત્માજી મને દયા કરીને તે ગાદીએ બેસાડો તો સારૂં. પછી મહાત્માજી કહે કે તારે પચીસ ગામ છે ને ને દશ લાખની વાર્ષિક આવક આવે છે છતાં તૃષ્ણા કરે છે માટે તું ભીખારી છે, એમ કહી મહાત્મા ઉઠવા લાગ્યા. રાજા લાચાર પડી ગયો. પછી મહાત્માએ કહ્યું કે દીલ્લીનો પાદશાહ મરી ગયો નથી પણ તારા મનની પરીક્ષા માટે મેં કલ્પિત વાત કરી હતી. જ્યાં સુધી મનુષ્યને સંતોષ થતો નથી ત્યાં સુધી સત્ય સુખ જણાતું નથી. જેવી માયા ઉપર પ્રીતિ છે તેવી પરમાત્મામાં પ્રીતિ થઈ જાય તો

સંતોષરૂપી મહાન ગુણ પરમાત્મા પોતાના ભક્તને આપે છે ને તુર્ત તૃષ્ણાનો ક્ષય થઇ જાય છે.

## સત્સંગનું સુખ ક્યારે આવે ?

જ્યારે દેહ ને આત્મા જુદો સમજી તેવું વર્તન કરે ને માયાના દોષ ટાળે ત્યારે જ સત્સંગનું સુખ આવે છે. જો દેહને કષ્ટ આવે તેવી ભક્તિ કરે નહિ તો પછી સત્સંગનું સુખ ક્યાંથી આવે? માટે જો સત્સંગ સંબંધી સુખ લેવું હોય તો ભગવાનની સર્વે આજ્ઞાઓનું પ્રતિપાદન કરવું જોઇએ! તે વિષે એક છેલની વાત છે કે એક છેલ પોતાના સાસરે જતો હતો, પરંતુ સાથે છત્રી વિગેરે કાંઈ સાધન નહોતું ને દિવસ વર્ષાદના હતા. ગામની બહાર નીકળતાં વરસાદ શરૂ થયો એટલે છેલે શ્મશાનમાંથી એક ઘડો લીધો ને તેમાં પોતાનાં લુગડાં ભરી ચાલવા માંડ્યું. ગામની ભાગોળે જઇને કપડાં પહેરીને ગામમાં ગયો ત્યારે તેના સાળીએ પૂછ્યું કે વરસાદ આવ્યો હતો ને ભીંજાણા નહિ તેનું શું કારણ? કારણ કે તમારી પાસે છત્રી નહોતી, પછી તે કહે કે મારૂં નામ પણ છ છેલ છે તે તમે જાણતાં નથી. વરસાદ પડે તો આમથી તેમ ખસી જાઉં. તેથી એક ટીપું મારા શરીર ઉપર પડવા દીધું નથી. તેમ કેટલાક ભક્તો શરીરનું જતન કરે છે એટલે તેમને આત્માનું સુખ આવતું નથી એટલે પછી દેહીક સુખમાં અવિનાશી સત્સંગનું સુખ ક્યાંથી સમજાય?

## શાન્તિનો ઉપાય.

એક રાજાને વૈરાગ્ય થતાં જંગલમાં એક મહાત્મા પાસે જઇને કહેવા લાગ્યો કે હે મહાશય! મારૂં સંસારરૂપી દુઃખ સત્વર નાશ થાય એવો ઉપાય બતાવો! ત્યારે મહાત્મા કહે કે હે રાજા! તારી સર્વ સામગ્રી ભેગી કરેલ છે તેનો ત્યાગ કરી નાંખ એટલે તને સુખ પ્રાપ્ત થશે. મહાત્માના કહેવા ઉપરથી રાજ, પાટ, ઘોડાં, હાથી, પાલખી તમામ વસ્તુનો ત્યાગ કરી દીધો પણ મનથી એક વાત મુકાણી નહિ. રાજા ફરીને મહાત્મા પાસે ગયો ને કહેવા લાગ્યો કે મહારાજ મેં

આપના કહ્યા પ્રમાણે સર્વે વસ્તુઓનો ત્યાગ કર્યો છે પણ મને ખરી શાન્તિ કેમ નહિ થતી હોય! ત્યારે મહાત્મા કહે હે રાજા! મારૂં કહેવું પણ તું એટલું યાદ રાખજે કે, મનને માર્યા વિના કદી પણ ખરી શાન્તિ થતી નથી, માટે મનને નિયમમાં રાખી તેના પાસે રાત્રી દિવસ વિષયનો તથા વૈભવનો ત્યાગ કરાવવો ને ઉપરથી ડોળ નહિ કરતાં અંતરથી વસ્તુને તજવાનો આગ્રહ રાખવો તેથી સહેજ વારમાં તમોને શાંતિ આવી જશે.

## આઠમી કલમ કઈ કહેવાય?

એક વખતે જુનાગઢમાં સદ્‌ગુરૂ ગુણાતીતાનંદ સ્વામી પાસે ત્યાંના દીવાનજી દર્શને આવ્યા હતા. તેમને સ્વામીએ પૂછ્યું કે તમે સાત કલમો ભણ્યા છો પણ આઠમી કલમ ભણ્યા છો? ત્યારે દીવાનજી બોલ્યા કે આઠમી કલમ કઈ? મેં હજુ જાણી નથી. સ્વામીએ કહ્યું કે બ્રહ્મવિદ્યા એ આઠમી કલમ છે કેમકે બ્રહ્મને જાણ્યા વિના બધું નકામું છે. મનુષ્ય દેહમાં આવ્યા ને આત્માને ન જાણ્યો તો મનુષ્ય દેહ વૃથા ગુમાવ્યો સમજવો. તમે ડીસ્ટ્રીકટમાં ફરવા નીકળો છો ત્યારે પ્રોગ્રામ ગોઠવાય છે, ને ત્યાં દરેક બાબતની ખાવા પીવાની, સુવાની, બેસવાની આપના માટે સગવડ થાય છે તેમ આ દેહમાંથી નીકળ્યા પછી કોને ઘેર જઇને ઉતારો કરશો? દીવાનજી સજ્જન હતા તેથી સ્વામીની વાત સારી લાગી ને પોતે સ્વામી પાસે ધર્મના નિયમો લીધા. આ દીવાનજીના નામ હરીદાસ બિહારીદાસ દેસાઈ હતું ને તેઓ વિદ્વાન ને જ્ઞાની હતા તથા સાધુ પુરૂષોને માન દેનારા સુજ્ઞ હતા. તેઓ ખાનદાન કુટુંબના હતા ને તેઓ જુનાગઢમાં ઘણાં વર્ષ સુધી દીવાનગીરીના હોદ્દા ઉપર રહેલા હતા ને તેઓ અમલદારીમાં અમર નામ કરી ગયા છે.

## જીવને જનાવરમાં પણ વાસના બંધાઇ જાય છે.

એક વખતે સદ્‌ગુરૂ બ્રહ્મચારી ઇશ્વરાનંદજી એક ગામમાં ગયા

હતા પણ ત્યાં ઉધ્ધવ સંપ્રદાયનું મંદિર નહિ હોવાથી રામ મંદીરમાં ઉતર્યા હતા. ત્યાં એક મરૂત બાવો હતો. તે બાવાએ એક બિલાડી પાળી હતી તેને ૫–૬ બચ્ચાં થયાં હતાં. તે બાવો ગાયનું દુધ ઠાકોરજીને ધરાવવાને બદલે આ બિલાડીના બચ્ચાંને પ્રેમથી હમેશાં પોતે પાતો. એક વખત તે બિલાડીના બચ્ચાં રીસાણાં હતાં તેથી દુધ પીધું નહિ, તેથી બાવાજી બિચારા બહુ જ ઉદાસ થઇ ગયા હતા. બ્રહ્મચારી મહારાજને તે બાવાએ દુધપાક પુરીની રસોઇ કરાવી હતી પણ પોતે સાથે જમ્યા નહિ તેનું કારણ બ્રહ્મચારી મહારાજે બાવાજીને પુછતાં તેણે કહ્યું કે બિલાડીએ આજ દુધ પીધું નથી તેથી મેં જમવાધું હરામ કર્યું છે. જુઓને આ જગતના જીવોને જનાવરોમાં પણ કેવી વાસના બંધાઇ જાય છે તો મનુષ્યોમાં બંધાય તેમાં શી નવાઇ ? જુઓને ભરતજી કેવા જ્ઞાની હતા પણ એક મૃગલીના બચ્ચામાં પ્રેમ રાખવાથી તેમને ત્રણ જન્મ લેવા પડયા, માટે સાધુ પુરૂષે કોઇમાં સ્નેહ જોડવો નહિ તેનો ક્ષય કરવો જોઇએ. નહિ તો વાસના એવી ખરાબ છે કે નકામી ચીજ માટે પણ હેરાન કરાવે છે. ગીતાજીમાં કહ્યું છે કે ઘરડા થનારના વાળ તથા દાંત ઘરડા થાય છે પણ જીવવાની ને ધનની આશા સત્પુરૂષના યોગ વિના કદી પણ ક્ષીણ થતી નથી.

## પોપાંબાઈનું રાજ્ય નથી.

એક શહેરમાં તેર દરવાજા હતા અને એ દરવાજાઓ પર દાણ લેવાતું હતું. એક પોપાંબાઇ નામની કોલણ બાર કોળાં લઇને તે ગામમાં વેચવા ગઇ હતી ત્યાં દરેક દરવાજા પર સીપાઇઓ લાંચીયા હતા તેથી બધાને કોળાં આપ્યાં. તેરમા દરવાજે કોળુ નહિ હોવાથી કોળાં બાંધવાની પછેડી તે બાઇ પાસેથી સીપાઇએ પડાવી લીધી ત્યારે પોપાંબાઇને એમ થયું કે આ ગામ રહ્યા જેવું છે, એટલે તેણે તે ગામમાં પોતાને રહેવાને માટે ગામની ભાગોળે જગ્યા બાંધીને દરેક

મડદાં પાછળ રૂપિઆ અરધાનો કર લેવા માંડયો. તે પ્રમાણે દશ વર્ષમાં રૂપિઆ પાંચ હજાર કરી લીધા. પછી દીવાનને ત્યાં મરણ થયું ત્યારે તપાસ થઇ. પછી તે પોપાંબાઇએ કહ્યું કે તમને મેં કહ્યું હતું કે તમારા રાજ્યમાં આમ કેમ ચાલે છે. ત્યારે તમે કહ્યું હતું કે "પોલ હોય ત્યાં પેસી જા." પછી તે ચીઠી રાજાના હાથની સહીવાળી બતાવી. તેની માફક પોલમાં પેસી જવા જેવી ભગવાનની આગળ વાત ચાલે તેવી નથી. ત્યાં તો રવા સોનીનો કાંટો છે ને ત્યાં તો આખરે રાઇ રાઇના હીસાબો થશે. માટે આગળથી ચેતીને ચાલવામાં સાર છે.

## મોટો મૂર્ખ કોણ ?

એક શ્રીમંત શેઠીયો હતો, તેનો ગામડીયો એક દોસ્ત હતો. એ ગામડીયો બહુ રમુજી, ભાટક બોલો ને વખતોવખત કાંઇ કાંઇ નિર્દોષ રમુજ કર્યા કરે તેવો હતો, પણ તે બીચારો બહુ ભોળો હતો. વ્યવહાર ચતુર માણસોમાં જેવી ચાલાકી હોય છે ને જેવી કુશળતા હોય છે તેવી ચાલાકી ને તેવી કુશળતા તેમાં નહોતી. તેથી પેલા શ્રીમંતને એમ લાગતું હતું કે આ મુર્ખ માણસ છે. એમ સમજીને શેઠે એક દિવસ રમુજમાં પોતાની લાકડી તેને આપી. ત્યારે તે હસમુખા ગામડીયાએ પૂછ્યું કે, આ લાકડી લઇને હું શું કરૂં ? ત્યારે તે શેઠે કહ્યું કે, જ્યારે તારા કરતાં વધારે મુર્ખ તને બીજો કોઇ મળે ત્યારે તેને એ લાકડી આપજે. ઘણા વખતથી તપાસ કરતાં તેને કોઈ મુર્ખ મળ્યો નહિ. એક વખતે શેઠ માંદા પડયા ત્યારે તે જોવા ગયો ત્યારે કહ્યું હવે તો "જવાની તૈયારી છે" તે ગામડીઆએ પુછયું કે ત્યાંથી પાછા કયારે આવશો ? શેઠે કહ્યું કે ત્યાંથી પાછું અવાય નહિ. ત્યારે ગામડીયે કહ્યું ત્યાં જવા માટે કાંઇ સાથે ટીમણભાતું લીધું છે કે નહિ. શેઠે કહ્યું એ તો કાંઇ બન્યું નથી. ત્યારે ગામડીએ કહ્યું કે તમે હવે જાઓ

છો ત્યારે આ લાકડી કોને આપું ? ત્યારે શેઠે કહ્યું કે તને કહેલું છે કે તારા કરતાં જે વિશેષ મુર્ખ હોય તેને આપજે. ત્યારે ગામડીએ હસતે હસતે કહ્યું કે શેઠજી તમારી લાકડી તમે જ પાછી રાખો. શેઠે કહ્યું કે એનું કાંઇ કારણ ? ત્યારે તે ગામડીએ કહ્યું "જે ઠેકાણે અનંતકાળ રહેવાનું છે, તેવે ઠેકાણે છતાં સાધનોએ ટીમણભાતા વિના જવું એ કરતાં વધારે મૂર્ખાઇ બીજી કઇ ? માટે શેઠજી ! મને તો એમજ લાગે છે કે મારાથી વિશેષ મૂર્ખ તમે લાગો છો" એ સાંભળી શેઠ પોતાની ભુલ પોતાના મનમાં તુર્ત સમજી ગયા.

## ગરજ વિષે.

ગરજ તો ચીજ છે એવી,
નરમ સૌને બનાવે છે;
ભલે હોય શાહ હોય સેવક,
ગરજ સૌને નમાવે છે.
ગરજથી ગાયને ચારો,
સકળ લોકો ચરાવે છે,
ભલે જો હોય ગાંડા તો,
ગરજ ડાહ્યા ઠરાવે છે.
ગરજ નકટી મદારીને,
રમત દોરે ચડાવે છે;
ગરજથી નાટકી લોકો,
અરે મુછો મુંડાવે છે.
ગરજથી બેલ ખર ઘોડા,
અતી બોજો ઉપાડે છે;
ગવૈયા ગાય છે ગરજે,
વળી વાજાં વગાડે છે.

ગરજ તો ઉંચની ગરદન,
નીચા પાસે ધરાવે છે
કહે શંકર ગરજ કંઇને
અહા પાણી ભરાવે છે.




## અતી લોભ તે પાપનું મૂળ છે.

એકવાર એક ભીક્ષુક ને અચાનક લક્ષ્મીદેવી મળ્યાં. તેમણે કહ્યું કે "તારી ઝોળીમાં તું કહે તેટલું સુવર્ણ ભરી આપું. શરત માત્ર એટલીજ કે તેમાંનું જેટલું જમીન ઉપર પડશે તેટલું ધૂળ થઇ જશે." પછી તે ભીક્ષુકે ખુશી થઇ જઇ ઝોળીમાં સુવર્ણના સીક્કા ભરવા માંડયા. ઝોળી તો ભરાઇ ગઇ પણ તે ભીક્ષુકે વધુ ને વધુ લક્ષ્મીદેવી પાસે માગ્યાજ કર્યું? છેવટે સીક્કાના ભારથી ઝોળી ફાટી ગઇ અને બધું નાણું જમીન પર પડી ધુળધાણી થઇ ગયું.

## ખરો બહાદુર કોણ ?

લશ્કરી અમલદારની સભામાં એક વખત એવી વાત નીકળી કે ખરો બહાદુર કોણ? ત્યારે કોઇ અમલદારે કહ્યું કે જે સીંહની સાથે લડે તે. કોઇએ કહ્યું કે જે તોપના ગોળાની સામે જાય તે. કોઇએ કહ્યું કે જે છાતીના ઘા ઝીલે ને પીડ ન દેખાડે તે. કોઇએ કહ્યું કે જેના ઘાને દુસ્મનો વખાણે તે અને કોઇએ કહ્યું કે માથું કપાઈ ગયા પછી જેનું ધડ લડયા કરે તે ખરા બહાદુર છે. આ બધી વાતો સાંભળ્યા પછી ત્યાં બેઠેલો એક બાવો બોલી ઉઠયો કે તમારી એ બધી વાત મજાની છે, પણ ખરા શુરવીર તો જુદા હોય

છે. બાવાજીની આ વાત સાંભળી એક લશ્કરી અમલદારનો મીજાજ ફરી ગયો. તેણે ગુસ્સામાં આવી જઇને કહ્યું કે તમો જોગટાઓ બહાદુરીમાં સમજો શું ? માથું કપાઈ ગયા છતાં પણ ધડ લડયા કરે એ કરતા વધારે બહાદુરી દુનિયામાં બીજી શી હોઈ શકે ? ત્યારે સાધુએ કહ્યું કે એ બહાદુરી સાચી છે પણ તે જરાક વારની છે. ખરી બહાદુરી તો ભકતોની છે કે જેઓની પોતાની આખી જીંદગી સુધી દુનિયાની લાલચોની સામે અને પાપની સામે લડાઈ ચલાવવાની છે. તમારી લડાઈ તો પાંચ સાત વર્ષે કોઈ વખતે થાય ને તે પણ થોડા કલાકની હોય, પણ ભકતોની લડાઈ તો જીંદગી સુધીની અને ભવો ભવની છે, માટે ખરી બહાદુરી તો ભકતજનોની છે, માટે વૈશ્નવો કહે છે કેઃ—

## ભલા થાઓ અને ભલું કરો.

એક શ્રીમાને એક મહાત્માને કહ્યું કે મહારાજ અમારાથી પાળી શકાય એવો કોઈ ટુંકો ધર્મ બતાવો કારણ કે આધુનિક સમયમાં ઉપાધીની સીમા નથી, વ્યાપારી બજારોની ઉથલપાથલ, દુનિયામાં મોટા કહેવડાવાને માટે મોટા મોટા ફીતાબોની લાલસા, શેર, નોટ, હુંડી, અને રૂ ને અફીણના હાંજા ગગડાવી નાખનારા ઘડી ઘડીના તારો, કુટુંબોમાં ચાલતા કેટલાક કુસંપો, અસહકારની ચળવળો, વખતો વખત આવી પડતી ઉપાધીને લીધે અમારાથી શાસ્ત્ર પુરાણની પારાયણો થઈ શકે તેમ નથી. મંદીરમાં બેસી માળા ફરી શકે તેવું નથી, માટે અમને તો આપ કૃપા કરી એવો સહેલો ઉપાય બતાવો કે અમો સહેલાઈથી આ સંસાર તરી શકીએ. ત્યારે મહાત્માજીએ શાંત અંતઃકરણથી કહ્યું કે શેઠજી, આ સંસારમાં જન્મ ધરી માયાથી તરી જવાનો ફકત એકજ ઉપાય છે અને તે એ છે કે તમે ભલા થાઓ અને ભલું કરો.

## ખરૂં અમૃત મહાત્માની વાણીમાં છે.

એક સમયે કવિઓમાં મોટો વિવાદ થયો કે અમૃત કયાં

હશે? ત્યારે એક કવીએ કહ્યું કે મધમાં છે, કારણ કે તે મીઠું છે, ત્યારે બીજાએ કહ્યું કે નહિ, અમૃત તો નવવધુના મુખમાં છે, કારણ કે મધ કરતાં તેમાં મીઠાસ છે. ત્યારે ત્રીજાએ કહ્યું કે નહિ, અમૃત તો ચંદ્રમામાં છે કારણ કે તેમાં શાંતી છે. ત્યારે ચોથાએ કહ્યું કે ચંદ્રમામાં તો કલંક છે. અમૃત તો સમુદ્રમાં છે કારણ કે સમુદ્રમંથન વખતે દેવતાઓએ તેમાંથી અમૃત મેળવ્યું હતું. ત્યારે પાંચમાએ કહ્યું કે નહિ. સમુદ્રમાં તો અમૃત હોય નહિ કારણ કે તે ખારો છે. અમૃત તો સ્વર્ગના ઇંદ્ર પાસે છે. ત્યારે છઠ્ઠાએ કહ્યું કે નહિ ઇંદ્ર પાસે અમૃત નથી. જો ઇંદ્ર પાસે અમૃત હોય તો નવા ઇંદ્ર થાય નહિ. અમૃત તો લક્ષ્મી પાસે છે, કે જેની માયામાં બધા લપટાઈ જાય છે, ત્યારે સાતમા કવીએ કહ્યું કે નહિ નહિ, લક્ષ્મીમાં અમૃત નથી. લક્ષ્મીમાં અમૃત હોય તો સાધુઓ તેનો ત્યાગ કરે ને શાસ્ત્રો માયાને તજવાને ઉપદેશ આપે નહિ. અમૃત તો મહાત્મા પુરૂષોની વાણીમાં છે કે જે વાણીથી તેઓ પોતે શાંતી પામે છે ને બીજાને શાંતી આપે છે.

## પીતાએ સહી ન કરી એટલામાંજ પુત્ર સુધરી ગયો.

એક છોકરો બહુ ખરાબ ચાલનો હતો તેથી તેના ઘરના સૌ માણસો બહુજ હેરાન થતા હતા. એ પછી એ છોકરો રોજ રોજ વધારે વધારે બગડતો ગયો ને ગામના લોકોને ત્રાસ આપવા લાગ્યો. ગામના બધા માણસો એ છોકરાની બુરી ચાલચલગતથી નારાજ થયા. તેથી તેઓ સર્વેએ મળીને ઠરાવ કર્યો કે એ છોકરાને ગામ-બહાર કાઢી મુકવો. ગામના લોકોએ ભેગા થઈ એ પ્રમાણે ઠરાવ કર્યો ને તે છોકરાના બાપની પણ તેમાં સહી માગી. બાપ પણ પોતાના છોકરાથી કાયર થઇ ગયો હતો તેથી તથા લોકોના દબાણથી એ છોકરાને ગામમાંથી કાઢવાની તેણે હા પાડી હતી, પણ એ પછી ગામના સૌ લોકો તેની સહી લેવા આવ્યા ત્યારે પોતાના છોકરાને

દેશવટો દેવાના ઠરાવ ઉપર સહી કરવાની તેની હિંમત ચાલી નહિ ને બહુ દીલગીર થયો. તેના હાથમાંની કલમ ધ્રુજવા લાગી અને દેશનીકાલના ઠરાવમાં સહી કરવામાં તે આનાકાની કરવા લાગ્યો, ત્યારે ગામના લોકો ઉશ્કેરાઈ જઇને કહ્યું કે આ શું? આ કેવી રીત! તમે પ્રથમ હા પાડી છે અને હવે શું વિચાર કરો છો? સહી કરતાં વાર કેટલી? આવા નઠારા છોકરા ઉપર એટલો બધો પ્રેમ શા માટે જોઇએ. ત્યારે બાપે કહ્યું કે એ ગમે તેટલો નઠારો છે પણ મારો દીકરો છે, તેને દેશપાર કરતાં મારો જીવ ચાલતો નથી, "છોરૂં કછોરૂ થાય પણ માવતર કમાવતર ન થાય" માટે હજી પણ એ છોકરાને સુધારવા માટે કાંઇક તક આપવામાં આવે તો સારૂં! છોકરો દુર દુર ઉભો આ બધો દેખાવ જોઇ રહ્યો હતો. તેને લાગ્યું કે મારા માટે મારા બાપને કેટલું બધું દુઃખ થાય છે અને હું એટલો બધો ભુંડો છું છતાં પણ મને તજી દેવાનો તેમનો જીવ ચાલતો નથી. ત્યારે તેમના પ્રેમની ખાતર, તેની ભલાઇની ખાતર, સુધરી જતા મને શી વાર છે? એમ વિચાર થતા તેજ વખતે તુરત જ સુધરવાની તે છોકરે પ્રતિજ્ઞા લીધી, અને પોતાના પીતાશ્રી તથા ગામના લોકોને રાજી કર્યાં. જેને અંદરથી ફટકો લાગી જાય તેને સુધરતાં વાર લાગતી નથી.

## વિવાહની વરસી કરનારા મૂર્ખાઓ.

કોઇ એક ગામમાં ભુદરભટ નામનો એક બ્રાહ્મણ રહેતો હતો. તે ખરેખર વેદીયા ઢોર જેવો હતો. એક દિવસ ભુદરભટ પોતાના ઘેરથી નીકળી પોતાના ગામની બહાર કોઇ ખેડુતની વાડી ઉપર પોતાની ગાયો માટે ઘાસની યાચના કરવા ગયો હતો, ત્યાંથી સાંજના જ્યારે પોતાના ગામમાં આવવા લાગ્યો ત્યારે ગામમાં પ્રવેશ કરતાં જ ગામના નાકાની આગળ પોતાના ગામનો કોઇ એક મશ્કરો માણસ મળ્યો. તેથી તે ભુદરભટ મશ્કરા મનુષ્યને પુછવા લાગ્યો.

કેમ ભાઈ! અમારે ઘેર તો બધા આનંદમાં છે કે? આ પ્રમાણે ભુદરભટનાં વચન સાંભળી તે મશ્કરો મનુષ્ય પોતાના અંતઃકરણમાં વિચાર કરવા લાગ્યો કે આ ભુદરભટ સાક્ષાત વેદીયા ઢોર જેવો જણાય છે. કારણકે હજી પોતાના ઘરથી નીકળે ચાર કલાક પણ થયા નથી અને એટલામાં ઘરની કુશળતા પુછે છે! એટલે તે મશ્કરા માણસે ભુદરભટને હાસ્યમાં મશ્કરીમાં કહ્યું કે ભટજી! બીજા તો સર્વ પ્રકારના કુશળ સમાચાર છે પરંતુ આપની સ્ત્રી ભટાણી રંડાયાં એ બહુ જ અઘટીત વાત બની છે. અરેરે! ઇશ્વરના આગળ કોઇનું બળ ચાલી શકતું નથી. શિવ! શિવ! બહુ જ માઠું થયું. દૈવની ગતિ બળવાન છે. એ પ્રમાણે પોતાના ગામના મનુષ્યના મુખથી પોતાની ભટાણી રંડાઇ એ દુઃખદ સમાચાર સાંભળી એ વેદીયા ઢોર જેવા ભુદરભટને બહુ જ માઠું લાગ્યું. જેથી વ્યવહારી રીત પ્રમાણે એક વસ્ત્ર પોતાના મસ્તક ઉપર નાંખી મોટે સાદે પોક પાડતો પોતાના ઘરની નજીક આવ્યો. ત્યારે ભુદરભટની સ્ત્રી ભટાણીએ પોતાનો પતિ રૂદન કરે છે માટે સગાસંબંધીઓમાં કંઇ પણ માઠો બનાવ બન્યો હશે?—કોઇનું મૃત્યુ થયું હશે! અને તેથી જ મારા પતી બહારથી પોક પાડતા આવે છે. એમ ધારી તે વ્યવહારીક રીતી પ્રમાણે પોતાના ઘરમાં રૂદન કરવા લાગી. એ પ્રમાણે ઘણી વાર રૂદન ચાલ્યું ઘણા માણસો ભેગા થયા. ત્યાર બાદ ભુદરભટની એક વીધવા પુત્રી હતી તે આવીને પુછવા લાગી બાપુજી! શા માટે રૂદન કરો છો? આપણા સગા સંબંધીઓમાં શું કારણ બન્યું છે? તે મને જણાવશો? એ પ્રમાણે પોતાની પુત્રીનાં વચન સાંભળીને ભુદરભટ કહેવા લાગ્યો કે પુત્રી! શું તું જાણતી નથી કે તારી મા ભટાણી રંડાઇ ગઇ, એટલા માટે હું રૂદન કરૂં છું. આ પ્રમાણે પોતાના પીતાનાં વચન સાંભળી તે પુત્રી કહેવા લાગી પીતાજી! એ શું બોલો છો? તમારે બેઠે છતે મારી માને રંડાપો કેમ આવે?

આ પ્રમાણે પોતાની પુત્રીનાં વચન શ્રવણુ કરી તે વેદીયા ઢોર જેવો નરપશુ ભુદરભટ કહેવા લાગ્યો કે હેં હેં-એમાં શું ? હું બેઠો છતાં તું કેમ રંડાઇ ગઇ! આ પ્રમાણે પોતાના પિતાના મુખમાંથી વેદીયા ઢોર જેવાં વચન સાંભળી પુત્રી તો આશ્ચર્ય પામી ગઇ અને બીજા લોકો તેની મુર્ખાઇ પર હસવા લાગ્યા.

## ઇશ્વરે યમરાજાને પુછેલો પ્રશ્ન.

એક દીવસે ઇશ્વરે યમરાજાને પુછ્યું કે તમે મનુષ્યના પ્રાણુ લેવાનું કામ કરો છો એ તો ઠીક પણુ તમારા આ ધંધામાં તમને કોઈ દીવસે કોઇનો પ્રાણુ લેતા દયા આવી છે ? ત્યારે યમરાજા બોલ્યાઃ હા, આપે આજે આ પ્રશ્ન કાઢયો એ જોઈ મને ઘણું આશ્ચર્ય લાગે છે. "એક વખત ભર દરીયામાં એક વહાણુ ભાંગ્યું તે વખતે એક બાઇને તરતનું જન્મેલું એક બાળક હતું તેનો જીવ લેવા આપે આજ્ઞા કરી તે વખતે પેલા તરતના જન્મેલા બાળકની શી દશા થશે ? એમ ધારીને મને તેની દયા આવી હતી, બીજી એક વખતે પૃથ્વી ઉપર એક રાજાએ આપની જોડે બાથ મારી કે "ઈશ્વર હુંજ છું" એવું અભીમાન ધરાવી દરબારીઓને હુકમ કરી તપસીલ પ્રમાણે સ્વર્ગ બનાવ્યું. આ સ્વર્ગ તૈયાર થયા પછી પેલો અભીમાની રાજા સ્વર્ગનું સુખ જોવા માટે જેવો ઘોડા ઉપરથી ઉતરવા જાય છે તેવો આપે તેનો જીવ લેવાનો હુકમ કર્યો તે વખતે મને દયા આવી હતી કે અરે! આ બીચારો સ્વર્ગ તૈયાર થએલું જોવા પામ્યો નહિ ! આ પ્રમાણે યમરાજાનું કહેવું સાંભળી ઇશ્વરે ખુલાસો કર્યો કે "હે યમ રાજા ! હું તમારી પાસેથી એજ માગતો હતો કે તમને પણુ કોઇ વખતે મનુષ્યનો જીવ લેતા દયા આવે છે ખરી ! ? હે યમરાજા, તેનો ખુલાસો હું તમને કહેવા માગું છું તે સાંભળો. પેલું જે તરતનું જન્મેલું બાળક ભાંગેલા વહાણુના એક ટુકડા ઉપર સહીસલામત પોતાના હાથપગ હલાવતું હલાવતું

પેલા લાકડાના ટુકડાને કાંઠે લઇ આવ્યું. કાંઠા ઉપર એક માછીમાર-ની સ્ત્રી બેઠી હતી. તેણે પેલા બાળકને એકદમ ખોળામાં લઈ લીધું કે પેલી માછણને હર્ષથી સ્થાનમાં એકદમ દુધનો પાનો છુટયો, પેલું બાળક ધાવીને ક્ષુધાથી તૃપ્ત થયું. હવે પેલા બાળ-કનું સ્વરૂપ તથા તેની ચતુરાઈ દિનપ્રતિદિન વધારે ને વધારે જોવાથી પેલા દંપત્તીએ વિચાર કર્યો કે આ બાળક આપણે રાજાને આપીએ, કારણ આપણે ત્યાં એ શોભી શકે તેમ નથી. હવે રાજાને પુત્ર ન હોવાથી પેલા બાળક છોકરાને ગાદીએ બેસાડયો. ગાદીએ આવ્યા પછી તેના વૈભવનો પાર રહ્યો નહિ, અને દરબારીઓને કહેવા લાગ્યો કે બોલો, મારામાં અને ઇશ્વરમાં શો તફાવત છે? માટે બધા મને ઇશ્વર તરીકે માનો. આવી રીતે મારી જોડે બાથ ભીડી. દરબારીઓએ કહ્યું કે મારા ઇશ્વરને ત્યાં સ્વર્ગ છે તે આપને ત્યાં નથી. જો તે હોય તો આપનેજ ઇશ્વર કહેવામાં હરકત નથી. આ સાંભળીને પેલા રાજાએ બધા દરબારીઓને હુકમ કર્યો કે, તમે લોકો સ્વર્ગ આપણે ત્યાં બતાવો, નહિ તો તમને બધાને કતલ કરીશ. આ સાંભળીને તમામ દરબારીઓ ગભરાયા, અને શાસ્ત્રમાં વર્ણવ્યા પ્રમાણેનું સ્વર્ગ બનાવી તૈયાર કર્યું, હવે સ્વર્ગમાં હીરા માણેકના અખંડ દરવાજા જડવાના બાકી રહ્યા.

હવે બધાં દરબારીઓ રાજાને કહેવા લાગ્યા કે સાહેબ આપ-ના કહેવા પ્રમાણે સ્વર્ગ તૈયાર કરવામાં આવ્યું છે, પણ સ્વર્ગમાં જે અખંડ હીરા માણેકના દરવાજાઓ છે તે આખી દુનિયામાં જડે તેમ નથી. આ સાંભળીને રાજા બહુ શોકાતુર બની નીંદ્રાવશ થયો કે તરત મ્હેં તેના સ્વપનામાં જઇને કહ્યું કે અરે રાજા! તું દિલગીર કેમ બની ગયો છે, તું ઉંઘમાંથી જાગીને તો જોતો ખરો? સ્વર્ગ તૈયાર થયું છે કે નહિ? ઇશ્વર કહે યમરાજા મારા સ્વર્ગના દરવાજા મ્હેં મોકલી આપ્યા હતા. એકંદરે દરબારીઓએ રાજાને આવીને

કહ્યું કે મહારાજ, આપની ઇચ્છાથી હવે સ્વર્ગ તૈયાર થયું છે, અને હીરા માણેકના દરવાજા પણ જડાઈ ગયાં છે માટે હવે આપને ઇશ્વર કહેવામાં વાંધો નથી. દરબારીનું બોલવું સાંભળી રાજા બહુ ખુશ થયો અને પોતે ઇશ્વર તરીકે જાહેર થવાથી અભિમાની બની તૈયાર થએલું સ્વર્ગને જોવાને ઘોડા ઉપર બેસી સ્વર્ગ જોવા ચાલ્યો. જેવો ઘોડા ઉપરથી ઉતરવા જાય છે કે તુરત તેનો જાન લેવા મ્હેં તમને હુકમ કર્યો. આ પ્રમાણે યમરાજા પાસે ઇશ્વરે ખુલાસો કર્યો અને કહ્યું કે યમરાજા, આ પ્રમાણે પેલા બાળકે રાજા થઇ ઇશ્વર કહેવરાવ્યાનો પ્રયત્ન કર્યો માટે હવે તમારી ખાત્રી થઇ હશે કે તમને જે દયા આવી હતી તે તદન ગેરવાજબી હતી. માટે તમારે તો જે તમારો ધંધો છે તે કરે જાવ એમાં તમારે દયા ખાવાની જરૂર નથી. કારણકે સ્વર્ગનો કર્તા હું જ છું. ઇશ્વરે યમરાજાને કહ્યું કે અભીમાન એ મારો ખોરાક છે જે મેં તેને પ્રાણ લેવાનો હુકમ કર્યો હતો.

## ગંજીફાના પાનામાં બ્રહ્મજ્ઞાન.

ગંજીફાના પાનામાં એકો એ બ્રહ્મ છે, અને તેની નીચે ઇશ્વરને માયા એટલે બાદશાહ ને રાણી છે. હવે એ બાદશાહ એટલે પરમાત્મા. તે રાણીને પોતાના તાબામાં રાખે છે એટલે માયાને પોતાને આધીન વરતાવે છે. એ રાણીના નીચે ગુલામ એટલે જીવાત્મા તેના તાબામાં દશો એટલે દશ ઇંદ્રિયો છે. એ દશના તાબામાં નવો એટલે નવ ગ્રહ. તે નવાના તાબામાં અઠ્ઠો એટલે વર્ણાશ્રમ છે. તેના તાબામાં સતો એટલે સપ્ત રૂષિઓ છે. તેના નીચે છક્કો એટલે છ શાસ્ત્ર. તેના નીચે પંચો એટલે પાંચ દર્શન. તેના નીચે ચોકો એટલે ચાર વેદ ને ચોકા નીચે ત્રીડી એટલે સત્વ, રજ, તમ ગુણ છે. તેની નીચે દુડી એટલે આસ્તિક ને નાસ્તિક એ બે વર્ગ છે. આ પ્રમાણે ગંજીફાની રમતમાં પણ અદ્દભુત જ્ઞાન સમાએલું છે. પણ આપણે સુક્ષ્મ

બુદ્ધિથી વિચારતા નથી એટલે ખરૂં રહસ્ય એકદમ આપણને સમજાતું નથી.

## કંજુસ શિયાળ.

કલ્યાણ નગરના વનમાં એક ભૈરવ નામે પારાધી હતો તે એક સમયે શિકાર કરવા જંગલમાં ફરતો હતો. તે એક મૃગને મારીને ઘર તરફ જતો હતો, ત્યાં એક ભયંકર ડુકર મળતાં તેને પણ મારવાની તીવ્ર ઇચ્છા થઈ. પારાધી જેવો ડુકરને મારવા જાય છે કે ડુકરે તેને એક ધક્કો મારી પાડી નાંખ્યો ને તે એકદમ મરી ગયો ને પારાધીના બાણથી ડુકર પણ મરી ગયો, ત્યાં એક સર્પ હતો તે પણ પારધીના પડવાથી કચરાઇને મરી ગયો. એક વખતે ત્યાં એક કંજુસ શિયાળ આવ્યો તેણે મનુષ્ય, ડુક્કર, ને સર્પને મરેલા પડેલા દીઠા. તેથી મનમાં બહુજ રાજી થયો અને કહેવા લાગ્યો કે પરમાત્માએ મને ત્રણ માસનો ખોરાક અનાયાસે આપ્યો છે. હવે હું પારધીને ખાઇશ તો ત્રણ મહીના સુધી ચાલશે. એમ ધારીને તેણે મનણાં વિચાર કર્યો કે બીજાને ન અડતાં આજ તો ધનુષ્યની દોરી ખાઈને દિવસ નિર્ગમન કરવો. એવો વિચાર કરીને તે લોભીયા શિયાળે ધનુષ્યની દોરી જે આંતરડાની હતી તેને તે લોભી શિયાળ ચુસવા લાગ્યો, એટલામાં દોરી અચાનક તુટી ને ધનુષ્યની કાંબ તેની છાતીમાં લાગવાથી તે શિયાળ મરણને શરણ થયું માટે અતિ લોભ તે પાપનું મૂળ છે તે વિષે કહ્યું છે કે:—

### દોહરો.

સંચય કરવો નિત્ય પણ, અતિશયમાં નહિ માલ;
અતી સંચય કૃત ધનુપથી, પામ્યો મોત શિયાળ.

## કૃપિણ્મા જ દુઃખનું કારણ છે.

સાબરમતીને કાંઠે એક સીતારામ નામના સાધુ રહેતા હતા. તેઓ હંમેશાં પ્રેમ ભાવથી રામચંદ્રની સેવા કરતા હતા. એક દિવસે કૃષ્ણ-

દાસ નામના સાધુ વંદ્રાવનમાંથી તેઓને ત્યાં મેમાન થયા ને પછી સાબરમતીના મીઠાં પાણી ને ભાજનની સગવડ જોઈ ત્યાં જ નિવાસ કરી રહ્યા. બંને સાધુઓએ પોતાની મુર્તિ એક આસને પધરાવી. એક વખતે એક અમદાવાદના શ્રીમાન રૂ. ૧૦૦)ની ભેટ લાવ્યા. તે રામચંદ્ર પાસે ધરી બોલ્યા બાપ, મને સટામાં ફાયદો થવાથી મેં માનતા રાખી હતી. ત્યારે કૃષ્ણદાસ કહે કે અરધા રૂપીઆ અમારા, કેમકે મારી શ્રી કૃષ્ણજીની મુર્તિ પણ સીંહાસન પર બીરાજે છે. સીતારામ સાધુ કહે એ રૂપીઆમાંથી તને ભાગ મળશે નહિ એ તો મારા છે. બંને સાધુઓ ક્રોધાયમાન થઇ સીંહાસન પરથી એક બીજાની મુર્તિઓ ફેંકી દીધી. પેલો શ્રીમાન મનમાં સમજી ગયો કે આમાંથી ભુંડુ થવાનું છે માટે આ રૂપીઆ જ દુ:ખનું કારણ છે એમ ધારી તે શ્રીમાન રૂપીઆ ૧૦૦) લઇને ગામમાં ચાલતો થયો ને ત્યાર પછી તે બંને સાધુઓ શાંત થયા. ખરેખર કેટલીક વખતે માયા મંદીરમાં ખોટી ઉપાધી ઉત્પન્ન કરે છે.

## વાસ એવો અભ્યાસ.

વનમાં રહેનાર મનુષ્યને ગામમાં રહેવું ગમતું નથી. ફળફુલ ખાનારાં પક્ષીઓ છુટાં ફરી જે આનંદ લેય છે તે આનંદ તેને સોનાના પીંજરામાં પણ મળતો નથી. જેણે કોડાં ખાધેલાં હોય તેને ઉત્તમ ભોજન ભાવતું નથી. જેઓના દાંત આંબલી ખાઈને અંબાઈ ગયા છે તેને પકવાન ભાવતું નથી. જેને વીષયમાં પ્રીતી છે તેને ભજન ઉપર ભાવ થતો નથી. જેણે અહંમમત્વ રૂપી આંબલી ખાધી હોય તેને ગોળ, સાકર ગમતાં નથી. તેમ જેણે જગતના સુખમાં સુખ માન્યું છે તેને વૈકુંઠનાં સુખ વહાલાં લાગતાં નથી. અમલ પીનાર માણસ અમલ પીને પોતાની અક્કલ ગુમાવે છે પણ પોતાનાં મનમાં અધિક અમલ પીવાની આશા રાખે છે. જેઓ ખાબોચીયામાં તરી જાણતા નથી તે સમુદ્રમાં પડી શું કરવાના હતા ?




## ઉત્તમ વચનો

મનુષ્યમાં જો એક લોભરૂપી અવગુણ હોય તો બીજા અવગુણનું શું પ્રયોજન? જો ચાડીયાપણું હોય તો બીજા પાપનું શું પ્રયોજન? જો સત્ય હોય તો તપનું શું પ્રયોજન? જો મન શુદ્ધ હોય તો તીર્થોનું શું પ્રયોજન? જો સજ્જનતા હોય તો બીજા ગુણોનું શું પ્રયોજન? કીર્તી હોય તો બીજા આભૂષણોનું શું પ્રયોજન? ને જો અપકીર્તિ હોય તો મૃત્યુનું શું પ્રયોજન?

## હમેશાં યાદ રાખવાની શિખામણ.

ગાંડાથી પાંચ હાથ, ઘોડાથી દશ હાથ, હાથીથી હજાર હાથ અને દુર્જનથી દેશનો ત્યાગ કરીને સદા દુર જ રહેવું.

## ડા. ગોલ્ડસ્મીથની ઉદારતા.

ડા. ગોલ્ડસ્મીથને વૈદ્યકશાસ્ત્રના અભ્યાસી તથા મનુષ્યજાતીના પ્રેમી સાંભળીને એક ગરીબ સ્ત્રીએ તેને પત્ર લખ્યો કે "મારા પતિની ભુખ મરી ગઇ છે અને બહુ શોકદાયક સ્થિતિ છે, માટે કાંઇ દવા મોકલો તો આભાર થશે." તે દયાળુ કવીએ તરત જ તેને ઘેર જઇ દરદી સાથે વાતચીત કરી તો જણાયું કે તે સાવ નિર્ધનતાને લીધે રોગથી પીડાતો હતો. આથી ગોલ્ડસ્મીથે તેને કહ્યું કે હું એક કલાકમાં થોડી ગોળીઓ મોકલું છું તે વાપરવાથી તમારો રોગ જશે. પછી ઘેર જઇ ડબીમાં તેને દશ ગીનીઓ મુકી તે પર ચીઠી ચોડી મોકલી જે "જરૂર પડે તો તમે આનો ઉપયોગ કરજો. ધીરજ રાખશો અને શુભેચ્છા રાખજો એટલે વ્યાધી ઘટી જશે."

## અતી લોભથી મૃત્યુ થાય છે.

કેસ્પીઅન સમુદ્રમાં એક વહાણ ડુબવાની તૈયારીમાં હતું ત્યારે એક ખલાસી બહુ આતુરતાથી ગજવામાં નાણું ભરવા લાગ્યો. એ વખતે જે એક જ હોડી હતી તેમાં પોતાની સાથે બેસી જઇ જીવ બચાવવાનું તેના સાથીઓ તેને કહેતા જ રહ્યા પરન્તુ લાંબા વખતથી તેણે જે ચળકતા રૂપીઆની ઇચ્છા અને ભક્તિ કરેલી તેનો લોભ તે બીલકુલ તજી શક્યો નહિ. છેવટે બીચારો વહાણની સાથે ડુબી મુવો.

## દ્રવ્યથી કોઇનું મન ભરાતું નથી.

શ્રીમંતો દ્રવ્યનો ઉપયોગ કરતા નથી તેથી એક નિર્ધન મનુષ્ય તેનો ઉપહાસ કરતો હતો. એટલામાં તેને એક અજાણ્યો મનુષ્ય મળ્યો તેણે તેને એક કોથળી આપી કહ્યું કે "આમાંથી ઇચ્છશો ત્યારે એક રૂપીયો મળ્યા કરશે. શરત એટલી જ કે એ કોથળીને ફેંકી દો નહિ ત્યાંસુધી એક પણ રૂપિયો તમારે ખર્ચવો નહિ." પેલો માણસ તો રાજીરાજી થઇ જઇ કોથળીમાંથી રૂપિઆ પછી રૂપિઆ કાઢવા મંડી પડ્યો. અમુક રકમ ભેળી થતાં વ્યાજથી જ મોજ માણીશ એવા વિચારથી વાપરવાનું મુલ્તવી રાખતો ગયો ને આ તરફ ધારેલી રકમ ભેગી થાય તે પહેલાં જ એથી વધારે રકમ મેળવવાનો વિચાર થઈ જતો. આ પ્રમાણે હજારથી લાખો અને કરોડો મેળવ્યા પણ તેનાથી તેના મનને શાન્તી થઈ નહિ, માટે સંતોષ વિના કદી પણ સુખ થાય જ નહિ.

## ખરૂં સુખ આત્માને ઓળખવામાં છે.

નંદ રાજાએ ધનમાં સુખ શોધ્યું; નટનીએ લોકપ્રેમમાં સુખ શોધ્યું, બ્રુટસે કીર્તીમાં તે શોધ્યું, સીઝરે રાજ્યવૃદ્ધીમાં શોધ્યું પણ તેમાંથી પહેલાને વિનાશ મળ્યો, બીજાને અપમાન મળ્યું, ત્રીજાને તિરસ્કાર મળ્યો ને છેલ્લાને અકૃતજ્ઞતા મળી, પણ સત્ય સુખ કોઇને મળ્યું નહિ. જો સત્ય સુખની ઇચ્છા રાખતો હોય તો મહાત્માના

સમાગમમાં રહી આત્મજ્ઞાન મેળવ્યા વિના કદી પણ આવી શકતું નથી એ નિર્વિવાદ છે.

## સુર્યોદય થતાં પ્રાર્થના કરવી જોઈએ.

એક માણસના ઘરમાં કોઇને સખત મંદવાડ છે અને મરવાની અણીપર છે. કોઇ કહે છે કે સ્વાતી નક્ષત્રના વરસાદનું પાણીનું ટીપું જો મુડદાંની ખોપરીમાં પડે તથા તેજ વખતે એક દેડકો અને તેને પકડવા માટે દોડતો આવતો ઝેરી નાગ તે ખોપરી આગળ આવી પહોંચે તથા દેડકો ખોપરી ઉપરથી છલાંગ મારીને કુદી જાય અને તેજ વખતે નાગનું ઝેર ખોપરીમાં ટપકે તો તે પાણી પાયાથી દરદી મરતો બચે. આવો બધી જાતનો યોગ મળવો મહામુસ્કેલ છે છતાં ઘરમાં મંદવાડ તો છેજ તેથી ઘરનો માણસ સ્વાતી નક્ષત્ર બેસવાનું ચોઘડીયું જોઈને ઘરથી નીકળ્યો અને મસાણમાં જઈને માણસની ખોપરી શોધવા લાગ્યો. મનમાં ભગવાનને કાલાવાલા કરતો જાય કે હે ઈશ્વર ! તું જલ્દી એકાદ ખોપરી મારી નજરે પડે તેમ કર ! એમ કરતાં કરતાં તે મસાણમાં ફરે છે, એવામાં એકાએક એક ખોપરી તેની નજરે પડે છે. તે જ ઘડીએ વરસાદ ચડી આવે છે અને વરસાદના છાંટા પણ પડે છે તથા તેના થોટા ટીપાં પેલી ખોપરીમાં પણ પડે છે, પછી પેલો માણસ પ્રાર્થના કરે છે કે, “હે ભગવાન! તેં ખોપરી તો અપાવી, તેમાં સ્વાતી નક્ષત્રના વરસાદનું પાણી પાડયું, હવે અબઘડી એક સાપ અને દેડકાને મોકલી દે. બસ એટલો જોગ મેળવી દે.” ખુબ આકુળવ્યાકુળ થઈને તે પ્રાર્થના કરે છે, એવામાં એક દેડકો અને તેની પાછળ એક મોટો નાગ દોડતો આવે છે. પેલો માણસ ઘણો ખુશ થઈ ગયો. તેનું હૃદય ધડકવા લાગ્યું. તે બોલ્યો, હે ભગવાન! તેં બધા સંજોગો મેળવી આપ્યા. હવે એ દેડકાને આ તરફ મોકલ! બસ તેમજ થયું. દેડકો ખોપરી તરફ વળ્યો અને સાપે પણ તેની પુંઠ લીધી, દેડકો છલંગ મારીને ખોપરી કુદી ગયો અને

તેને પકડવા જતાં જ સાપની દાઢમાંનું ઝેર પેલી ખોપરીમાં ટપક્યું. પેલો માણસ આનંદથી નૃત્ય કરવા લાગ્યો. માટે વ્યાકુળતાપૂર્વક પ્રાર્થના કરવાથી સઘળા સુયોગો પરમાત્મા મેળવી આપે છે.

## જૈન ધર્મના સાધુઓની ટેક.

જૈન ધર્મના બે સાધુઓ એક વખતે જંગલમાં ચાલ્યા જતા હતા તેમાં એક બાપ અને દીકરો બંને એક જ હારે સાધુ થએલા હતા. ચાલતાં ચાલતાં દીકરાને પાણીની તરસ બહુ જ લાગી એટલામાં એક નદી આવી બાપને એમ થયું કે દીકરો મારી રજુવાતમાં નદીનું પાણી નહીં પીએ માટે હું થોડે દુર જતો રહું એમ ધારી તે દુર જતા રહ્યા. નદીના કાંઠે આવતાં તો તૃષાને લીધે એ નાના સાધુને મૂર્છા આવી ગઇ એટલે તેણે એક પાણીની અંજલિ નદીમાંથી લઇ જેવા પીવા જાય છે તેવામાં તેને પોતાનાં ધર્મની ને ગુરૂની આજ્ઞાઓ યાદ આવી! અરે! હું શું કરૂં છું આ નદીના પાણીમાં અનંત જીવો હોય તેનું પ્રાસન મારાથી કેમ થાય! એવું જ્ઞાન થતાં તે ભરેલી અંજલિ પાછી નદીમાં નાંખી દીધી ને પોતે ધીરે ધીરે નદીની પેલે પાર જતાં પંચ મહાભુતનો દેહ છોડી દીધો પણ આજ્ઞા વિના તેને પાણીની અંજલિ પણ વહેતી નદીમાંથી પીધી નહી. ધન્ય છે તેમની પવિત્ર ટેકને! આધુનિક સમયમાં જૈન ધર્મના સાધુઓની રહેણીકરણી વખણાય છે.

## હનુમાનની એકનિષ્ટા.

હનુમાનનો ભકિતભાવ બહુ જ હતો. તેઓ ધન, માન, દેહનું સુખ તે કશું ઇચ્છતા નહીં માત્ર ભગવાનને ઇચ્છતા હતા. જ્યારે સ્ફાટીકના સ્તંભમાંથી બ્રહ્માસ્ત્ર લઇને હનુમાન જતા હતા ત્યારે મંદોદરીએ તેને લોભાવવાને માટે અનેક પ્રકારના ફળો ફેંકવા માંડ્યા, એમ જાણીને કે ફળની લાલચથી તે બ્રહ્માસ્ત્ર ભુલી જાય પણ હનુમાન લલચાય તેવા નહોતા. તેમણે કહ્યું કેઃ—

અમે તો મસ્ત વૈરાગી, નહિ ફળની તમા અમને,
તમારા કાચના હીરા, મુબારક હો ભલે તમને.
અમોને જે મળ્યું છે ફળ, થયું તેથી જીવન રસભર,
હૃદયમાં રામ કલ્પવૃક્ષ, હવે ફળની તમા શાને.
અમે જે ચાહીએ તે ફળ, પલકમાં આવતું સામે. અમે.

**તમે જેને શોધો છો તે તો તમારી પાસે જ છે.**

એક માણસને બીડી પીવી હતી તેથી પાડોસીને ઘેર હાથમાં ફાનસ લઈને દીવાસળી લેવા ગયો. રાત ઘણી ગઈ હતી ને પાડોસી ભર ઉંઘમાં પડયો હતો, પેલા માણસે તો ખૂબ બારણાં ઠોક્યાં ત્યારે તેણે ઉઠીને બારણું ઉઘાડયું ને પૃછયું કે ભાઈ! આટલી મોડી રાત્રે શું કામ પડયું? પેલો કહે કામ તો બીજું શું હોય! પણ જરા બીડી પીવાની તલપ થઇ આવી છે, જરા દીવાસળી આપ! પેલો કહે વાહ! કેવો અક્કલનો દુશ્મન! દીવાસળી માટે મારાં બારણા ધમધમાવી મુકીને મને જગાડયો! તારા હાથમાં તો ફાનસ બળ્યું છે. તમે જેને શોધો છો તે તો તમારી પાસે જ છે. આ તો દષ્ટાંત છે પણ તેના ઉપર સિદ્ધાંત એટલો જ કે આત્મા પોતાના પાસે હોવાથી કેટલાક અણસમજુ પુરૂષો તીર્થોમાં ભટકી આત્માને શોધે છે તે ક્યાંથી મળે. માટે વિચાર કરી આત્માને ઓળખવો જોઇએ!




**અમર મંત્ર.**

કૈલાસ શિખરે શિવ પાર્વતી સુખે દિવસો નિર્ગમન કરતા હતા એવામાં શિવજી બહાર ફરવા ગયેલા જાણી નારદને કામ જડી ગયું. પાર્વતી પાસે જઇ નારદે ખેલ જમાવ્યો. સૃષ્ટિ માત્ર ગતિમાન છે, જ્યાં સર્વ અસ્થિર છે ત્યાં શંકર પાર્વતી સુખચેનમાં સ્થિર થાય એ

સૃષ્ટિનો નિયમભંગ નારદ કેમ સાંખે. નારદે કહ્યું 'ઉમિયા, શંકર હજી તમારાથી ભેદ રાખે છે હાં, ઉમિયાએ કહ્યું "નારદજી એ વાત ખોટી છે." નારદે કહ્યું 'તમે તો માનો નહિ એટલે શું કરીએ, પણ જુઓ એમના ગળામાં રૂંઢમાળા છે તે શું છે તે તમે જાણો છો? તમને એ વાત એમણે કદાપિ કરી છે? બોલો હવે તમારાથી એ પડદો ખરો કે નહિ? એટલું બોલી નારદે વિદાયગીરી લીધી. ઉમિયાએ ક્રોધથી રીસાઇ જતાં કહ્યું 'ખરી વાત છે, મને કહ્યું જ નથી, સારૂં થયું આ વાત તમે મને કરી. આવવા દો ઘરે!" શંકર ફરતાં ઘરે આવ્યા. ખુણામાં રીસાઈને બેઠેલાં. કેમ ઉમિયા, નારદ બારદ આવેલો હશે. ઘેર કાંઇ ખટપટ જમાવી ગયો લાગે છે? ઉમિયાએ કહ્યું જાણ્યું હવે બધું ડહાપણ આટલો બધો તો પડદો રાખો છો. આ કોટમાં શાની માળા પ્હેરી છે કહોને? આટલા દિવસથી કહ્યું તો છે નહિ ને (છણકો કરીને)? શંકરે કહ્યું: 'ઉમિયા એ જાણવામાં સાર નથી માટે એ વાત જવા દે.' ઉમીયાએ રોષભરી કહ્યું: 'ત્યારે તો એ જ થયું ને કે કહેવાનું નથી. નહિ બસ કહેવું જ પડશે.' શંકરે કહ્યું: 'ભલે, લે સાંભળ ને સાર કાઢી લે. તારા આજ સુધીમાં એકસો ને આઠ અવતાર થયા તે બધાનું એક એક ડોકું કરી આ રૂંઢમાળ કરીને પહેરી રાખું છું.' ઉમીયાએ પૂછ્યું: 'અમારા તો એકસો આઠ અવતાર થયા અને તમારા કેટલા થયા?' શંકરે કહ્યું: જો મારે તો અવતાર જ ન હોય; હું તો અજન્મા છું.' ઉમીયાએ કહ્યું: 'હેં...એં...એં, ત્યારે તમારે તો અવતાર નહિ ને અમારે તો રખડવાનું? ખરેખર ઠગાઇ છે, કપટ, કપટ, ત્યારે અમને મરવું ન પડે એવું કરોને?' શંકરે કહ્યું: 'મારી પાસે અમરમંત્ર છે એટલે મારે મરવું પડતું નથી.' ઉમીયાએ કહ્યું: 'ત્યારે એ અમને શિખવોને?' શંકરે કહ્યું: 'એ બૈરાંથી ન શીખાય. હેં...એં...એં ત્યારે એમ જ કહોને શીખવવું જ નથી,

સુઝ્યાઈ છે.' બહુ હઠ જોઇ શંકરે કહ્યું: 'લે હું તો શીખવીશ પણ જોજે બીજો કોઇ આ મંત્ર લઇ ન જાય.' એકાંતમાં જંગલની વ-ચમાં એક ઝાડ નીચે બેઠાં. નિર્જન સ્થળ હતું, ભયંકર પશુ પક્ષી સિવાય વસ્તીમાં ઝાડપાલો, જળાશય, પહાડ વિગેરે જ હતાં; વસ્તીમાં શંકર અને પાર્વતી બે જ હતાં. શંકરે આસન માંડ્યું, પાર્વતીને સામે બેસાડી. એક તાળી પાડી જંગલમાં બે માઇલની આસપાસનાં બધાં પશુ પક્ષી નસાડી મુક્યાં—ઉરાડી દીધાં. બીજી તાળી પાડી વ-નનાં બધાં ઝાડ પવન અસ્થિર હતાં તે સ્થિર કર્યાં કે જેથી અવાજ કરી વચમાં ડખલ ન કરે. ત્રીજી તાળી પાડી ઇંડાં વિગેરેમાં જીવ આવી ઉડી ગયાં—રસ્તે પડયાં. બધું શાન્ત સ્થિર કરી મંત્રની શરૂ-આત કરી. બન્યું એવું જે કે જે ઝાડ નીચે બેઠા હતા તે જ ઝા-ડમાં એક પોપટનો માળો હતો, મેના અને પોપટ ઉડી ગયાં, બે બચ્ચાંના ઇંડામાંથી એક જીવતું થઇ ઉડી ગયું. બીજું ઉડી ગયું. બીજું ઈંડુ કોહી ગયેલું તેમાં જીવ આવ્યો પણ ઉડી શક્યું નહિ. મંત્ર શરૂ થયો. શંકરે છ માસ લગી મંત્ર શીખવાડયો. એક દિવસ પાર્વતી વચમાં ઉંઘી ગયાં. મંત્ર પેલો પોપટ બધો પઢી ગયો. અને મંત્રના બળે સિદ્ધ પણ થઈ ચુકયો. પાર્વતી ઉંઘી ગયાં જાણી મંત્ર અચકે નહિ માટે ડહાપણ કરી ઉઠયો. મંત્ર વખતે ઉમિયા 'હાં' એમ કહેતાં તેમ પોપટે ઝાડ ઉપરથી 'હાં,' એમ કહ્યું. થોડી વાર તો ચાલ્યું. પછી પાર્વતીને ઘસઘસાટ ઉંઘતી જોઈ શંકરે સમાધિ કરી જોયું કે ત્યારે આ કોણ કરે છે. ઝાડમાં રહેલો પોપટ આ મંત્ર ચોરી ગયો. હાથમાં ત્રિશુળ લઈ ક્રોધે ભરાઈ ( શંકર એટલે તામસી ગુણવાળા જન્મથી અવધૂત યોગી એટલે હઠયોગથી તામસ પ્રકૃતિ થઈ ગયેલી ) ઉમિયાને લાત મારી ઉભા થયા કે તું ઉંઘે છે અને આ મારો અમર મંત્ર આ પોપટ ચોરી ગયો. ત્રિશુળ લઈને દોડયા પોપટને મારવા. પણ છ માસનો અમર મંત્ર શીખી

સિદ્ધિ મેળવેલો પોપટ મારવો પણ સહેલો નહિ રહેલો. સહેજ મંત્ર રહી ગયેલો એટલી જ કચાશ રહી ગયેલી અને તેથી જ નાસવું પડયું અને ફરી અવતરવું પણ પડયું. આગળ પોપટ ઉડયો અને પાછળ શંકર નાઠા. પોપટ વ્યાસની સ્ત્રી દાતણ કરતાં હતાં તેમના પાણીના કરવામાં પોરો થઇને પેશી ગયો. સિદ્ધિ આપેલી એટલે ગમે તે રૂપ લઈ શકે ગમે ત્યાં વિચરી શકે. શંકરે ત્રિશળ ધરી ઋષિ પત્નીને કહ્યું મારો ચોર અહીં આવ્યો છે માટે આપી દ્યો. પાણીથી કોગળો કરી મોં ધોતાં પોરો ગળે ઉતરી ગયો–પેટમાં પેશી ગયો–નિર્ભે થયો. શંકરે ઋષિ પત્નીને મારી નાખવાનું કહ્યું. આ રકઝક સાંભળી વ્યાસજી પણ કુટીની બહાર આવ્યા અને શંકરને જોઇ 'અહો ભોળાનાથ! તમે કયાંથી?' શંકરે બધો ઇતિહાસ કહી સંભ-ળાવ્યો. વ્યાસે કહ્યું જુઓ, શંકર તમે પેટ ચીરશો તેઓ ચોર તમારા હાથમાં આવે તેવો નથી અને તમને ત્રણ તો હત્યા લાગશે. એક સ્ત્રી હત્યા, બીજી બાળહત્યા અને ત્રીજી બ્રહ્મહત્યા. માટે જાઓ એ બાળક અવતરશે એટલે તરત તમને હવાલે કરીશું. શંકરે કબુલ રાખ્યું ને પોતે વિદાય થયા. અગિયાર મહિના થતાં કાંઈ સમાચાર નહિ આવ-વાથી તપાસ કરવાને માટે શંકર પાછા આવ્યા ત્યારે વ્યાસજીએ કહ્યું કે હજુ તો કાંઇ નથી એમ બાર વર્ષ થયાં પણ કાંઇ પણ પત્તો ન લાગ્યો. પછી શંકરે ખુબ ચીઢાઇને હવે તો પેટ ચીરવાનો નિશ્ચય કરી આવી લાગ્યા. વ્યાસે કહ્યું હજી નથી નીકળ્યો. શંકરે કહ્યું કે ગમે તેમ કરો; હું તો હવે એને સજા કર્યા વિના પાછો જવાનો નથી. વ્યાસે બહાર શુકને શુકદેવ કહીને ઘણાં મહેણાં દીધાં કે તારી માને દુઃખ દઈ રહ્યો છે અને તારે લીધે આ સતામણી થઇ રહી છે, અંદરથી શુકદેવજી બોલ્યો 'પુછો મારી માતાને' જરા પણ દુઃખ હોય તો. એની માતાએ કહ્યું 'એક ફુલ જેટલો પણ ભાર મને નથી લાગતો' ઉલટો મને તો જ્યારથી એ આવ્યો છે ત્યારથી કાંઇ

આનંદ આનંદ થયા કરે છે. વ્યાસે કહ્યું કે 'તું કોઈ રીતે બહાર આવે એમ છે?' શુકદેવે કહ્યું 'બહાર તો માયા છે આવીને શું કરૂં? અહીં સારૂં છે, બેઠાં બેઠાં ભજન કરૂં છું પણ એક રીતે બહાર આવું; જો શંકર એક ક્ષણ વાર માયા સમેટે તો હું બહાર આવું.' તેથી શંકરને એક ક્ષણ માયા સમેટવા કહ્યું. શંકરે માયા સમેટી. તે ક્ષણમાં શુકદેવ અવતર્યા ને ઓરભર્યા જ નાઠા. તે પળમાં, તે ક્ષણમાં જેટલા અવતર્યા તે બધાએ જન્મસિદ્ધિ મેળવી કારણ કે માયાના આવરણ વિનાની ક્ષણમાં અવતર્યા. તે ક્ષણમાં નવનાથ અને ચોરાશી સિદ્ધ અવતર્યા. નવનાથમાં જાળંધરનાથ, મત્સ્યેન્દ્રનાથ, ગોરખનાથ વિગેરે. શુકદેવને નાઠા જાણી પુત્ર ભાવે વ્યાસજી પૂઠે દોડયા અને કહે કે 'હે પુત્ર ઉભો રહે.' શુકદેવ બોલ્યો 'અઢાર પુરાણ લખીને લોકોને મોટી મોટી શીખામણો આપી અને હજી હે પુત્ર કહીને મમતા કરે છે. આ જરા નિપત્તિને લીધે વિસામો કરવા તારે ઘેર અવતર્યો તેમાં તો તારો બેટો થઇ ગયો. કેટલાએ જન્મમાં હું તારો બાપ અને તું મારો બાપ થયો હશે! તે કોને માલુમ. વ્યાજીએ કહ્યું એ બધું ઠીક છે. તું મોટો સિદ્ધ છે તે ઠીક પણ મારે ત્યાં અવતર્યો માટે મારે તને કહેવાની ફરજ છે અને તારે પાળવાની પણ ફરજ છે. દેહ ધર્યો માટે દેહના નિયમો તને પણ લાગુ પડે છે. દેહ એ અજ્ઞાનનું જ ફળ છે માટે ગુરૂ અવસ્ય કરજે અને જા તને કહું છું કે તું જન્મત્યાગી છતાં જનકવિદેહી ગૃહસ્થીને જ ગુરૂ કરજે તો તારો દેહાધ્યાસ દેહનું અભિમાન ગળશે, અને સ્વરૂપમાં સ્થિત થઈશ. ત્યાંથી વ્યાસ પાછા ફર્યા, અને બાર વર્ષના જેટલાની ઉંચાઇનો શુકદેવ નગ્નાવસ્થાએ જનક રાજા તરફ વળ્યો. જનક રાજા પોતાના મહેલમાં હતો, ત્યાં દરવાજા ઉપર દરવાનને રજા લાવવા કહી શુકદેવ દરવાજા નજીક થોભ્યો. પહેરેગીર પાછો આવ્યો અને કહ્યું કે રાજાધિરાજ એમ કહે છે કે તમારી પાસે કાંઈ હોય તે

નાંખી દઇને અંદર આવો. શુકદેવ જનકરાજાને પોતાના ગુરૂ કરવા છે એમ ધારી કાંઈ ભેટ ધરવા કશું ન મળવાથી રાખની મુઠી ભરી લીધેલી. 'રાજા, ગુરૂ, દેવ, જોશી અને વૈદ્ય એ પાંચની ખાલી હાથે ભેટ લેવા ન જવું' એ શિખામણને અનુસરી ભભૂતી લઇ લીધેલી. શુકદેવે વિચાર કર્યો કે મારી પાસે તો કાંઇ નથી તો શું ફેંકીને જાઉં? માત્ર આ રાખ્યા છે તે લો ફેંકી દીધી. પછીથી દરવાનને કહ્યું કે જાઓ, જઇને કહો કે હવે આવે. દરવાને જનક રાજાને કહ્યું કે હવે આવે? જનક રાજાએ કહેવડાવ્યું કે હજીએ તારી પાસે જે હોય તે ફેંકી દે અને પછી આવ. શુકદેવને સંદેશો કહ્યો. શુકદેવ વિચાર કરવા લાગ્યો કે મારી પાસે હજી શું છે. હું જ મારી પાસે તો છું, તો હું જ ફેંકાઇ જાઉં? વિચારમાં ઉભો. થોડી વારે અંદર આવવા દેવાની રજા આપી. અંદર જતાં મહેલમાં બૈરાં છોકરાં સાથે સાત દિવસ રહેવાની પરવાનગી આપી. મહેલમાં સાત દિવસ રહ્યા પરંતુ ઉપરામ વૃત્તિને લીધે સહેજ સહેજમાં સમાધી થઇ જતી. શાન્ત થઇ જતાં બહારનું જરાએ ભાન ન મળે. આજુબાજુનાં દૃશ્યો ઉપર વૈરાગી જ હતા. સાત દિવસ પછી અંદર જનક વિદેહીના પોતાના બેઠકના ઓરડામાં જ્યાં પોતે ગાદી તકીયા પર પડેલો છે, દાસદાસી ચંપી કરી રહ્યાં છે, એક મનુષ્ય મોટો પંખો ધરી વાયુ ઢોળી રહ્યો છે, એક હાથ પોતાની સ્ત્રી ઉપર છે બીજો હાથ બળતી સગડી ઉપર છે, એક બાજુ નાચ થઈ રહ્યો છે, એક બાજુ સુંદર ગાણું ચાલી રહ્યું છે, ખુશબોની પણ લ્હેંજત સરખી જ જામેલી છે, કામદારો સહી કરાવવાના કાગળો લઇને ઉભેલા છે, નેકી પોકારનારાઓ 'મહારાજાધિરાજને ઘણી ખમા, એમ બોલે જ રહે છે. શુકદેવ ઓરડાના બારણાના બારહદમાં આવી ઉભો અને ત્યાંજ ઉભા રહેવાનું, પણ જનકરાજાએ હાથથી કહ્યું, એટલે ત્યાંજ સ્તંભી ગયા. આજુબાજુનો બધો ઠાઠ જોઈ જનકરાજા આટલી ઉપાધીનો કીડો તે

પોતાનો ગુરૂ કરવો? જે પોતે માયામાં આળોટે છે તે જન્મયોગીને શું ઉપદેશ આપી છોડશે? આવા તરંગોમાં બારહદમાં જ ઉભો છે. જનકવિદેહીની સ્થિતિ શુકદેવથી પરખાઇ નહિ એટલો આવો વિષમ ભાવ ધરી અભાવ કરી રહ્યો છે. જનકરાજા તો અંતર્યામી હતા. શુકદેવના અંતરની વાત જાણી ગયા. શુકદેવને માટે યુક્તિ કરી મુકેલી હતી. શુકદેવને ઉભા ઉભા અંતરવૃત્તિનું ખેંચાણ થવાથી આંખ મીંચાઇ જતી તથા સ્વરૂપમાં લીન થઈ જતા. આંખ મીંચાઇને શુકદેવને સ્વપ્નુ થયું 'સ્વપ્નામાં શુકદેવ પરણ્યો, પાંચ છોકરાં થયાં. સ્થિતિ કંગાલીયત હતી. આંગળીએ દોરી જતા હતા. કોઈ છોકરાને તેડેલું, કોઇને કેડે, કોઇને આંગળીયે વળગાડી ચાલતા હતા. રસ્તા પર આંબા ઉપર કેરી લટકતી હતી; છોકરાં "બાપા કેરી" કરવા લાગ્યાં. કેરી તોડવાને હાથ લાંબો કર્યો પણ કેરી હાથમાં ન આવી, એટલે વળીને કુદીને લેવા ગયા. કુદ્યા સ્વપ્નાના ખેલમાં અને અહીં સાચો દેહ જ કુદીને બારહદમાં માથું ટીંચાયું. તુરત આંખ ખુલ્લી ગઈ. જનક રાજાએ કહ્યું 'બાપ! કેરી હાથ ન આવી?" શુકદેવને પોતાના મનની વાત જનક રાજા કેમ જાણી ગયો તેનું આશ્ચર્ય લાગ્યું. શુકદેવને જનકે બેસવા કહ્યું તથા નોકરને હુકમ કર્યો કે જાઓ એમને સ્નાન કરાવો તથા જમવા બેસાડો. સ્નાન કરી જમવા બેસાડ્યા. માથે સો મણનો પથ્થર કાચા સુતરને તાંતણે બાંધી લટકાવી તેની નીચે જ જમવા બેસાડ્યા. પથ્થરને યુક્તિથી પડે નહિ તેવું કરેલું, પરંતુ શુકદેવને માટે યુક્તિ કરેલી. શુકદેવે જોયું કે માથે આવો મોટો પથ્થર પડતાં વાર નહિ તેથી ખાતા જાય ને ઉંચે જોતા જાય. પાંચ મિનિટમાં ખાઇને હાથ ધોયા ને છૂટયા મોતમાંથી. પથ્થર પડે તો દટાઇ જાત તે બીતી મટી. જનક રાજાએ શુકદેવને પૂછ્યું કે કેમ રસોઈ કેવી? શુકદેવે કહ્યુ 'એનું ભાન જ કોને હતું. માથે તો મોટો મહિયરો બાંધેલો, જનક રાજાએ કહ્યું 'ભાઇ આ

તું મને મોટો રાજા અને ઉપાધીમાં જુએ છે, પણ મારે પણ તે અનુભવ્યું તેવું જ છે. સો વર્ષની જીંદગીનો પથ્થર એમ કાચા સુતરને તાંતણે બાંધી મુકયો છે. ગમે ત્યારે ગબડી જાય માટે આ બધુંએ તેં નજરમાં છે, ધ્યાન તો છે ત્યાં જ સ્વરૂપમાં આ તો બધો ઉપરનો વ્યવહાર છે. દિવસના જનકે હુકમ આપી દીધો કે આજે પણ આખા શહેરમાં રોશની કરી મુકો તથા જે કાંઇ સારૂં સારૂં હોય તે બધું બહાર ખુલ્લું જોવા મુકી દ્યો. સાંજે શુકદેવને હાથમાં તેલ ભરેલી એક રકાબી ઉઘાડી તરવારે બે બાજુ માણસો ગોઠવી વચ્ચમાં શુકદેવને ચાલતાં જવા તથા જે શહેરમાં જોવાલાયક છે તે બધું જોઈ આવવા કહ્યું. પણ સહેજ પોતાના માણસોને કહી રાખ્યું કે જો રકાબીમાંથી એક ટીપું તેલ ઢળે તો માથું જ કાપી નાંખજો. (ઇશારાથી માથું ના કાપવા કહી રાખ્યું) રકાબી પૂર્ણ ટોચે ભરેલી એટલે જરા હાલે કે ઢળે માટે તેમાં જ સુરતા રાખી બધે ફરીને પાછા આવ્યા. જનકે પુછ્યું કેમ 'કેવી સરસ રોશની અને કેવી મઝા છે ગામમાં?' શુકદેવે કહ્યું 'રોશની તો બીલકુલ નથી ને ગામ તો બધું સુમસામ છે. જનકે ફરીને એમને એમ જોવા મોકલ્યો. હાથ ખુલ્લા એટલે ફરવાનું સુગમ થયું. બધું જોઇ આવ્યા. જનકે કહ્યું 'શુકદેવ જેવું તેં પ્રથમ જોયું તેવું જ મને જગત છે સમજ્યો? જેના તરફ નજર નથી તો પછી દેખાય છે જ કોને માટે? ભાઇ એવો જ વિદેહી થા. જનકની પાસેથી શુકદેવને જ્ઞાનસિદ્ધ અવસ્થા થઈ. શુકદેવ જન્મત્યાગી હતા અને ગુરૂ ગૃહસ્થી થયા. જનક રાજા રાજનાં તમામ કામ કરવા છતાંએ વિદેહી હતા. માટે સંસારી તો સબસારી. સંસારરૂપી એક મોટા રણક્ષેત્રમાંથી જે ભાગે છે તે ખરો ક્ષત્રિય નહિ અને જે બીકણ રણક્ષેત્ર ('રૂણ ક્ષેત્ર' રૂણ ચુકવવાનું ક્ષેત્ર) છોડી ભાગે તેતો કાયર જાણવો; તે ખરો શૂરો નહિ. તેમ સંસારમાં રહી ગૃહસ્થ બની

સૌ સંસાર પૂર્ણ પાર ઉતારે તેજ ખરો ભક્ત, તેજ ખરો જ્ઞાની, તેજ પરમાત્માનો બંદો, તેજ અવધુત યોગી અને તેજ વિદેહી. પરમાત્માથી વિખૂટું પડેલું મન સંસારમાં સૌનાં રૂણ ચુકવી છુટું થઇ એ યુક્તિએ પરમાત્મામાં જોડાય તો મુક્તિનું સુખ સ્હેજ મેળવી સંસાર સાગર તરી જાય છે.




## પ્રભુનો સાચો ભક્ત કોને કહેવાય?

માયાદેવી, લક્ષ્મી અને વિષ્ણુ એક વખત ભગવા વિષે ભક્તની પરીક્ષા લેવાને નીકળ્યા હતા. તે સંધ્યા વખતે એક ગામમાં એક પટેલને ત્યાં આવી ચડ્યા. તે વખતે પટેલ ઓસરીમાં બેસી હુક્કો ગગડાવતો હતો. સંતને જોઈ પટેલે આવકાર આપ્યો અને પોતાની ઓસરીમાં ખાટલો ઢાળી આપ્યો. બહાર ચોગાનમાં ગાડું છુટેલું અને બળદ બે વાગોળતા હતા. બંને સંતોએ ખાટલા ઉપર આસન કર્યાં. પટેલના કપાળમાં ટીલું તેમ કંઠી તેમજ ભક્તનાં બીજાં ચિન્હ નહોતાં પણ તેને ભગવાનનો દૃઢ નિશ્ચય હતો. પટેલ તથા પટલાણીના મનમાં કબીરનું વચન પ્રધાનપણે રહેલું હતું તે એ કે " **કર સાહેબકી બંદગી, ઓર ભુકેકું કુછ દે** " તેથી તેણે બંને સંતો માટે રસોઇ કરાવવાની તૈયારી કરાવી, તેવામાં તેનો એક બળદ જોત જોતામાં મરી ગયો. સંતે કહ્યું, પટેલ તમારો બળદ મુવો ? પટેલે કહ્યું તમે સંત થઇને એમાં શું બીવરાવો છો! એ તો મોડો વહેલો મરે જ. પ્રભુની મરજી હોય તેમ થયા કરે. એટલામાં બીજો બળદ પડ્યો, પણ પટેલના મનને ધોકો કાંઇજ ન મળે; શાન્ત મુદ્રાએ જોયાજ કરે. એવામાં બહારથી

તેનો છોકરો ખેતરમાંથી માથે ઘાસનો ભારો લઇ આવ્યો. આવતાંજ બારણામાં ઠેસ વાગવાથી તુરત મરી ગયો, ત્યારે સંતોએ કહ્યું કે અમે તો હવે જઇએ છીએ કારણ કે તમારો દીકરો દેવલોક પામ્યો. એટલે પટેલે કહ્યું એમાં શું થયું? સૌ મરવાનુંજ છે ને! તેમાં તમારે શું! હમણા લોકો આવીને ઉપાડી જશે, આપ બેસો નિરાંતે. ઘરમાંથી સ્ત્રીએ બહાર આવી જોયું કે પોતાનો દીકરો મરી ગયો બળદ મુઆ. બાઇને તે સંતોએ કહ્યું કે તમારો દીકરો મુવો તે બહુજ ખોટું થયું. બાઇએ કહ્યુ, અહો! તેમાં શું? એ તો સંસારમાં એમજ થયા કરે છે. બાઇ અને પટેલની નિરમોહી સ્થિતિ જોઇ લક્ષ્મીજીતો ઠરીજ ગયાં. થોડીવારમાં છોકરાની વહુ પાણી ભરીને આવી તેને પણ અડબડીયું આવ્યું ને પડી, પડતાંજ ફુંક નીકળી ગઈ ને ઘોડીઆમાં છોકરૂં રોઇને પતી ગયું, બાઇ પણ ઘરમાં જતાં પડીને સાફ થઇ ગઇ. પટેલ એકલો બેઠેલો. સંતે કહ્યું, પટેલ તમને ઘણું નુકસાન થયું, અને તમને રોવું પણ નથી આવતું! તમે તો ઘણા નિર્દય છો! પટેલે કહ્યું એ કંઇ મનુષ્યના હાથમાં નથી. પરમેશ્વરે ધાર્યું હોય તેમ બને છે. આપણી ઉથલ પાથલથી શું બને છે માટે એ તો સંતોષથી જોયા કરવાનું છે. ખેતરમાં એક વરસ વાવેલું લણી વળી ફરીથી વાવીએ છીએ, તેમ ઇશ્વર પણ આ સૃષ્ટી–કુદરતી બગીચો ઉત્પન્ન કરે ને વળી સમેટી લે, માટે એમાં હર્ષ શોક શું કરીએ? આપણે કાંઇ ઇશ્વરથી વધારે ડાહ્યા કે એની સામે કજીઓ માંડીયે? એમ બોલતાં તે પણ પત્યો. લક્ષ્મીએ કહ્યું આમ એક પછી એક મરે તેમાં તે ખેલ શું? ભગવાને કહ્યું કે ચાલો લક્ષ્મીજી હવે વૈકુંઠમાં જઇએ! વૈકુંઠમાં આવ્યા ત્યાં વિષ્ણુ ભગવાનના મહેલ કરતાં પણ સુંદર મોટો મહેલ થઈ ગયેલો જોઇ લક્ષ્મીજીએ પૂછયું, વળી આ થોડી વાર ગયાં એટલામાં આપણાથીએ મોટો કોણ આવ્યો કે આવડું મોટું ચણી ઘાલ્યું? ભગવાને કહ્યું ચાલો ત્યાં જઇએ! લક્ષ્મીએ જોયું તો પેલો

પટેલ હીંચકે ઝુલી રહ્યો છે ને સઘળું કુટુંબ સૌ સૌના કામમાં મસ્ત છે. ભગવાને કહ્યું કે અડગ નિશ્ચયવાળાને અહીં મારી પાસે રહેવા મળે છે ને લાલચુડા તારા ભક્તો નર્ક કુંડમાં સડ્યા કરે છે સમજી કે! એમ લક્ષ્મીને કહેવા લાગ્યા.

## ભગવાનનો આશરો રાખી કામ કરે છે તેનું કામ સત્વર થાય છે.

એક પટેલના ખેતરમાં એક શિયાળ રહેતી હતી તે ત્યાં વીઆણી ને તેનાં બચ્ચાં ખેતરમાં ફરતાં હતાં. જેઠ મહીનો આવતાં ખેતરનો માલેક ખેતરેમાં વાવણી કરવા માટે બોરડીના ઝાડના ઠડીયા ખોદવાનો વિચાર કર્યો. તે શિયાળે તે વાત સાંભળીને તેના ધણીને વાત કરી ત્યારે તે શિયાળીઓ કહે કે તેનાં ખેતર વધારે છે જેથી જ્યારે ફુરસદ મળશે ત્યારે ખોદવા આવશે માટે ચીંતા કરીશ નહિ. પછી જ્યારે પટેલ બીજા ખેતરમાં વાવણી કરીને નવરો થયો અને ખેતરમાં જઈને પટેલ એમ બોલ્યો, જો ભગવાન કરે તો આવતી કાલે ઝાડવાં ખોદી નાંખવાં છે. પછી શિયાળીઆએ કહ્યું જે હવે ભગવાન ભળ્યા છે માટે તે જરૂર કરશે. તેમ જે માણસ પોતાના અભિમાનથી કાંઇ કામ કરવાને ઇચ્છે છે તે પાર પડતું નથી ને ભગવાનનો આશરો રાખીને જે કામ કરે તે તુર્ત ફળીભૂત થાય છે.

## ટેક રાખવાથી પ્રભુ મળે છે.

એક પટેલ હતો તે હંમેશાં પોતાના ખેતરમાં ભાતું લઈને ખેતીના કામે જતો હતો. એક વખતે એવ પુરાણા દેવાલયના ઓટલે એક વિપ્ર પ્રાણાયમ કરતો હતો તેને પહેલે પૂછ્યું કે ગોર મહારાજ આ શું કરો છો ? ત્યારે ગોરે કહ્યું કે એમ કરવાથી પ્રભુ મળે છે. પટેલને વિપ્રના કહેવાનો એકદમ વિશ્વાસ આવતાં પોતાના ખેતરમાં જઈ પ્રભુનું ધ્યાન ધરવા લાગ્યો. લાગલાગટ બે ચાર દિવસ ખાધા-

પીધા વગર પ્રભુના ધ્યાનમાં એક ચિત્તે મચી રહ્યો તેથી પ્રભુએ તેની સાચી ટેકથી દર્શન દીધાં પણ પટેલ બીચારો પ્રભુને કયાંથી ઓળખે? તેથી તેણે પ્રભુને ઝાડ સાથે બાંધી પેલા ગોરને બોલાવવા ગયો. ગોરે ગોરે પણ આ વાત સાંભળી અચંબો થયો કે થોડા વખતમાં સાચી ટેકથી તેમને પ્રભુદર્શન થયાં માટે તમારા જેવો કોઇ ભાગ્યવાન નહિ. એમ કહી તેઓ બંને જ્યાં પ્રભુ બંધાણા હતા તે સ્થળે આવ્યા ને દર્શન કરી રાજી થયા. સાચી ટેકથી તે અખંડ વિશ્વાસથી પ્રભુ અવશ્ય દર્શન આપે છે એ નિર્વિવાદ છે.

## મૂર્ખ મિત્ર કરતાં ડાહ્યો દુશ્મન ભલો.

એક રાજાની સેવામાં એક વાંદરો રહેતો હતો. તેણે એક વખત શત્રુની ગરજ સારી હતી. એક વખતે રાજા પોતાના પલંગ પર સુતો તેના પલંગ પર સર્પનો પડછાયો રાજાના શરીર ઉપર પડ્યો તેથી રાજાને મારવા માટે વાંદરાએ તલવાર ઉગામી પણ પ્રભુકૃપાએ તે વખતે એક વિદ્વાન બ્રાહ્મણ ચોરી કરવા આવેલો હતો તે શત્રુ સમાન હતો પણ તે રાજાને બચાવવા માટે વાંદરાના હાથમાંથી તલવાર પડાવી લીધી. તે ઉપરથી કહેવાય છે કે શત્રુ વિદ્વાન હોય તોપણ સારો પણ મૂર્ખ મિત્ર સારો નહિ, કેમકે તે કોઈ દિવસ ઘાત કરાવે. કારણ કે સમજુ હોય તે વખત આવે શત્રુભાવ મુકી દે છે પણ મૂર્ખ માણસ મિત્ર હોવાં છતાં સમયે સારો નહિ, કારણ કે તેનામાં સમજવાની બુદ્ધિ નથી તેથી મિત્ર છે પણ શત્રુની ગરજ સારે છે. સારા મિત્રનું લક્ષણ એ છે કે હીતની વાત હોય તે દુ:ખ લગાડીને પણ કહે તેજ ખરો મિત્ર સમજવો.

## પ્રાયશ્ચિત.

એક બ્રાહ્મણને એક કન્યા હતી. તેને પરણાવીને તે યાત્રા અર્થે ગયો હતો. યાત્રાથી આવતી વખતે દીકરીને ઘેર ગયો. તે પોતાના મનમાં એમ જાણતો હતો કે દીકરીના ઘરનું પાણી અન્ન લેવાય

નહિ. છતાં તેને બહુજ તરસ લાગી હતી તેથી દીકરી પાસે પાણી માગી પીવા લાગ્યો. એટલામાં તેનો જમાઇ અચાનક આવી ચડતાં તેને ઠપાત મારીને અર્ધો પ્યાલો ઢોળી નાંખ્યો. બ્રાહ્મણને ક્રોધની છટકી આવી ગઈ પણ બોલ્યો નહિ. પછી આકાશમાં વિમાન આવ્યું તેમાં સસરો જમાઈ સ્વર્ગમાં ગયા. તેમનો જમાઈ દેવતાઓને કથા સંભળાવતો હતો. એવો તે સમર્થ હતો. દેવતાઓમાં આ બ્રાહ્મણ રચના જોવા નીકળ્યો ત્યાં મોટા મોટા મહેલ જોયા ત્યાં એક મહેલને છાપરૂં હતું તેના નીચેનું લાકડું કાળું થઇ ગયું હતું તે જોવામાં આવ્યું તેથી તે બ્રાહ્મણ મનમાં વિચાર કરે છે કે આ કેમ કાળું હશે? એટલામાં કામધેનું ગાય વને દેખાણી તેને પૂછયું ત્યારે તે ગાયે કહ્યું કે, મારૂં શરીર મૃત્યુ લોકમાં હતું ત્યાંથી પૂણ્ય કરીને હું અહીં દેવલોકમાં આવી છું. મારા શરીરનું ચામડું કલાલને ત્યાં પડયું છે તે તું એક વખત ખરીદીને તું તારા ઘેર ચામડું લઇ જા. ત્યારપછી તને વાત આવતી કાલે કહીશ! કેમકે મારા શરીરના ચામડા ઉપર દારૂનો છાંટો પડે તો મારે નર્કમાં જવું પડે. બ્રાહ્મણે તે પ્રમાણે કર્યું ને બીજે દિવસે ગાય બોલી જે તારી પુત્રીને તેં કંકુથી કન્યાદાન કરેલ છે છતાં તેં તેના ઘરનું પાણી પીધું તેનું તને પાપ લાગ્યું છે તેનું તેં પ્રાયશ્ચિત કર્યું નથી તેથી આ હવેલીમાં પાપરૂપી ડાઘ છે. તે હવેલી તારા માટે બનાવેલી છે. તારો દેહ પડયા પછી તું આ સ્વર્ગમાં આવીશ. પછી બ્રાહ્મણે પોતાના જમાઇનો ગુણ લીધો એમ કર્યા કર્મ અવશ્ય ભોગવવાં પડે છે માટે કદાપિ આ નશ્વર સંસારમાં ભુલથી દોષ થઈ જાય તો સદ્‌ગુરૂને પૂછી તરત તેનું પ્રાયશ્ચિત કરી નાખવું જોઇએ! કે અંત વખતે હેરાન થવું ન પડે.

## મૂર્ખતાનું લક્ષણ.

શાન્તાનંદ બ્રહ્મચારી જ્યારે મહેમદાવાદ પધાર્યા હતા ત્યાં એક બ્રાહ્મણ સત્સંગી હતો, તેની સ્ત્રી મરી ગઈ હતી. તેથી સ્વામી આગળ

દિવસમાં પાંચ સાત વખત સંભારી સંભારીને રોયા કરે, ને તે સ્ત્રીના ગુણનું વર્ણન કરે પણ તેને એમ ગમ પડે નહિ કે ત્યાગી આગળ સ્ત્રીની વાત ન કરાય; પણ તેને સ્ત્રીને વિષે આત્મબુદ્ધિ થઇ જવાથી તેનામાં બીલકુલ વિવેક રહ્યો નહોતો. પછી સ્વામીએ તેના ઉપર કૃપા કરીને પંદર દિવસ સુધી લાગલાગટ વાત કરીને તેને સાંખ્ય જ્ઞાન કરાવ્યું ને તેના જીવમાંથી સ્ત્રી કાઢી નાંખી. પછી તે સુખીયો થઇ ગયો ને પછી તેના પાસે કોઇ સ્ત્રીની વાત કરે તો કહે કે નાશવંત પદાર્થનો શોક કરવો એ મૂર્ખાઇનું લક્ષણ છે. તે ઉપર ભોજ રાજાને કાલીદાસ કવિની વાત કરી. જે એક વખત રાજા ભોજ તેમની રાણીના મહેલમાં ગયા હતા, ત્યાં રાણી અને તેમની બહેન બંને જણાં વાત કરતાં હતાં તે વખતે રાજા ગયા તેથી રાણીએ રાજા ભોજને કહ્યું કે પધારો, મૂર્ખાધિરાજ ! રાજા પોતે વિદ્વાન હતો તેથી ગમ ખાઈ ગયો ને મનમાં સમજ્યોકે મારી રાણી પણ વિદ્વાન છે. તે પણ સમજ્યા વિના બોલે નહિ. પછી તે રાજા સભામાં બધા પંડિતોને "મૂરખાધિરાજ" પધારો એમ કહેવા લાગ્યો. પછી કાલીદાસ પંડિત છેલ્લા આવ્યા તેને સરસ્વતી દેવી પ્રસન્ન હોવાથી હાજરજવાબી હતા તેથી બોલ્યા કે અમે મૂરખાધિરાજ નથી. આ પાંચ લક્ષણો જેનામાં હોય તે મૂર્ખ કહેવાય છે.

(૧) બે જણ વાત કરતા હોય ને વચમાં જઇને ઉભો રહે તે મુરખ.

(૨) રસ્તામાં ચાલતાં ચાલતાં જે ખાય તે મુરખ.

(૩) ગઈ વસ્તુનો વારંવાર સંભારીને શોક કરે તે મુરખ.

(૪) આત્મ પ્રસંશા એટલે પોતાનાં મોઢે પોતે વખાણ કરે તે મુરખ.

(૫) પોતે દોષયુક્ત હોય ને બીજાની નિંદા કરે તે મુરખ.




## સંતનો સમાગમ કરનારને દુઃખ પ્રાપ્ત થતું નથી.

ખંભાતમાં સદાશિવભાઇ કરીને એક સારા હરી ભક્ત હતા. તેઓએ નવી નવી હવેલી કરાવેલી હતી ને શ્રાવણ માસમાં વાસતું લેવાનું હતું. તે પહેલા જેઠ માસમાં સદ્‌ગુરૂ ગોપાળનંદ સ્વામિના સમાગમ માટે વડતાલ આવ્યા. સ્વામિ અંતરજામી હતા તેથી હવેલીની વાત પોતે જાણી ગયા હતા, તે ઉપરથી સ્વામિએ યથાર્થ વાત કહીને આ જગત ખોટું મુકાવ્યું. થોડા દીવસ પછી ખંભાતથી ખેપીયો આવ્યો ને સમાચાર લાવ્યો કે હવેલી બળી ગઇ. આથી સદાશિવભાઇને કાંઇ ક્ષોભ થયો નહિ ને સ્વામીની રજા લેવા તેમના ઉતારે ગયા ને સ્વામીને દંડવૃત પ્રણામ કરી કહ્યું કે આ માણસ આવ્યો છે ને હવેલી બળી ગઈ છે માટે મારે ખંભાત જવું પડશે! સ્વામીએ કહ્યું કે કાંઇ હૃદયમાં થડકો લાગ્યો છે કે શાન્તિ છે! ત્યારે તેઓ બોલ્યા કે તમારો સમાગમ મને ન થયો હોત ને જ્ઞાન ન થયું હોત તો હું બળતી હવેલીમાં પડીને બળી મરત એવો મને મોહ હતો કારણ કે દશ હજાર રૂપીયા ખરચીને હવેલી રહેવા માટે કરી હતી. તેમાં તેમાં જાળીયો, અગાસીઓ, બારીઓ, ઝરૂખા મુકાવ્યા હશે તેનો કેટલો મારે મોહ હશે? પણ આપના સમાગમથી મારા દીલમાંથી હવેલી તો કયારનીએ બળી ગઇ હતી, મને સાંખ્ય વિચારથી જરાપણ શોક થતો નથી. જેમ ધનનો મહીમા જેણે જાણ્યો છે તેને ધન મેળવવા દેહનું દુઃખ જણાતું નથી તેમ જેને ભગવાનના સુખનો મહીમા જણાય છે તેને કદી આવાં લૌકિક દુઃખોથી લેશ માત્ર શોક

થતો નથી. ને જનક રાજાની પેઠે સદા કાળ અંતઃકરણમાં શાન્તિ રહે છે. તે જગતનાં ખોટાં સુખથી કદી મોહ પામતોજ નથી.

## ગપ્પીદાસની ગપ.

એક ગામમાં એક ગપ્પીદાસ રહેતો હતો. તે નવી સ્ત્રી નાતરાની લાવ્યો તે સ્ત્રી પાણી ભરવાને ગામના વિરડે જતી હતી તે વખતે ચોરામાં કેટલાક ગરાસીયા બેઠા હતા. તેમાંથી એક વૃદ્ધ માણસે પૂછયું કે આ નવતર માણસ કોણ છે? ત્યારે એક જુવાનીએ ઉત્તર આપ્યો કે એ તો પેલા ગપ્પીદાસની વહુ. ગપ્પીદાસ નામ સાંભળીને સ્ત્રીએ પોતાના ધણીને કહ્યું કે તમારૂં નામ સારૂં નથી માટે નામ બદલાવો તો ઠીક. લોકો મારી મશ્કરી કરશે. પછી તે સ્ત્રીને તેનો પતી કહે કે મને ભાતુ કરી આપ ને આપણા ગોર છે તેને ગામ જઈને મારૂં નામ બદલી આવું. પછી તે ભાતું લઇને સવારે ઉઠીને ગયો. એક ગાઉ ઉપર નદી આવી ત્યાં જઈને ભાતું ખાધું ને આખો દિવસ વડના ઝાડ નીચે સુખે સુઈ રહ્યો. સવારે ઉઠીને ઘેર ગયો ને પોતાની સ્ત્રી કહે કે કેમ પાછા આવ્યા? ત્યારે કહે કે મને એક વાઘ સામો મળ્યો તે મને ખાઇ જવા આવ્યો એટલે હું દોડીને આકડાના ઝાડ ઉપર ચડી ગયો. તે વાઘના કાનમાં મેં પેસાબ કર્યો તેથી વાઘ ગાંડો થઇ નાસી ગયો. ત્યારે સ્ત્રી કહે આ તો ગપ મુકવાને ઠેકાણે વધારે લઈ આવ્યા છો. આ તો દૃષ્ટાંત છે. પણ સિદ્ધાંત એ છે જે મંદીરમાં જઇ ભગવાન સંબંધી વાત લઇ આવવાની હોય તેને બદલે ગામગપાટા લઈને મનુષ્યો ઘેર આવે છે તેથી તેને કાંઇ ફળ મળતું નથી. પારકી પંચાતમાં ને જગતની ખોટી જંજાળમાં કાળ વહી જાય છે ને મોક્ષનો રસ્તો લેવાતો નથી, તે માટે એક મહાત્માએ કહ્યું છે કેઃ—

"પોતાનું ઘર પ્રજળે, તેની પીડા ટાળ;
પરની તારે શી પડી, તું તારૂં સંભાળ."

## સંક્રાંતિના દાનનો કોન્ટ્રાક્ટ.

એક વાણીઓ બહુજ લોભી હતો, એક વખતે જંગલમાં પોતે દીશાએ ગયો હતો ત્યાં એક મહાદેવનું જુનું દહેરૂં હતું ત્યાં મહાદેવ ને પાર્વતી વાત કરતાં હતાં કે કાલે ઉતરાયણનો દિવસ છે માટે જે બ્રાહ્મણ તપ કરવા બેઠો છે તેને મારે રૂ. ૫૦૦) દેવાના છે. પાર્વતીજી કહે તેને તમે રૂપિઆ કયાંથી આપશો? એટલે મહાદેવજી કહે કે ગમે તેમ કરીને પણ હું તેને અપાવીશ. તે વાત વાણિયાએ સાંભળી એટલે તુર્ત તેણે બ્રાહ્મણના ઘેર જઈ ને કહ્યું કે આવતી કાલે ઉતરાયણ છે ને તમને જે દાન મળે તેનો કંટ્રાટ મને આપો તો ઠીક. ત્યારે બ્રાહ્મણે જાણ્યું કે મને બહુજ મળશે તો રૂ. ૧૦) નો માલ તથા તલનો લાડુ ને ખીચડીનાં માટીનાં ઠામ (હાડલીઓ) મળશે એમ ધારી બ્રાહ્મણે શેઠને કહ્યું આપ મને શું આપશો? શેઠે મનમાં વિચાર કર્યો કે રૂા. ૫૦૦) તેને મળવાના છે માટે રૂ. ૩૦૦) આપવા ઠીક છે એમ જાણી રૂા. ૩૦૦) આપવાનું કહ્યું. બ્રાહ્મણે ખુશ થઇ કંટ્રાકટ આપ્યો ને રૂા. ૩૦૦) બીજે ઠેકાણે મુકાવીને લખાણ કર્યું કે બ્રાહ્મણે સાંજ સુધી જે મળે તે વાણીઆને આપવું. બ્રાહ્મણનું તો કામ થઇ ગયું. વાણીઆને મહાદેવના વચન ઉપર વિશ્વાસ હતો તેથી તે પણ મનમાં રાજી થયો. પછી સાંજ પડી ત્યાં તો ફક્ત બ્રાહ્મણને રૂા. ૧૦) નો માલ મળ્યો, તે બધો વાણીઆને ત્યાં ઢગલો કરી આવ્યો. વાણીઆને બહુ ક્રોધ ચડયો કે મહાદેવજી ખોટા બોલ્યા છે તેથી દેવળમાં જઈ લીંગને હાથ અડાડી કહેવા લાગ્યો કે ત્યાં સજ્જડ થઇ ગયો તે જોઇ પાર્વતીજીએ મહાદેવજીને વિનંતી કરી કે આ વાણીઆને હવે છોડો તો ઠીક, ત્યારે, મહાદેવજી કહે કે બ્રાહ્મણને રૂા. ૩૦૦) આપ્યા છે ને બીજા રૂપિઆ ૨૦૦) આપે તો છોડું! પાર્વતીજીએ બીજે સ્વરૂપે આ વાણીઆને રૂ. ૨૦૦) ધરવાની માનતા લેવાનું કહેતા તુર્ત ઘેરથી મંગાવી લીંગ પાસે રૂા. ૨૦૦) મુકવાથી વાણીઓ

છુટો થયો. ખરેખર લોભ એ પાપનું મુળ છે તથા પાપનો બાપ છે એ નિર્વિવાદ છે.

## મોટું કોણ ?

## ( પ્રારબ્ધ કે પુરૂષાર્થ )

એક ખેડુત હતો. તે ઉનાળાના દિવસમાં પોતાનું ખેતર હળ મુકી ખેડુતો હતો, એટલામાં તેની નજરે લાલ ઝવેરાત દેખાણું, તે જોઈ ખેડુત તે માણેકને વીણી વીણીને પોતાના ખેતરની બહાર નાંખી દેવા લાગ્યો. એટલામાં ગામનો કોઈ ઝવેરી દીશાએ જવાને તે ખેતર પાસે આવ્યો. તેને ઉંચા પ્રકારનાં માણેક આ ખેડુત વિના કારણે વીણી વીણીને ફેંકી દેતો જોઈ બોલ્યો ભાઈ! તું જે પથરા તારા ખેતરની બહાર ફેંકી દે છે તે પથરા મને લઈ જવાની રજા આપે તો હું લઈ જાઉં. ખેડુત કહે ભલે લઈ જતો હોય તો ખેતરમાંથી કચરો ઓછો થાય કારણ કે હું તે વીણી વીણીને મરી ગયો. ઝવેરી મનમાં સમજ્યો કે આને ઝવેરાતનું જ્ઞાન નથી એટલે સમજણ વિના પથરા ધારી ફેંકી દે છે! ખેર, આપણે શું ? આપણે તો ઉલટો તેમાં નફો છે. તે ઝવેરીએ થોડાં માણેક વીણી રાજાને બતાવ્યાં; રાજા ઘણો રાજી થયો ને પોતાની બેગમના હાર માટે બીજાં માણેક આ ઝવેરી પાસે માગ્યાં ને કહેવા લાગ્યો કે હે ઝવેરી! આવાં ૧૦૦ માણેક જો તું મને લાવી આપે અને એ માણેક તને જે આપે તેને હું મારી પુત્રી પરણાવું. ઝવેરી દયાળુ હતો ને પોતે તુરત ખેડુત પાસે જઇ તેને કહેવા લાગ્યો ને તેનાં લુગડાંલત્તાં કરાવી તે ખેડુતને ૧૦૦) માણેક સાથે રાજા પાસે લઈ જઈ રાજાનો જમાઈ કરાવ્યો. ધન્ય છે એ ઝવેરીને! ને ધન્ય છે એકવચની રાજાને! રાજાએ પોતાના બોલવા પ્રમાણે તે ખેડુતને પોતાની દીકરી પરણાવી. ખેડુત પ્રભુકૃપાથી એકદમ રાજાનો જમાઈ થઈ ગયો. આ પ્રમાણે પોતાનું નિત્યકર્મ કરવા છતાં પ્રારબ્ધને યોગે ઉત્તમ ફળ પણ કેટલાકને અના-

ચાસે મળી જાય છે, માટે પુરૂષાર્થ કદી પણ છોડવો નહિ. કેમકે પુરૂષાર્થને વાંસે વાંસે પ્રારબ્ધ દોડયું આવે છે.

## સિદ્ધાંત વાકય.

(૧) આપણી કરણી આપણી સાથે આવે છે.
(૨) પુણ્ય એ સર્વ સુખનું બીજ છે.
(૩) પાપ વિના જન્મ થતો નથી.
(૪) આપણા સુખનું સાધન પરમેશ્વર છે.
(૫) આપણી કરણીથી ભાગ્ય બંધાય છે.
(૬) સારી કૃતી કરીને સારાં ફળની આશા રાખવી.
(૭) સુખનું મુખ્ય સાધન પુણ્ય છે.
(૮) લાજ એ સ્ત્રીઓનો મુખ્ય ગુણ ધર્મ છે.
(૯) પરમેશ્વર પ્રેમના જ ભુખ્યા છે.
(૧૦) ભવરોગ જવાને માટે નામ સ્મરણની જરૂર છે.

## વૈદક જ્ઞાન.

સાજું હોય શરીર તો સઘળી વાતે સુખ;
નહી તો નાણું બહુ છતાં, દીનદીન પ્રત્યે દુઃખ.
ભણતાં ભણતાં બહુ ભણ્યો, અક્ષર ન ગણ્યો એક;
એ તો ભણતર તુચ્છ છે, વળી બુદ્ધિ પણ વ્યર્થ.
શરીર સાચવણી વિના, સરે ન સઘળા અર્થ;
માટે વૈદક વાંચજો, પૂર્ણ રાખી પ્રીત.
જેથી કાંઈ પણ જાણશો, રોગ મટયાની રીત.

## લક્ષ્મી તો નશીબમાં હોય તો મળે.

આ જીવ સમજવા માંડયો તે દિવસથી આજ સુધી નોકરી, ખેડ કરી, વેપાર કર્યો તોપણ ધનવાન થયો નહિ ને રોટલા ને દાળ મળે છે. માટે નશીબ વિના રૂપિઆનો ઢગલો થતો નથી માટે સંતોષથી પુરૂષાર્થ કર્યા કરવો. પૈસાદાર થવું એ તો ભાગ્યની વાત છે.

## હલકી સોબતથી દુઃખી થવાય છે.

હંસ ગયે સારસ ગયે, ગયે ભોમી કે સારે;
અબતો કાગ જંબુક રહે, પંડિત કરો વિચાર.

એક વાઘને હંસ અને સારસ જેવા કારભારી હતા તેને કાઢીને શિયાળ ને કાગડાને કારભારી બનાવ્યા તેથી વાઘની બુદ્ધિમાં મોટો ફેરફાર થયો, કેમકે બ્રાહ્મણ ભોજન કરી સંતુષ્ટ થાય છે, મોર વરસાદ ગાજે તે સાંભળી રાજી થાય છે, સાધુ પુરૂષો પારકી સમૃદ્ધિઓ જોઈ રાજી થાય છે ને ખળ પુરૂષો પારકી આપત્તી જોઇને રાજી થાય છે.

### મૃત્યુલોક

સ્વર્ગથી સોહામણું, માનવીઓને મૃત્યુલોક;
બે ત્રણ વાતો અટપટી, જરા, મરણ ને વિજોગ.

## પ્રસંગ આઠમો

### ધનની વાસના દુઃખ આપે છે.

વાસના એ દુઃખનું કારણ છે, તેમાં ધનની વાસના મનુષ્યને ચોરાસી લક્ષના ફેરામાં નાંખે છે. તે વિષે એક સાધારણ દ્રષ્ટાંત છે, તે એ કે, એક લોભી માણસ હતો. તેને મરતી વખતે રૂ. ૨૦૦) માં વાસના રહી ગઈ તેથી તેને ઉંદરનો અવતાર આવ્યો. કારણ કે એ બસો રૂપિઆ તેણે જમીનમાં દાટેલા હતા તેથી તેના ઉપર પોતે બેસી રહે પણ ત્યાંથી જાય નહિ. તે ઘરમાં રસોડાનું સીકું હતું. તેમાં રોટલા મુકેલા હોય. તે રોટલા લેવા માટે એક વખતે પાંચ હાથ કુદકો મારે એટલું ધનના જોરથી તે ઉંદરમાં જોર હતું. મનુષ્યને પણ ધનના બળથી શરીરમાં બળ જણાય છે. જ્યારે એ ધન નાશ પામે છે,

ત્યારે શરીર, મન ને વાણીનું બળ એકદમ ઓછું થઇ જાય છે. આ ઉંદર પાંચ હાથ કુદકો મારતો એ પ્રસંગ એક બુદ્ધિમાને નજરે જોયેલો, તેથી તેના મનને થયું કે આ જગ્યાએ તપાસ કરવી જોઇએ! વખતે તે જગ્યાએ રૂપીઆ હશે? પછી જમીન ખોદી જોઇ તો રૂપિઆ બસો નીકળ્યા. તે પછી ઉંદર પાંચ હાથ કુદી શીંકામાંથી રોટલા ખાતો તે ન બન્યું ને તેની શક્તિ હણાઇ ગઇ. આ પ્રમાણે જીવતાને મર્યા પછી ધનની વાસના મનુષ્યને ભારે દુ:ખ આપે છે એ નિર્વિવાદ છે.

## સંગ પ્રમાણે રંગ લાગે છે

એક માણસને બે પુત્રીઓ હતી તેમાં એક પુત્રી સત્સંગી પૈસાદારને ત્યાં પરણાવી હતી ને બીજી પુત્રી એક કુસંગીને ત્યાં પરણાવી હતી. એક વખતે તે પુત્રીના માબાપે ગરાબ અવસ્થાને લીધે પોતાની પુત્રીઓને ઘેર જવાનો અને જોવાનો વિચાર કર્યો કે મહારી પુત્રીઓને કેવું સુખ દુ:ખ છે. પહેલા કુસંગીને ત્યાં જે પુત્રી પરણાવી હતી ત્યાં આ બે જણાં ગયાં. કુસંગીને ત્યાંતો નાટક ચેટક ફરવા હરવાની લેહેર પડી તેથી પદંર દિવસ આનંદથી રહ્યાં ને વ્યવહારની વાતો કરવાથી તે પુત્રાના માબાપો રાજી રાજી થઇ ગયાં, કારણ કે જગતના જીવો તો વિષયના આનંદથી જીવે છે ને તેમાં સુખ માને છે. પછી જે પુત્રી સત્સંગીને ત્યાં પરણાવી હતી ત્યાં એ છોકરીનાં મા બાપ ગયાં. ત્યાં તો એ પુત્રી લાલજીની સેવા કરતી હતી જેથી બહાર જવા આવવાનો ટાઇમ મળતો નહિ, તેમ ભગવાનની કથાવાર્તાના આનંદથી ગુલતાન રહેતી, પણ આ માબાપને તે વાત ગમી નહિ. જેથી બે ચાર દિવસ રહીને છેવટે જતી વખતે પોતાની પુત્રાને તેની માતુશ્રી કહેતી ગઇ કે બહેન તારે તો બહુજ દુ:ખ છે કે તને અમારો જમાઇ બહાર ફરવા હરવા જવા દેતો નથી, તેમ વાત ચીત પણ બીજા સાથે કરવા દેતો નથી. આ દુ:ખ જોઇને મને બહુ દુ:ખ થાય છે એમ કહીને તેની માતુશ્રીએ રડવા માંડયું, એટલે તેમની પુત્રી પણ તેમની સાથે રડવા

લાગી કારણ કે મા દીકરીનો પ્રેમ સ્વભાવિક એવો હોય છે તેથી તે કુસંગી માતાના દોષ પુત્રીમાં આવ્યા ને તે પુત્રીએ ખરીવાત માની કે હા મને આ લાલજીની મૂર્તિ સેવવા આપી છે તેથી મારાથી બહાર ફરવા જવાતું નથી ને બીજી કોઇ બેનપણી સાથે વિતો ચીતો કરવા દેતા નથી. પછી તેનાં માતા પીતા પોતાને ઘેર ગયાં પણ જે શબ્દ-રૂપી ઝેર તેનામાં પડેલું તે છોકરી રડયાજ કરતી. જ્યારે તેનો પતી બહારથી આવ્યો તે આ બનાવ જોઇને સમજી ગયો કે તેની માતુશ્રીએ વચન રૂપી ઝેર તેનામાં નાખ્યું છે. તેથી ભગવાનની ભક્તિ તેને સારી લાગતી નથી. તેથી તેણે સ્ત્રીને કહ્યું કે આ શેઠ આપણા સામા રહે છે તેના ઠાકોરજી માટે દરરોજ પાણી ભરીને આપવું, ને તે શેઠને કહેજે કે મને પાણી ભરવાનો પગાર આપો. તે પ્રમાણે સ્ત્રીએ કર્યું ત્યારે શેઠે કહ્યું કે તમને આવો ભગવાનના મહીમા જણાયો તેથી તને સોનું આજ સાંજ સુધીમાં તારાથી જેટલું લઇ જવાય તે પ્રમાણે હું આપું છું. સ્ત્રી સમજુ હતી તેથી આશ્ચર્ય પામી કે અહો! ભગવાનની સેવા આગળ સોનાની શી કીંમત? એમ સમજી પાછી ભગવાનની સેવા પ્રેમથી કરવા લાગી. તેથી ભગવાનની ભક્તિ જે કરતા હોય તેને તો બીજાનો સંગ લેશ માત્ર લાગી જાય તો તુર્ત મન ફરી બેસે છે ને તુર્ત માયિક પંચ વિષયની ઇચ્છા થઇ આવે છે.

## મહાત્મા અને ઉંદર

મહર્ષી ગૌતમના તપોવનમાં મહાતપ નામનો એક મુની રહેતો હતો. તે મુનીએ એ વનમાં પોતાના આશ્રમની પાસે કાગડાના મુખમાંથી પડેલું એક ઉંદરનું બચ્ચું જોયું. પછી સ્વભાવીક દયાથી તે મુનીએ તેને અનાજના દાણા ખવરાવીને પાળ્યું અને પોષ્યું. પછી એક બિલાડો તે ઉંદરને ખાવાને દોડી આવ્યો તેને જોઇને તે ઉંદર મુનીના ખોળામાં પેસી ગયો, ત્યારે મુની બોલ્યો હે ઉંદર! તું બિલાડો થા, તેમ થયા છતાં તે બિલાડો કુતરાને જોઇને નાસવા લાગ્યો ત્યારે મુની

બોલ્યા જો તું કુતરાથી બીએ છે માટે કુતરો થા, પછી તે કુતરો થયો તે છતાં તે વાઘથી બીવા લાગ્યો પછી તે મુનીએ તે કુતરાને વાઘ કર્યો. પછી તે વાઘનો આ ઉંદર છે એમ તે મુની સમજતો હતો. પછી તે મુનીને અને વાઘને જોઇને સર્વ બોલતાં કે ઉંદરને મુનીએ વાઘ કર્યો છે, એ સાંભળીને પેલો વાઘ મનમાં વિચાર કરવા લાગ્યો આ મારા સ્વરૂપના કથનથી મારી અપકીર્તી થાય છે, માટે જ્યાં સુધી આ મુની જીવે છે, ત્યાં સુધી એ અપકીર્તી ટળે તેમ નથી, એમ વિચારી તે ઉંદર તે મુનીને મારવા ગયો. ત્યારે મુનીએ તે જાણી પાછો ઉંદર થા એમ કહી તેને ઉંદર કર્યો.

નીચ ઉંચ પદ પામતાં, સ્વામી હણવા ચહાય
વાઘ થતાં ઉંદર થયા, મુનીને હણવા જાય.

## કોઇએ અહંકાર કરવો નહિ.

મુરખ મન મમતા કરે, હું રળું ને સૌ ખાય;
સુકા કાષ્ટનો જીવડો, તેને પાણી કોણ પાય ?

આ દુનિયામાં કીડીને કણ અને હાથીને મણ મળે છે તે કોણ આપતું હશે ? હંસ મોતીનો ચારો ચરે છે તો તેને પણ મળે છે માટે આ ઉપરથી સિદ્ધ થાય છે કે, દરેકને જે જોઇએ તે પરમાત્મા આપે છે. ધૂળધોયા લોકો સોનીની દુકાનમાંથી કચરો લઇ જાય છે ને તેમાંથી તે લોકો સોનું શોધી કાઢે છે. એક રાજાને એવો વિચાર થયો કે ધૂળધોયા લોકોને ધૂળમાંથી સોનું મળતું હશે ? માટે રાજાએ પરિક્ષા કરવાને માટે ધૂળથી એક ઓરડો ભરાવી દીધો ને પછી એક ધૂળધોયાને બોલાવીને ધૂળ આપવાને માટે કહ્યું. ધૂળધોયાએ સુપડામાં ચાળી જોતાં આ ધૂળમાં એક પાઇનો માલ નથી છતાં રાજાને ખોટું ન લાગે માટે કહ્યું એટલી ધૂળના સો રૂપિઆ આપીશ. રાજાએ કબુલ કીધું. ધૂળધોયાએ કહ્યું કે અન્નદાતા આપના બરકતી હાથે ત્રણ પોસ ભરીને પહેલાં મને આ ધૂળ આપો, પછી હું બધી ધૂળ

ભરી જઇશ. રાજાએ તેમ કીધું, ધૂળધોયો ગાડું ભરીને ધૂળ લઈ ગયો.

રાજાના મનમાં હતું કે ચાર આઠ દિવસમાં એ બુમો પાડતો આવશે કે કંઇ નહિ નીકળ્યું. પણ ધૂળધોયો નહિ આવ્યો, ત્યારે તેને તેડી મંગાવી પૂછયું કે કેમ? કંઇ કમાયો કે નહિ? ત્યારે તેણે જવાબ દીધો કે અન્નદાતા! માલીકની મહેરબાનીથી અને આપ નામદારની દુવાથી સારૂં કમાયો છું, ભગવાન આપનું ભલું કરો. રાજાએ અજાયબ થઇને પૂછયું કે તને શું જડયું? ત્યારે તેણે દાબડી-માંથી કાઢી દશ હજાર રૂપિઆની કીંમતનો હીરો બતાવ્યો. રાજાએ તુર્ત ઓળખ્યો કે, આતો મારી વીંટીમાંનો હીરો છે. વીંટી તરફ નીધા કરી તો હીરો મળે નહિ, માત્ર રૂપેરી ડંખજ હીરા જેવો ચમકયા કરતો હતો. પછી વિચાર કરતાં માલુમ પડયું કે ત્રણ પોસ ભરીને કચરો આપ્યો તેજ વખતે હીરો નીકળીને તે કચરા સાથે ગયેલો. માટે રાજાએ તે હીરો લઇને પેલાને સારૂં ઇનામ આપી વિદાય કીધો. અને તેને ખાત્રી થઇ કે મેં તો એને નુકશાન કરવાનો વિચાર કીધો પણ ભગવાને મનેજ નુકશાનીમાં નાંખ્યો માટે કોઇએ પણ અહંકાર કરવો નહિ.

## વિશ્વાસમાં વિશ્વંભર છે.

પાંડવો વનવાસ નીકળેલા તે વખતે એકાંત જંગલમાં રહેતા. જંગલમાં ત્રાસ હતો એટલુંજ નહિ પણ ટાઢ, તડકો, જંગલી પશુ પ્રાણીઓ ને જીવ જંતુનો ઉપદ્રવ ને પ્રાણીને ફળાહારની પણ મુશ્કેલી. એવા દુઃખમાં પણ વળી જળાશયની પણ તંગાસ આવી. હાલતમાં પાંડવો દીવસો ગુજારતા હતા. અર્જુનને નિત્ય એવો નિયમ હતો કે જ્યાં સુધી શિવલીંગનાં દર્શન ન કરે ત્યાં સુધી જમવું નહિ, એક ન જમે એટલે બધાએ ભુખ્યા રહે. એક ટંક તો ચલાવ્યું, પણ ભીમથી તો ભુખ ન સહન થવા લાગી તેથી તે એક શીવલીંગ શોધવા જંગલમાં નીકળી પડયો, પણ જ્યાં ગામજ નહિ ત્યાં બાંધકામ શેનાં હોયા પણ

એક જગ્યાએ ઝાડ નીચે વટેમાર્ગુએ એક જગ્યાએ કાળી હાંલ્લી પકાવીને રઝળતી મુકેલી હતી તે જોઇને ભીમને વિચાર થયો કે આ હાલ્લીને ઉંધી પાડીને ગોઠવી જાઉં ને અર્જુનને લાવી દર્શન કરાવીને ખવરાવું તેથી એક બીલીપત્રના ઝાડ નીચે તે હાંલ્લી ઉંધી પાડી ને તેના પાસે તુટેલી પાળ જેવું ગોઠવ્યું ને પક્ષીની હગારના તે હાંલ્લીપર લીટા કર્યા. થોડી ધૂળ ઉડાડી પુજા ઉપર ધૂળ પડેલી તથા પુરાણું છે એવું દેખાતું રહેવા દઇ અર્જુનને બોલાવવા દોડયો તે કહ્યું કે ભાઇ અર્જુન! શિવજી છે ખરા! પણ પુરાણા છે તે ચાલશે? અર્જુને કહ્યું ગમે તેવું હોય પણ મુદ્દલમાં જોઇએ. તેથી ભીમ અર્જુનને તેડીને ત્યાં લાવ્યો. દુરથી દર્શન કરી અર્જુન પગે પડી ઘરે આવ્યો તેથી સર્વેએ ફળાહાર કર્યો. ભીમસેને અર્જુનને કહ્યું ભાઇ! આવોજ નિયમ રાખો છો કે! અસલ શિવનાં દર્શન કરી ખાધું શું? અર્જુને કહ્યું કેમ? ભીમે કહ્યું એતો કોઇ મુસાફરે એઠી હાંલ્લી નાંખેલી રઝળતી હતી તે ઉંધી પાડી શિવજી બનાવેલા—અર્જુને કહ્યું કે તારે મનથી ગમે તે હોય મારે મનથી તો ખુદ શિવજી ભોળાનાથજ છે, ભીમસેને કહ્યું: ચાલ દેખાડું, બહુ ડાહ્યો થાય છે ત્યારે. બંને ત્યાં આવ્યા સાથે નકુળ સહદેવ પણ આવ્યા. ભીમસેને ગદા મારી અને હાલ્લી ભાંગી નાંખવા યત્ય કર્યો પણ લાચાર! અને અદ્‌ભૂત પરીણામ. અર્જુનનો નિશ્ચય હતો તેથી તે બધું ફેરવાઇ ગયું અને ગદા વાગતાં સાથે જ હાંલ્લીવાળા શિવલીંગમાંથા રૂધીર ધારા ઉડી. ભીમસેનતો ઝંખવાણો પડી ગયો. અર્જુને કહ્યું ભાઈ! ઉતાવળા ન થઇએ! બધું કાંઇ ઠઠ્ઠા મશ્કરીમાં નથી, કેમકે વિશ્વાસમાંતો વિશ્વંભર વસે છે ને પૂર્ણ શ્રદ્ધામાં તો પુરૂષોતમ બીરાજે છે.

## શોક કોનો કરવો?

કોઈ એક ગામડામાં એક ખેડુત હતો તે ઘણો જ જ્ઞાની હતો. તે ખેતી કરતો ને ખેતરમાંજ રહેતો. તેને એક સ્ત્રી હતી તેને ઘણો

વરસે દીકરો થયો હતો તેનું નામ હીરૂ પાડેલું હતું. બેઉ જણાને તેના ઉપર ઘણોજ વહાલ હતો કેમકે તેને એકનો એકજ છોકરો હતો. તે ખેડુત ઘણો ધાર્મિક ને ગામના લોકોને બહુજ ચાહતો હતો. એક દિવસ તે પોતાના ખેતરમાં કામે ગયો હતો તેવામાં કોઇએ આવીને કહ્યું કે હીરૂને કોલેરા થયો છે તેથી તે એકદમ ઘેર આવ્યો ને ઘણા ઉપાયો કર્યા પણ છોકરો બચ્યો નહિ. ઘરનાં બધાંએ રડારોળ કરી મુકી પણ ખેડુતને મન કાંઇ નહિ. તે તો ઉલટો બીજાઓને સમજાવવા લાગ્યો કે શોક કર્યે આપણું શું વળનાર છે? એમ કહી તે ખેતરમાં ચાલ્યો ગયો ને પોતાને કામે વળગ્યો. રાત્રે તે ઘેર આવ્યો ત્યારે તેની સ્રીતો રડતીજ હતી. તે પોતાના ધણીને કહેવા લાગી કે તમે કઠણ હૈયાના છો! કાજગરો છોકરો મરી ગયો તોપણ તમને રડવું નથી આવતું? ખેડુને ઠંડે પેટે જવાબ આપ્યો, હું શા માટે રડતો નથી તે તને કહું! મને ગઇ રાત્રે એક સ્વપ્નું આવ્યું હતું. સ્વપ્નામાં મેં જોયું કે હું રાજા બન્યો, આઠ છોકરાંનો બાપ થયો એવામાં હું જાગી ઉઠયો. હવે મને વિચાર થાય છે કે મારે પેલા આઠ છોકરાનો શોક કરવો કે આ હીરૂનો શોક કરવો? ખેડુત જ્ઞાની હતો ને તે સમજતો હતો કે જેમ સ્વપ્નુ મિથ્યા હતું તેમ આ જગત પણ મિથ્યાજ છે. નિત્ય વસ્તુ તો એક આત્માજ છે.

## સ્રીના કામમાં હાથ નાંખવો નહિ.

એક પટેલ પોતાની સ્રીને દરરોજ કહેતો કે તમે ખેતરમાં ભાત મોડું કેમ લાવો છો? ત્યારે તે સ્રી કહે કે ચાર પાંચ છોકરાં નાનાં મોટાં છે તેને ખવરાવવું પીવરાવવું સુવરાવવું તેમાં વખત થઇ જાય છે. છતાં પટેલ તો દરરોજ ગરમ થઇ જતો. એક વખત તે સ્રીએ કહ્યું જે તમે એક દીવસ ઘેર જઈને છોકરાને સંભાળો અને મારે માટે ભાત લઈ આવજો. પછી પટેલે તો ખુશીથી હા પાડી કહ્યું જે મને રસોઈ આવડે છે. માટે જો તારા કરતાં હું ખેતરમાં ભાત લઇને

વહેલો આવું છું કે નહી? પછી તે પટેલની સ્ત્રી કહે મને હળ હાંકતાં આવડે છે. માટે હું પણ તમારા કરતાં વધારે કામ કરીશ. તમે સવારે હળ જોડીને ખેતરમાં મુકી આવજો ને હું પણ તમારી પાછળ આવીશ. પછી પટલ રસોઈ કરવાની તૈયારી કરી છોકરાંને ખાવા માટે આપ્યું અને સુવાર્યા તેમાં વાંધો તો ન આવ્યો, પણ રોટલા કરવા બેઠો તે વખતે જાડું ખાદીનું ધોતીયું પહેરેલું હતું તે ઘડી ઘડી નીકળી જતું હતુ તેથી કંટાળો આવ્યો. તેથી પટેલે વિચાર કર્યો કે ધોતીયું કાઢીને રોટલા કરવા બેસું તો ઘડી ઘડી ધોતીયું પહેરવું પડે છે તે મટી જાય. છોકરાં નાનાં છે એટલે અડચણ આવે તેમ નથી. એમ ધારી નાગો નાગો રસોઇ કરીને જમવા બેઠો ને ખેતરમાં જવાની ઉતાવળને લીધે ધોતીયું પહેરવાનું ભુલી ગયો, કારણ કે ઘરના મનુષ્યને ખબર પાડવી હતી કે જો હું તારા કરતાં વહેલો આવ્યો કે નહી. એટલી બધી ઉતાવળે ખેતરમાં જવાની તૈયારી કરી છતાં એક કલાક મોડું થઇ ગયું તેથી તીવ્ર વેગથી નાગો નાગો ભાત માથે ઉપાડીને ચાલ્યો. રસ્તામાં કેટલીક સ્ત્રીઓ પટેલને જોઇને આડુ જુએ ત્યારે આ પટેલને એમ લાગ્યું જે હું ભાત લઇને જાઉં છું તેથી તેમને નવાઇ લાગતી હશે! તેથી હસવું આવતું હશે. તેથી મને જોઇને આડું જુવે છે. પછી તો ખેતરમાં પહોંચ્યા ને ભાત નીચે મુકયું ને તેમની સ્ત્રીને કહ્યું. જો તારા કરતાં વહેલો આવ્યો છું કે નહી? પણ સ્ત્રીએ કહ્યું આ તમારૂં પેરવાનું ધોતીયું કયાં ગયું? પછી તો પટેલને ભાન આવતાં શરમાઈ ગયો ને ભાન આવતાં બહુ જ લાચારીમાં પડી ગયો ને કહેવા લાગ્યો કે અરર ભર બજારમાં નાગો નાગો આવ્યો ધીક્કાર છે મને. બૈરાંનું કામકાજ બૈરાં જ કરે છતાં મારા જેવો પુરૂષ ડહાપણ કરવા ગયો તેથી મારી આબરૂ નાશ પામી ગઈ. માટે સ્ત્રીના કામમાં હાથ નાખવો નહી.

## સુખ નથી જો વનમાં સાપ રહ્યા ચંદનમાં

ચંદનનું ઝાડ સારૂં અને બહુ જ સુગંધીવાળું ગણાય છે પણ

તેમાં સર્પનો વાસો નિરંતર રહે છે. મૈસુરનાં કેટલાંક જંગલમાં ચંદનનાં ઝાડોની સાથે મોટા મોટા અજગરો વીંટાઈ રહ્યા હોય છે. હવે એ ચંદનનું ઝાડ અજાણ્યો કોઇ માણસ લેવા જાય તો તેનું તુરત મૃત્યુ થાય છે. ત્યાંના કેટલાક અનુભવી લોકો જ્યારે એ ચંદનના ઝાડ સુખડ માટે કાપે છે ત્યારે પ્રથમ એક જાતની દવા છાંટે છે એટલે સાપો તુરત વિદાય થઇ જાય છે. તે જ પ્રમાણે જ્યાં ધન છે ત્યાં અનેક જાતનાં સંકટો રહ્યાં છે એવું આપણી પ્રત્યક્ષ આજ પણ નજરોનજર જોઇએ છીએ. આપણામાં પણ એક જુની કહેવત છે કે જર, જમીન ને જારૂ એ કજીઆના છોરૂં ગણાય છે એ નિર્વિવાદ છે.




## બલી રાજા ને ઇંદ્ર.

બલી રાજાની જ્યારે નબળી સ્થિતિ આવી હતી ત્યારે ઇન્દ્ર પોતાનું વેર વાળવાને બલી પાસે આવ્યો હતો. તે વખતે બલી રાજાએ તેને કહ્યું કે તું અત્યાર સુધી ક્યાં હતો! જ્યારે મારો સમય હતો ત્યારે તું ક્યાં સુતો હતો અને અત્યારે તારી સાથે લડવાને માટે મારી પાસે કાંઈ પણ સાધન રહ્યું નથી ત્યારે તું મારો સાથે લડી શું લઇ જવાનો હતો? દરેક જણે વિચાર કરવો જોઇએ કે મનુષ્યની જ્યારે સારી સ્થિતિ હોય ત્યારે તેની સાથે લડાઇ ટંટો કરવો તે મુનાશબ ગણાય પણ જ્યારે તદ્દન નિરાધાર સ્થિતિ થઇ જાય ત્યારે લડવા આવવું તેને વિદ્વાનો વાજબી ધારતા નથી. કેમકે કાળ કામને ખાઇ રહ્યો છે. એક સ્થિતિ રાજા રામની પણ સરખી સદાકાળ

રહેતી નથી માટે અત્યારે તું પાછો જા. સમય આવે તું મારી સાથે લડવાને આવજે એટલે તને યોગ્ય ન્યાય મળશે. ઈન્દ્ર સમજ્યો કે ખરી વાત છે તેથી તે પાછો ગયો.

## હીરામાં જ હેત છે!

મોરારજી નામનો એક ગૃહસ્થ દશ વર્ષની ઉમરે પારીસ ગયો હતો. ત્યાં પ્રભુકૃપાથી તેને તેના મામાની વગથી સારો રોજગાર મળતાં પંદર વીસ વરસે લાખોપતી શેઠીઓ થઇ બેઠો. પાંત્રીસ વર્ષની ઉમરે તે પોતાને દેશ દીવ આવ્યો હતો. તે વખતે બોટમાંથી ઉતરતાં મેલાં કપડાં જોઇને તેનાં સગાંવહાલાં તેને પ્રેમથી મળ્યાં નહિ. એ મોરારજીની સાથે તેનો એક મિત્ર મોહનલાલ હતો તે આ બનાવ જોઇ આશ્ચર્ય પામ્યો ને પોતાના મિત્ર મોરારજીને કહેવા લાગ્યો કે જોયાં તમારાં સગાં? તેને તમારા પર સાચો પ્રેમ લાગતો નથી. તમે પચીસ વર્ષે દેશમાં આવ્યા ને સગાંનો આવો જ પ્રેમ! મોરારજી કહે મોહન ઉતાવળો થા નહિ. થોડી વારમાં હું તને ચમત્કાર બતાવું છું, કેમકે આ જગતમાં ચમત્કાર વિના નમસ્કાર નથી. બે કલાક પછી પોતે એક હીરાની અમુલ્ય વીંટી કાઢી હાથમાં પેરી તે જોઇ સગાંસંબંધી મનમાં સમજવા લાગ્યાં કે મોરારજી પૈસો પરદેશમાંથી કમાઈને આવ્યો છે. એ વીંટીને જોઇને બેનો દોડી આવીને ઓવારણાં લેવા લાગી. કાકા, મામી ને માસી પ્રેમથી કહેવા લાગ્યાં ભાઇ! ઘણાં વર્ષે આવ્યા! તમારા વિયોગથી અમોને ચેન પડતુ નહોતું. ભાઈ ભત્રીજા પણ મોરારજીભાઈ! મોરારજીભાઇ કહી મોં સુકાવવા લાગ્યાં. આ બધા પ્રતાપ હીરાની વીંટીમાં હતો, એ જોઇ મોહનલાલ બોલ્યા અરે ભાઇ! આ વીંટીમાં એવો શું ચમત્કાર છે કે તારા બધા સગાં સહેજ વારમાં બદલાઇ ગયાં! ત્યારે મોરારભાઇએ કહ્યું મોહન-ભાઇ એ બધો પ્રતાપ હીરામાં જ હેત છે. કાંઇ આપણા ઉપરનું હેત નથી. સૌ માણસો માયાના જ સગાં છે. જો આપણે નિર્ધન હોઇએ તો કોઇ ગણે જ નહિ.

સુવર્ણના હીરા વિષે, રાખે પ્રિતી અતિ પર્મ;
સદ્દગુણ સાચ શોધે નહિ, જન એવાને શર્મ.

## ખોટી બુદ્ધિવાળાનું ખોટું થાય છે.

એક સોની ઈર્ષાવાળો હતો. તે ભકત હોય કે સાધુ હોય તો પણ તેને ઠગવા માટે ડરે નહિ, તેમ નિંદા કરવા માટે પણ ડરે નહિ. તેવા માણસનું અંતે ભુડું થયા વિના રહેજ નહિ, કારણકે ખોટી દાનતવાળાનું ખોટું થાય છે. એક વખતે તેના જ ગામમાં એક ગરીબ માણસને ઘેર એક મહાત્મા પધાર્યા હતાઃ તેની તે માણસે બહુ સેવા કરી જમાડયા હતા. જતી વખતે મહાત્માએ તેને એક રત્નજડીત વીંટી આપીને કહ્યું કે આ વીંટીમાં એવો ચમત્કાર છે કે તું જેટલો સંકલ્પ કરીશ તેટલું સોનું તને તુર્ત મળશે. તે વીંટી ભકતે એક સોનીને બતાવી. એ સોનીએ એવી બીજી વીંટી બનાવીને તે ભક્તને આપી ને પેલી સાચી વીંટી પોતે વિશ્વાસઘાત કરી લઇ લીધી. તે સોનીને આથી મારૂં ભુંડું થશે એવો વિચાર સરખોએ આવ્યો નહિ. કારણકે તે ઈર્ષાવાળો, લોભી ને કપટી હતો. એક વખતે તે સોનીએ એવો સંકલ્પ કર્યો કે મારૂં ઘર આ સોનાથી ભરાઇ જાઓ! એટલામાં તો ઘર સોનાથી ભરાઈ ગયું ને તેથી તે સોની સોનું જોઇ ખુશી થયો. પછી તેણે બીજો સંકલ્પ કર્યો કે જો આ વીંટી સાચી હોય તો આ લોકનું નાશ પામી જાઓ! કારણકે તેનાં સ્ત્રી છોકરાં તે ઘરમાં રહી ગયાં હતાં તેને બચાવવા માટે સોનું નાશ કરવા માટે ટાઇમ લાગ્યો તેથી સ્ત્રી છોકરાં મરણ પામી ગયાં. તેમ ખોટી બુદ્ધિવાળાનું અંતે ખોટું થાય છે.

## પોતાનું કલ્યાણ પોતાના હાથમાં છે.

એક વખતે એક માણસે કોઈ જ્ઞાનીજન પાસે જઇને કહ્યું કે મારૂં કલ્યાણ થાય એવો રસ્તો બતાવો! તે જ્ઞાનીએ દયા લાવી ને કહ્યું તું પૃથ્વીની પુજા હમેશાં કર એટલે તારી ધારણા પાર પડશે.

તેને આ જ્ઞાનીના વચન પર વિશ્વાસ આવતાં બીજે દીવસથી જ પૃથ્વીની પુજા શરૂ કરી. તે હંમેશાં પુજા કરી પૃથ્વીને થાળ જમાડતો. એક દીવસે તેના જોવામાં આવ્યું કે હું જે થાળ પૃથ્વીને ધરૂં છું તે એક ઉંદર ખાઈ જાય છે માટે પૃથ્વી કરતાં ઉંદર મોટા છે એમ ધારી તેણે પૃથ્વીની પુજા છોડી ઉંદરની પુજા શરૂ કરી. એક દીવસે તે ઉંદરને એક બીલાડી ખાઇ ગઇ તેથી તેને એમ મનમાં લાગ્યું કે ઉંદર કરતાં બીલાડું બળવાન છે. માટે તેની પુજા કરૂં તો ઠીક. એમ ધારી તેણે બીલાડીની પુજા શરૂ કરી પણ તે બીલાડીને એક કુતરે મારી નાંખી તે તેણે જોયું. એ ઉપરથી તેની શ્રદ્ધા ઉઠી ગઇ કે બીલાડા કરતાં કુતરૂં બળવાન છે માટે તેની પુજા કરવી ઉત્તમ છે. એમ ધારી કુતરાની પુજા પ્રેમથી કરવા લાગ્યો. તે કુતરાને એક બાઇડીએ લાકડી મારી તેથી કુતરૂં નાસી ગયું તે ઉપરથી તેને લાગ્યું કે એ કુતરાથી સ્ત્રી બળવાન છે માટે તેની પુજા કરૂં તો ઠીક એમ ધારી સ્ત્રીની પુજા કરવા લાગ્યો. એક દિવસ મલીન વહેવાર જોઇ પોતાની સ્ત્રીને એક લપડાક મારી તે ઉપરથી તેની સ્ત્રી રોવા લાગી તે ઉપરથી પોતાને એમ લાગ્યું કે સ્ત્રી કરતાં હું બળવાન છું માટે મારે હવે બીજાની પુજાની જરૂર નથી. એમ ધાર્યું કે મારૂં કલ્યાણ મારા હાથમાં જ છે કારણકે આત્મજ્ઞાન વિના કલ્યાણ થઈ શકતું નથી. તે દીવસથી તે ધ્યાનમાં બેસવા લાગ્યો અને થોડા વખતમાં આત્મજ્ઞાન મેળવી બ્રહ્મરૂપ થયો. કહેવાનું એટલું છે કે પોતાનું કલ્યાણ પોતાના હાથમાં છે.

## ટેક વિષે.

એક વાણીઆએ એવી ટેક રાખી હતી કે મરી જવું પણ કોઇને એક પાઇ પણ ધર્માદા તરીકે દાન તરીકે આપવી જ નહિ. એક વખત તેની ટેક જોવા માટે પરમાત્મા પોતે બ્રાહ્મણના વેશે તેના ઘર પાસે આવીને ઉભા. તે વખતે વાણીયો જમતો હતો, એટલે

પોતાના પુત્રને કહે કે મારા પીતા મરી ગયા છે જેથી અમોને સુતક આવ્યું છે માટે અમારા ઘરનું અનાજ તમોને ખપે નહિ, એમ કહી પોતે મરણપથારીએ પડયો. છોકરે બાપના કહ્યા પ્રમાણે બ્રાહ્મણને કહ્યું ત્યારે તે બ્રાહ્મણ તો સાક્ષાત્ પરમાત્મા હતા તેથી તેણે કહ્યું કે શેઠ તો મારા મિત્ર હતા! હું તેમના મામાના ગામનો છું તેથી મારે તેમને બાળવા જવું પડશે. માટે હવે મારા ભાણેજ થયા માટે છુટકો નહિ થાય. પછી શેઠને તેના પુત્રે કહ્યું કે, બાપા! એ બ્રાહ્મણ તો શમશાનમાં સાથે આવવા તૈયાર થયો છે; ત્યારે વાણીઓ કહે કે ઠાઠડી બાંધો ને ઉપાડો, હવે હું ઘરડો થયો છુ તેથી મારે મરવામાં કાંઇ વાંધો નથી. સ્ત્રીઓ સતી થઇને બળી જાય છે માટે મારે સતો થવામાં હરકત શી છે! માટે તૈયારી કરો. પછી ડોસાને બાળવાને શમશાનમાં લઇ ગયા ને ત્રણ ફેરા ફર્યા ને ચોથે ફેરે છોકરાએ કહ્યું કે, બાપા! હવે તો નીયમ મુકી દીઓ. ત્યારે ડોસો કહે મારૂં નિયમ મુકું તો મારી ટેક જાય. "ટેક ન મુકે તે મરદ ખરા જગ માંય" એવી કહેવત છે ને તેને ભગવાન મળે નહિ તેથી મારૂં કલ્યાણ ક્યાંથી થાય! માટે ભલે થવા દીઓ! પછી સામે ઉભેલા બ્રાહ્મણોમાં એક બ્રાહ્મણ સાક્ષાત્ ભગવાન હતા. તેણે વાણીઆને ચતુરભુજ રૂપે દર્શન દીધું. આ દષ્ટાંતનું સિદ્ધાંત એ છે કે લીધેલી ટેક મનુષ્ય જો મરણ સુધી ન મુકે તો તેને ફાયદો થયા વિના રહેતો નથી. જો કે આ વાણીઆએ તો ઘર સાચવવા લોભીવૃત્તિથી ખોટી ટેક એટલે કોઇને ન દેવાની ટેક લીધી હતી. તેમાં પણ ભગવાન પ્રસન્ન થઇ તેને સાક્ષાત્ દર્શન દીધાં તો પછી સાચી ટેકમાં પ્રભુ કેમ સહાય ન કરે! એ તો સાચી ટેકે સહાય કરે જ પણ વિશ્વાસ દૃઢ જોઇએ!!

## કહ્યું કામ કરવાથી ધર્મ થાય છે.

ગુજરાતના સોલંકી વંશના રાજા સિદ્ધરાજ જયસિંહે શ્રી. હેમચંદ્રા-

ચાર્યને પૂછ્યું:—"કયા કયા કર્મ કરવાથી ધર્મ પ્રાપ્ત થાય છે?" મહાત્મા આચાર્યજીએ તરતજ કહ્યું:—

**पात्रे दानं गुरुषु विनयः सर्वसत्वानुकंपा ।**
**न्याय्यावृत्तिः परहित विधावादरः सर्वकालम् ॥**
**कार्यो न श्रीमद परिचयः संगतिः सत्सु सम्यग् ।**
**राजन् सेव्यो विशदमतिना सैष सामान्य धर्मः ॥**

પાત્ર જોઈને દાન કરવું, ગુરૂજનો પ્રત્યે વિનય દર્શાવવો, પ્રાણી માત્ર પ્રત્યે દયા રાખવી, ન્યાયની વૃત્તિ રાખવી, હમેશાં પારકાના કલ્યાણના જ ઉપાય શોધવા, લક્ષ્મીનું અભિમાન ન કરવું અને સત્પુરૂષોની રાતદિવસ સંગત રાખવી. હે રાજા! શુદ્ધ બુદ્ધિવાળાએ સેવવા યોગ્ય આ જ સાધારણ ધર્મ છે.




## જે તું આપી શકતો નથી તે લઇ શકતો નથી.

મહાન સિકંદરે જે વખતે હિંદમાં વિજય મેળવ્યો તે વખતે તેને ઘણું જ અભિમાન આવી ગયું હતું કે મારા જેવો જગતમાં બીજો કોઇ છે નહિ. તે વખતે તેને એક સન્યાસી મળ્યો હતો. તે સન્યાસીએ સિકંદરને કહ્યું કે તેં હિંદ ઉપર જય મેળવ્યો છે પણ તારા પોતાના ઉપર જય મેળવ્યો છે કે નહિ? જો જય મેળવ્યો હશે તો હું તને મારા અંતઃકરણના બે બોલ ઉત્સાહથી કહીશ. સિકંદરે કહ્યું મહારાજ! એ તો મારાથી બન્યું નથી. આપ કૃપા કરી મને ખરો રસ્તો બતાવો. ત્યારે મહાત્માએ કહ્યું "તું જે આપી શકતો નથી તે લઇશ નહિ." આ વાત સિકંદરથી તુરતમાં સમજાણી નહિ એટલે મહાત્માએ સ્પષ્ટીકરણ કર્યું, હે રાજા! તું પ્રાણ આપી શકતો નથી

માટે બીજા કોઇનો પ્રાણ લેતો નહિ. સિકંદરે મહાત્માનું માન રાખી તે દિવસથી બીજાના પ્રાણ નહિ લેવાને માટે પોતે નિયમ રાખ્યો. આ મહાત્મા પુરૂષના સહેજ સમાગમથી મહાન સિકંદરને ઘણો જ લાભ થયો હતો. માણસ ગમેતેવો હોશિયાર હોય પણ જ્યાં સુધી પોતાને પોતે જાણતો નથી ત્યાં સુધી ખરૂં સુખ તેને કોઇ દિવસ આવી શકતું નથી.

## જાત મહેનતનું મહત્વ.

હાતિમતાઇના નામથી કોઈ અજાણ્યું નથી. તેને અરબ દેશનો હરીશ્ચંદ્ર કહેતા. એક દિવસ લોકોએ એને પૂછ્યું—"આપે કોઈ આપના કરતાં વધારે યોગ્ય મનુષ્યને જોયો કે સાંભળ્યો છે? "બાદશાહે કહ્યું:—"હા, એક દિવસ મેં લોકોને એક મોટી ઉજાણી આપી હતી. સંયોગવશાત્ એજ દિવસે મારે જંગલ તરફ જવું પડ્યું ત્યાં એક કઠિયારાને માથા ઉપર કાઠીનો બોજો લાદીને આવતાં મેં દીઠો. મેં એને પૂછ્યું:—"ભાઈ! આજ હાતિમ બાદશાહને ઘેર ઉજાણી છે અને આખા દેશના લોકો એના મહેમાન છે, તો તું પણ શા સારૂં આજ એની ઉજાણીમાં માલમલીદા ઉડાવવા જતો નથી? કઠિયારે ઉત્તર આપ્યો:-" જે પોતાની મહેનતથી-ખરા પરસેવાની કમાણીથી રોટલા ખાઇ શકતો હોય તે હાતિમના દરબારમાં જઇને હાથ શા માટે ધરે?

## વિદ્યા વધે કે ધન વધે?

મિસર દેશમાં એક ધનવાન મનુષ્યને બે પુત્ર હતા. એક વિદ્યા ભણ્યો અને બીજાએ ધન એકઠું કર્યું. પરિણામે એક પંડિત બન્યો અને બીજો મિસરનો મુખ્ય ખજાનચી નિમાયો. એ ખજાનચીએ પોતાના વિદ્વાન ભાઇને કહ્યું:-" જુઓ હું રાજ્યની મોટી અમલદારીએ પહોંચ્યો અને તમે તો હતા એવાને એવાજ રહી ગયા." એ ભાઇએ ઉત્તર આપ્યો:-" ઇશ્વરે એમાં મારા ઉપર વિશેષ કૃપા કરી છે;

કેમકે મને એણે જે વિદ્યારૂપી ધન આપ્યું છે, તે કદિ ખૂટે તેવું નથી અને તે જેમ બીજાઓને અપાય તેમ વધ્યા કરે છે; તથી એ ધનને દેવતાઓ પણ ઝંખે છે. અને તમને મિસરની એવી ગાદીના ખજાનચી બનાવ્યા છે કે જે ગાદી એક વખતે ફિરાઉન બાદશાહની હતી." (મિસરના એ અભિમાની બાદશાહ ફેરાઉનને હઝરત મૂસા પેગંબરે નાઇલ નદીમાં ડુબાડી દીધો હતો.)

## સોનું તે સોનું જ છે.

### દોહરો

સંપ કરી કદી સો જણા, કહે કનકને તુચ્છ;
પણ અંતે જુદા પડે, હોય હેમ જો સ્વચ્છ.
સક્કરખોરનું સાકરજીવન ખરના પ્રાણ જ હરે,
ક્ષાર સિંધુનું માછલડું જેમ મીઠા જલમાં મરે.

## જગતમાં આવીને જ્ઞાન મેળવ્યું નહિ.

માયા માયા કરતો મુરખ,
ઠામ ઠરી નવ બેઠો રે
સંત સભામાં સ્નેહ ન રાખ્યો,
પાપ સભામાં પેઠો રે. ૧

અલ્પ જીવની આશા લાંબી,
કૌતક આ તે કેવું રે.
ફાંસી દેતાં ચડયું ફુલેકું.
આ જગનું સુખ એવું રે. ૨

તરૂવર ઉપર મધનું ટીપું,
જીભડી જુદી થાશે રે
વસણાગીયો વાંકો ચાલે,
જમડા ઝાલી જાશે રે. ૩

ફીડાવળું કુ કુતરૂં દોડે,
જંપે નહિ તે જરીએ રે.

વિષયવળંદો વલખાં વીણે,
　　　　ડુબ્યો દુઃખને દરીયે રે. ૪
કલાલ કેરા ઘરનો ઉંદર,
　　　　દારૂ પીને ડોલે રે
ઝડપ કરીને મનીયે ઝાલ્યો,
　　　　ફાડી કાળજ ફોલે રે. ૫
ભાદરવાનો ભીંડો તેનો
　　　　વીલાઇ જાશે વેલો રે,
ધન જોબનના ધમ ધમાટમાં
　　　　ગરવ કરે તે ઘેલો રે. ૬
ખારા રણમાં ખુટલ પ્રાણી
　　　　મૃગજળ દેખી મોહ્યો રે,
ઋષીરાજની શીખ ન રાખી
　　　　અજગર આંચળ દોહ્યો રે. ૭

## અવિચારી હજામ.

દક્ષિણ દેશમાં પાટલીપુત્ર નામનું એક નગર હતું. ત્યાં મણી-ભદ્ર નામનો એક શેઠીયો રહેતા હતો. ધર્મ, અર્થ અને કામના સં-બંધી કાર્ય કરતાં કરતાં દૈવયોગે તે શેઠનું ધન નાશ પામ્યું અને વૈભવનો નાશ થવાથી ચારે તરફથી તેનું અપમાન થવા લાગ્યું, તેથી તે ઘણો જ ઉદાસ થઈ ગયો. એક દિવસ રાત્રિએ સુતાં સુતાં તેણે વિચાર કર્યો કે, અરેરે, દરિદ્રતાને ધિક્કાર હજો!!! કહ્યું છે કેઃ—

જે પુરૂષની પાસે નાણું હોતું નથી, તેનાં શીલ, પવિત્રતા, ક્ષમા, ડહાપણ, મીઠાશ અને ઉંચા કુળમાં જન્મ, આ સર્વ ગુણો શોભતા નથી. માન, અભિમાન, કલાઓનું જ્ઞાન, વિલાસ અને સુબુદ્ધિ આ સર્વ ગુણો પુરૂષ જ્યારે નિર્ધન થાય છે ત્યારે એકદમ નાશ પામે છે. શિશિર રૂતુની શોભા જેમ વસંત ઋતુમાં પવનના મારાથી

રોજ રોજ નાશ પામે છે, તેમ બુદ્ધિશાળીઓની બુદ્ધ પણ રોજ રોજ કુટુંબના પોષણની ચિંતાથી નાશ પામે છે. પુરૂષ મોટી બુદ્ધિવાળો હોય, તોપણ થોડા ધનવાળો હોય તો તેની બુદ્ધ હંમેશાં ઘી, મીઠું, તેલ, ચોખા, વસ્ત્ર, લુગડાં વિગેરે અનેક પદાર્થો લઈ આવવાની ચિંતાથી નાશ પામે છે. ધન વગરના પુરૂષનું ઘર સારૂં દેખાવડું હોવા છતાં પણ તારા વગરના આકાશ જેવું, સુકાયલા સરોવર જેવું અને ભયંકર સ્મશાન જેવું નિસ્તજ લાગે છે. પાણીના પરપોટા જેમ રોજ પાણીમાંથી ઉત્પન્ન થઇને પાછા પાણીમાં સમાઈ જાય છે ને જાણવામાં આવતા નથી, તમ ધન વગરના હલકા માણસો પણ પોતાની સન્મુખ રહેતા હોય તો પણ જાણવામાં આવતા નથી, મનુષ્યો સારા કુળવાળા અને સુખી એવા સત્પુરૂષો ઉપર પ્રીતી રાખતા નથી. પરંતુ કુળહીણ, દુઃખી તથા ખરાબ સ્વભાવના છતાં પણ જે ધનવંત હોય છે તેના ઉપર હંમેશાં કલ્પતરૂના ઉપર જેમ પ્રીતિ રાખે તેમ પ્રીતિ રાખે છે. પૂર્વજન્મનું પુણ્ય કામ લાગતું નથી. વિદ્યા ભણેલા તથા સારા કુળમાં જન્મેલા પુરૂષો પણ જેની પાસે ધન હોય છે, તેના દાસ થઈ રહે છે. મેઘ ઇચ્છા પ્રમાણે ગર્જના કરે છે, તો પણ લોકો તને—આ હલકો છે, આમ કહેતા નથી કારણકે જગતમાં ધનવાન લોકો જે કરે છે, તે સર્વ સારૂંજ મનાય છે. આ પ્રમાણે નિશ્ચય કરીને તે ફરી પણ વિચાર કરવા લાગ્યો કેઃ—હું ઉપવાસ કરીને પ્રાણ તજી દઉં, કેમકે આ ફોકટ દુઃખી જીવતરનું શું ફળ છે? આવો નિશ્ચય કરીને તે સૂતો; તે પછી સ્વપ્નામાં પદ્મ નામના નિધીએ યતિના રૂપમાં તે વાણીયાને દર્શન દઇને કહ્યું કેઃ—ઓ શેઠીઆ! તું વૈરાગ્ય પામ માં. હું પદ્મ નામનો ધનનો ભંડાર છું અને તારા પૂર્વ પુરૂષોએ મને મેળવ્યો છે. માટે કાલે પ્રભાતમાં આજ રૂપે હું તારે ઘેર આવું ત્યારે મારા માથામાં લાકડી મારવી, એટલે હું સોનાનો અખૂટ ભંડાર થઈ પડીશ. તે પછી

પેલો વાણીઓ સવારમાં જાગ્યો અને સ્વપ્ન વિષે વિચાર કરતો મોટી ચિંતામાં પડી ગયો, અને બેઠો બેઠો વિચાર કરવા લાગ્યો કે, અરે આ સ્વપ્ન તે શું ખરૂં પડશે કે ખોટું પડશે? કંઈ જાણવામાં આવતું નથી. અથવા ખરેખર ખોટુંજ હોવું જોઇએ, કારણકે હું કેવળ નાણાનો જ વિચાર કર્યા કરૂં છું. તેના આ ભણકારા છે. કહ્યું છે કેઃ—રોગી માણસે, દુઃખી માણસે ચિંતાતુર માણસે, કામાતુર માણસે અને મદમત્ત માણસે જોયેલું સ્વપ્ન નિષ્ફળ થાય છે. એટલામાં તે વાણીઆની સ્ત્રીએ કોઈ એક વાળંદને પગ ધોવરાવવા માટે બોલાવ્યો. તેજ વખતે પેલો યતિ પણ કહેવા પ્રમાણે એકાએક ત્યાં આવ્યો. તેને જોઇને વાણીઓ મનમાં રાજી થયો અને તેણે પાસે પડેલા લાકડાનો ધોકો તે યતિના માથામાં માર્યો એટલે પેલો યતિ સોનાનો ઢીમ થઇને તે વખતે જમીન ઉપર પડયો! તે પછી શેઠે તે સોનાના ઢીમને પોતાના ઘરમાં છુપાવી દીધું અને વાળંદને સંતોષીને કહ્યુંઃ—હે ભાઇ! હું તને આ નાણું અને વસ્ત્રો આપું છું, તે તું લે અને તારે આ વાત કોઈને પણ કહેવી નહિ. વાળંદે પણ પોતાને ઘેર જઇને વિચાર કર્યો કે, સર્વે યતિઓ માથામાં ધોકો મારવાથી ખરેખર સોનાના થઇ જતા હશે. માટે હું પણ કાલે સવારમાં ઘણા યતિઓને બોલાવીને તેઓના માથામાં ધોકા મારૂં, એટલે મને પણ ઘણું સોનું મળે, આવો વિચાર કરતાં તેને મોટા દુઃખમાં રાત્રિ વ્યતિત થઇ. પ્રભાત થતાં તેણે ઉઠીને એક મોટો ધોકો તૈયાર કર્યો અને પછી યતિઓના મઠમાં જઇને જિનેંદ્ર ભગવાને ત્રણ પ્રદક્ષિણા કરી; ધુંટણભેર પૃથ્વી પર પડી, મુખ આગળ વસ્ત્રનો આંચળો રાખી સ્તુતિ કરીને મુખ્ય યતિની પાસે ગયો ને આમંત્રણ આપ્યું. બીજે દિવસે યતિઓ આવ્યા એટલે બારણું બંધ કર્યું ને તેઓના માથામાં ધોકાનો માર મારવા મંડયો. આથી એક યતિ મરી ગયો ને તેથી વાણંદ ફાંસીને લાકડે વગર વિચાર્યું કામ કરવાથી ચડી ગયો. માટે કોઈ પણ કામ વાણંદની પેઠે વગર વિચારે કદી પણ કરવુંજ નહિ.

## વટેમાર્ગુ ને વાઘ.

એક વખતે દક્ષિણ પ્રદેશના વનમાં ફરતાં ફરતાં અમે આ દશ્ય જોયું:–એક ઘરડો વાઘ નાહીધોઈને સરોવરની પાળે હાથમાં દર્ભ લઈને બોલ્યો:–'અહો! અહો! વટેમાર્ગુઓ! આ સોનાનું કડું દાનમાં લ્યો, એટલામાં કોઈ એક લોભી વટેમાર્ગુએ મનમાં વિચાર્યું કે "આવો (વાઘને હાથે સોનાનું કંકણ મળવાનો) પ્રસંગ દૈવયોગે સંભવે છે. પરંતુ જેમાં જીવનું જોખમ છે, એવા કામમાં આપણે એકદમ પ્રવૃત્ત થવું નહિ. કેમકે વખતે અનિષ્ટ વસ્તુમાંથી ઇષ્ટનો લાભ થતો હોય તો પણ, તેનું પરિણામ સારૂં આવતું નથી, કેમકે જો ઝેરની સાથે અમૃત ભળ્યું હોય તો તે અમૃત પણ મૃત્યુને આણનારૂં થાય છે. માટે પ્રથમ ખાત્રી કરી જોઉં. આમ મનમાં વિચાર કરીને તે મુસાફર ખુલ્લી રીતે બોલ્યો "તારૂં કડું ક્યાં છે?" એટલે વાઘે હાથ લાંબો કરીને કડું દેખાડયું ત્યારે વટેમાર્ગુ બોલ્યો: "તું તો મારનારો (હીંસા કરવાની વૃત્તિવાળો) છે, તેથી તારામાં શો વિશ્વાસ!"

વાઘે કહ્યું:—"અરે વટેમાર્ગુ! તું સાંભળ. મેં પૂર્વે જુવાનીમાં ઘણાં જ દુષ્ટ કામો કર્યાં છે. હજારો ગાયો અને માણસોના વધ કર્યા, તેના પાપથી મારા છોકરા મુઆ, અને બૈરી પણ મરી ગઇ. હવે હું નિર્વંશ થયો છું. તેથી આવી દશામાં કોઇ એક ધાર્મિક પુરૂષે મને ઉપદેશ દીધો કે, ભાઇ! તું દાન ધર્મ વગેરે કરતો રહે. (તો તારૂં કલ્યાણ થાય.) તેના ઉપદેશથી હમણાં હું દાંત અને નખો જેના ખરી પડેલા છે એવો ઘરડો થયેલો, નાહી ધોઈ, આ દાન કરવા તત્પર થયેલો છું, (તો પછી કહે કે હું કેમ વિશ્વાસપાત્ર નથી?) પછી તેના બોલવા પર વિશ્વાસ રાખીને લોભથી સરોવરમાં સ્નાન કરવાને માટે, જેવો બ્રાહ્મણ પેસવા જાય છે તેવો અત્યંત ઉંડા કાદવમાં ખુંચી ગયો ને ત્યાંથી ખસવાને અશક્ત થઈ ગયો. આમ તેને

કાદવમાં ખુંચેલો જોઇને વાઘ બોલ્યોઃ-'અરેરે ! તું ઉંડા કાદવમાં દટાયો. હવે હું તને એમાંથી બહાર કાઢું છું એમ કહીને વાઘે ધીમે ધીમે પાસે જઇને તેને પકડયો ને તુર્ત મારીને ખાઇ ગયો. સુવર્ણના કંકણના લોભથી સર્વ પ્રકારે વિચાર કર્યા વિના કદી પણ કર્મ કરવું નહિ ને જો કદી કરવામાં આવે તો તેનું બ્રાહ્મણની પેઠે મૃત્યુ થયા વિના કદી પણ રહે જ નહિ.

## મોટાઈ દેખાડવાથી મૃત્યુ થાય છે.

કોઇ એક સાધુએ કોઇ એક સિદ્ધ પાસેથી જીવ જંતુઓની દાઢ કેમ બાંધી લેવી તે સંબંધી જ્ઞાન મેળવ્યું હતું. એક વખતે તે સાધુ એક ગામમાં ગયો, એ ગામમાં સર્પ, વીંછી, મચ્છર વિગેરે જીવજંતુઓ ઘણાજ હતા તેથી લોકો દુખી થતા હતા અને તેથી દરરોજ તેઓ સાંજે ગામ છોડીને ખેતરમાં વસતા હતા. સાધુએ લોકોને જતા જોઇને તેનું કારણ પૂછયું તો લોકોએ કહ્યું કે, જીવ-જંતુના ભયથી હંમેશાં ગામ બહાર રહેવું પડે છે. સાધુએ કહ્યું કે તમો બહાર ન જાવ, હું બંદોબસ્ત કરૂં છું. તેણે વિદ્યા વડે જીવ-જંતુની દાઢ બાંધી લીધી તેથી લોકોને જીવજંતુઓનો ત્રાસ મટી ગયો. ગામના બે ચાર માણસોએ વિચાર કર્યો કે, આ સાધુ વિદ્યા જાણે છે તેથી તેણે દાઢ બાંધી લીધી છે, પણ કાલે જશે તો દાઢ છોડતો જશે માટે આજે રાત્રીમાં જો તેને મારી નાંખીએ તો ગામનું દુઃખ કાયમને માટે જતું રહે. અરસપરસ એકમત થવાથી તે રાત્રીમાં જ સાધુને મારી નાંખી યમલોક પહોંચાડી દીધો. હજી પણ તે ગામમાં દાઢ બાંધેલી છે તેથી મચ્છર, સર્પ, જીવજંતુઓ મનુષ્યને કરડતા નથી. આ વાત ઉપરથી સાર એટલોજ લેવાનો છે કે મોટાઇ દેખા-ડવાથી મરણ થાય છે. જો તે સાધુએ પોતે સિદ્ધિ ન જણાવી હોત તો તેનું મૃત્યુ થાત નહિ માટે પૈસાનો, મોટાઇનો, માનનો કે મહત્તાનો ગર્વ કરવો નહિ. કેમકે ગર્વ થયો કે મનુષ્ય પડયા વિના રહેતો નથી.

## ગર્વ આવવાનાં કારણો.

પૈસો મળવાથી કોણ ગર્વિષ્ઠ થતું નથી! કયા વિષયી પુરૂષની વિપત્તિ દૂર થઇ છે? કોનું મન સ્ત્રીઓએ ખંડિત કર્યું નથી? રાજાને કોણ નિરંતર વહાલો છે? કાળની બાથમાં કોણ નથી સપડાયો? કયો યાચક ગૌરવ પામે છે! કયો પુરૂષ દુર્જનની જાળમાં સપડાઈ સુખથી છૂટો થયો છે? અર્થાત્ કોઇ નહિ.




## ધર્મના વચનનો લોપ કરવો નહિ.

એક મહાત્માએ પોતાના એક શિષ્યની પરીક્ષા લેવાને માટે એક વખતે તેને કહ્યું કે આપણે ત્યાં પરમ દિવસે કેટલાક જ્ઞાનિ પુરૂષો આવવાના છે, માટે તું અહિંથી થોડેક દુર આવેલી પર્વતની તળેટીમાં સુંદર અને મધુરાં ફળફુલ લઇ આવ; કેમકે પૂજન, અર્ચન કરવાને તથા તે જ્ઞાની પુરૂષોને આપવાને તે ફળપુલાદિકની જરૂર છે. તળેટીથી થોડે દુર સામું નગર છે, ત્યાંથી હું તને લખી આપું તે પ્રમાણે સામગ્રી લાવવાની પણ ખાસ જરૂર છે; તે તું આજે ને કાલે ભેગી કરી રાખજે એટલે તે આપણા આશ્રમને ઉપયોગી થઇ પડે. આ સાંભળી તે શિષ્ય મનમાં બબડવા લાગ્યો, કે ગુરૂજીને કર્મે હજી સંધ્યા, પૂજા, તેમની સેવા, તથા પૂજનનો તથા અતિથી સત્કાર વગેરે સર્વે મોટી કડાકુટ વળગેલી જ છે. ગુરૂજી આવા ઉત્તમ જ્ઞાની છતાં આ સઘળી ઉપાધી કરે છે. પરંતુ તેમની આજ્ઞા પ્રમાણે વર્તવું એ જ આપણી ફરજ છે. ગુરૂને તેણે પ્રણામ કર્યા અને ત્યાંથી ચાલી નીકળ્યો. ફળ વિગેરે લેવા માટે તે પર્વત ભણી ચાલવા માંડયો.

ચાલતાં ચાલતાં તે શિષ્ય કંટાળી ગયો અને એક વૃક્ષ નીચે બેસીને મનમાં સંકલ્પ કરવા લાગ્યો, કે મારી પાસે જો થોડું ઘણું ધનનું સાધન હોત, તો આશ્રમને માટે જે ગુરૂજી મંગાવે છે, તે હું આ-શ્રમમાં બેઠાં મંગાવી આપત; પણ આ આશ્રમમાં ધનનો સંગ્રહ કરવામાં આવતો નથી અને ગુરૂજી ધન રાખતા નથી, એટલે આવી રીતે ભીક્ષા માંગવી પડે છે, જો પૈસા મળે તો બધીયે સેવાપુજા થાય. એમ વિચારતાં તે આગળ ચાલ્યો. સુંદર વનમાં આવી પહોંચ્યો. ચોમાસું પુરૂં થયેલું હોવાથી વૃક્ષ તથા પુષ્પો સારી રીતે ખીલ્યાં હતાં; પક્ષીઓ ચોમેર કલ્લોલ કરી રહ્યાં હતાં; એવા સુંદર બગીચામાં ફરતો ફરતો તે શિષ્ય આવી પહોંચ્યો. ત્યાં તેણે એક કુંડ જોયો, તેમાં દ્રવ્ય ઘણુંજ હતું. તે જોઈને તેની ભાવના દ્રવ્ય લેવાની થઇ. આ શિષ્યને પુરેપુરો વૈરાગ્ય થએલો નહોતો જેથી તેના મનની ભાવના બદલાઈ ગઇ, અને મનમાં વિચાર કરવા લાગ્યો કે જો આમાંથી થોડુંક દ્રવ્ય લઇ જવામાં આવે તો ગુરૂજીના કર્મની કડાકુટ બહુ સારી રીતે પૂર્ણ કરવામાં આવે. આ દ્રવ્યનો કોઈ માલિક જણાતો નથી, તેમ કોઇ રક્ષક નથી; જેથી એ લેવામાં શી હરકત છે ? ગુરૂ તો બ્રહ્મ છે; હું પણ બ્રહ્મ છું; દ્રવ્ય પણ બ્રહ્મ છે; ને સર્વે પણ બ્રહ્મ છે; માટે આમાંથી પોટલી બાંધી લઉં, એમ વિચાર કરી તે દ્રવ્યની પોટલી બાંધીને આમ તેમ જોવા લાગ્યો અને પછી પલાયન થયો. પરંતુ તેને કાંઇ પણ માર્ગ સૂઝયો નહિ, એટલે તે આગળ ચાલવા માંડયો. થોડેક દૂર જતાં તેને એક મોટું મંદિર માલુમ પડયું. એ મંદિરની બારીમાંથી સીધો માર્ગ શોધવા બગલમાં દ્રવ્યનું પોટલું રાખીને, રખેને કોઇ જુએ એવા વિચારથી ધ્રુજતો ચોરની માફક સંતાતો બારીમાં થઇને સપાટાબંધ જવા નીકળ્યો. ને મંદિરની બારીને ઓળંગીને બહાર ગયો, એટલે ખડકીબંધ મોટી હવેલી કે જેને સાત માળ હતા તે તેણે દીઠી. જવાનો માર્ગ રહ્યો નહિ.

તેની તપાસ કરવા લાગ્યો, પરન્તુ સૂનકાર લાગ્યું. એટલામાં તે હવેલીમાંથી એક તરૂણ વયની યુવાન સ્ત્રીની નજર તે શિષ્ય ઉપર પડી. અને તે સુંદર સ્ત્રી મનમાં વિચાર કરવા લાગી કે આ કોઈ સાધુ પુરૂષ છે અને તે ભુલો પડેલો જણાય છે. આથી તે સ્ત્રીએ તેને ઉપર બોલાવ્યો અને કહ્યું, કે હે સાધુ પુરૂષ! તમો ઉપર આવો અને આ સ્થાનમાં વિશ્રાંતિ લો. આ સાંભળી તે શિષ્ય ગભરાયો, તેણે જાણ્યું કે આ દ્રવ્ય તેનુંજ હશે, પણ તે બાઈ બોલાવે છે, એટલે હવે તેની પાસે જવામાં કાંઈ પણ હરકત નથી. હવે જો ઉપર નહિ જવાય તો તે બાઇ મને પકડાવશે. અને ચોર ચોર કહી ફજેતી કરાવશે. હું ઉપર જઇને એના મનનું સમાધાન કરી, પછી ચાલ્યો જઈશ તો કાંઈ હરકત થશે નહિ, તે બાઇ રસ્તો બતાવશે ને મારો જવાનો માર્ગ પણ સરળ થશે. એમ ધારીને શિષ્ય સ્ત્રી પાસે ગયો અને અંદરના દિવાનખાનામાં જઇને આસન પડેલું હતું તે પર બેઠો. આ જુવાન સ્ત્રી તેના રૂપને જોઇને જરા મોહમાં પડી ગઈ. એકાંતવાસ ધારી તેને હિંમત આવી કે આ સાધુ ગમે તેવો છે, તો પણ તેને હું મોહપાસમાં નાખી દઈ મારી મનોકામના પુરી કરૂં. તે સ્ત્રી તેને હાવભાવથી બોલાવવા લાગી, કે આ મંદિર તમારૂં છે; તમો કાંઈ પણ ભય રાખશો નહિ; તમારા બોલવા ઉપરથી તમારે તમારા ગુરૂની સેવામાં ફૂલફળાદિ તથા બીજી સામગ્રી લઇને હાજર થવાનું છે, માટે મારા ચાકરો આવવાથી હું તમને સર્વે સામગ્રી તથા ફુલફળાદિ આ જોડેના બાગમાંથી મંગાવી આપીશ, તે લઇને તમો જજો, તે શિષ્યની મરજી તો જેમ બને તેમ દ્રવ્યની ગાંસડી લઇને પલાયન કરી જવાની હતી, પરંતુ તે સ્ત્રીનો ભાવ વધારે જણાયાથી શિષ્યની મનની વૃત્તિમાં મોહ ઉત્પન્ન થયો; તથા સ્ત્રીની સાથે રહેવાની ભાવના પ્રગટ થઈ. તે સ્ત્રી સામું નિહાળીને જોવા લાગ્યો. આ વખતે તે સ્ત્રી એક વીંજણો લઇને તેને પવન નાખતી હતી, પણ તે શિષ્ય છેક

ભ્રષ્ટ થયો નહોતો. તેને તેના ગુરૂનો બોધ સાંભરી આવ્યો, કે જ્યાં એકાંત હોય અને ત્યાં સુંદર સ્ત્રી હોય અથવા ગમે તેવી સ્ત્રી એકાંતમાં હોય ત્યાં બેસવું નહિ. માટે હવે ઉઠીને ચાલવા માંડુ તો ઠીક, પરંતુ સ્ત્રીના હાવભાવથી તથા મધુર વચનથી તે ઉઠી શકયો નહિ. અને તેની સાથે મોહપાસમાં પડી ગયો. સદ્‌બુદ્ધિએ તેને ઉઠવાની આજ્ઞા કરી પણ મોહથી તેને અસદ્‌વાસના થયેલી જેથી તે ઉઠી શકયો નહિ. અસદ વાસનાના બળથી તેને એવો વિચારો થયો કે એકાંત છે તો પણ શું ? આપણને કોણ ભ્રષ્ટ કરનાર છે ? એકાંતમાં બેસવાથી કંઇ મોટું પાપ નથી, એક દિવસ ઉપવાસ કર્યો એટલે બસ. આ સાધુને અંધકાર વ્યાપી ગયો. ઇંદ્રિયોને આધીન થતો ગયો, તેમ તેમ ગુરૂજીનાં તથા શાસ્ત્રનાં વચન ભુલતો ગયો. ધર્માધર્મનું જ્ઞાન નાશ પામતાં મનમાં વિચાર કરે છે, કે પરમાત્માએ બનાવેલા સર્વ પદાર્થ, સ્ત્રી ધનાદિક વગેરે ભોગવવા યોગ્ય જ છે, અને સર્વે ભોગ ભોગવવાને માટે જ રચાએલા છે. તે સાધુ સ્ત્રીનો હાવભાવ દેખી સ્પર્શ કરવા જતો હતો, તેટલામાં તે છેટે ખસી ગઈ અને કહેવા લાગી, કે તમે સાધુપુરૂષ છો, તમારે સ્ત્રીનો સ્પર્શ કરવો ઘટે નહિ, તમે મારા અતિથી છો, હું આપની પૂજા કરવાને પાત્ર છું, મારે તમારો સત્કાર કરવો જોઇએ, છતાં તમે અધર્મ માર્ગ કેમ ગ્રહણ કરો છો ? તમારે મને ધર્મોપદેશ કરવો જોઇએ, છતાં તમે અધર્મનું પગલું ભરો છો તે તમારા જેવા સાધુપુરૂષને યોગ્ય નથી. પરસ્ત્રી ને પરધનને માટે તમારા જેવા તપસ્વીને મોહ થયો, તો મારા જેવા અલ્પ પ્રાણીની શી ગતિ ? ધર્મશાસ્ત્રમાં કહ્યું છે, કે સ્ત્રી માત્ર નરકમાં નાખનારી છે, તમને મારે માટે જે મોહ થયો છે, તે તમારા મનમાંથી કુબુદ્ધિને કાઢી નાખીને તમારા ધર્મની–સાધુ ધર્મની બરોબર રક્ષા કરો, એજ તમારૂં કર્તવ્ય છે. આ સાંભળીને તે શિષ્યની મોહવાસના દૂર થઈ નહિ. જે ઇંદ્રિયોનો દાસ બની ગયો છે, અને

જે પૂર્વાપરનો વિચાર કર્યા વિના સંસારમાં વિચરે છે, તે ભ્રષ્ટ થયા વિના રહેતો નથી, આ લોકના જીવને દુઃખરૂપ સંગ છે, સંગથી કામભાવના થાય છે ને કામ જીવની સર્વ બુદ્ધિનો નાશ કરે છે. આ શિષ્યની પણ તેવીજ બુદ્ધિ થઇ ગઇ હતી. તે સ્ત્રીનાં ધર્મવાળાં વચન સાંભળ્યાં છતાં, ગરમ લોઢા પર જેમ જળનાં ટીપાં ક્ષણભર પણ ટકી શકતાં નથી; તેમ તે શિષ્યની દૈવીબુદ્ધિ ક્ષણભર ટકી નહિ, જે જીવ અધર્મને રસ્તે ચાલે છે તે અનેક પાપના કર્મ કરનારો થઈ પડે છે. સર્વ કુકર્મોનું મૂળ સ્ત્રીનો સંગ છે. સ્ત્રીના પાસથી જ અજામેળ જેવો બ્રાહ્મણ પોતાનું બ્રાહ્મણપણું ભુલી જઇ અનેક પાપમાં પ્રવર્ત્યો હતો અને મહા પાપી કહેવાયો હતો. માટે જે જીવ ધર્મનો સહેજ લોપ કરે છે, તે ઉત્તરોત્તર અનેક પાપો કરતો થકો સર્વ કુકર્મોનું મૂળ બને છે, બાઈ તે મંદિરની સેવાપુજા કરતી હતી અને રાંડીરાંડ હતી પણ સઘળો શણગાર તેણે રાખેલો હતો; ત્યાંથી નગર થોડેક દૂર હતું, મંદીરમાં જોઈતી વસ્તુઓ તે બાઈ નગરમાંથી મંગાવતી હતી, અને તે બાઈ પવિત્ર જીવન ગાળતી હતી. તે શિષ્યની સાથે એકાંતમાં રહેવા લાગી, પરન્તુ તેની મનોભાવના પાપકર્મમાં તેમજ દુરાચારમાં રમવામાં પ્રવૃત થઈ નહિ. જેમ જેમ તે બાઈ પોતાના ધર્મને સાચવતી જણાઈ તેમ તેમ તે સાધુની કામના બહુ પ્રબળ થતી ગઈ. તે સાધુએ તેને હાથ જોડી કહ્યું કે તમે એકલાં છો અને આ મારી પાસે જે દ્રવ્ય છે તેનો ઉપયોગ કરી આપણે બંને સુખી થઇએ, અને આ સંસારનું સુખ ભોગવીએ, એમ કહીને તે સાધુ તેનો ગુલામ બનીને ત્યાં રહી તે બાઇની સર્વે સેવા કરવા મંડયો, સાધુની સર્વ પવિત્ર ભાવના જતી રહી અને પ્રભાતનો સંધ્યા સમય ને નિત્ય કર્મ તે ભુલી ગયો. ગુરૂ ગુરૂને ઠેકાણે રહ્યા અને તેણે સાધુતાનો સર્વ ધર્મ લોપ્યો. તે બાઇને રાજી કરવા સર્વ પ્રયત્ન ખરા મનથી કરવા લાગ્યો. તે બાઇએ પ્રતિજ્ઞા કરી કે મારે

છ માસનું વ્રત છે, તે પુરૂં થયા પછી હું તમારી સાથે સંસાર ભોગવી સર્વ ભાવના પુરી કરીશ; ત્યાં સુધી તમે નીચેના ઓરડામાં વાસ કરો અને મારા ઉપલા મંદિરમાં મારી સાથે રહેવાનો તમારો અધિકાર નથી, બાંવાને આ બોલવું ઘણું સારૂં લાગ્યું ને છ મહિના કાલે સવારે નીકળી જશે એમ ધારી ત્યાં રહેવાની ઇચ્છા જણાવી. કામનાને વશ થયેલો તે સાધુ હંમેશા આ સ્ત્રીનું ચિંતવન કરવા લાગ્યો, અને સંધ્યા પુજા વિગેરે તમામ ભૂલી જઇ સંસાર ભોગ ભોગવવાનું ભજન કરવા લાગ્યો. ભોજન લીધા પછી તે સાધુ મંદીરના ઓરડામાં ઘુમવા લાગ્યો એમ થોડા દિવસ વીતી ગયા. ત્યારપછી તે બાઇના નોકરો સાથે તે નગરચર્ચા જોવા નીકળ્યો; નગરમાં એક સુંદર ગલી હતી, ત્યાં અનેક પુરૂષો જુગટું રમતા હતા. આ નિહાળી તે બાવો પણ જુગટું રમવા બેઠો અને પોતાની પાસેનું સઘળું દ્રવ્ય હારી ગયો અને મનમાં વિચાર કરવા લાગ્યો, કે હવે મારા શા હાલ થાશે ? જે બાઇની સાથે આપણે સંસાર ભોગવવો છે કામ લીલામાં કૃતાર્થ થવું છે, જીવનનું સાર્થક કરવું છે, જંગલમાં રહેવું છે એ સઘળું મહારૂં સુખ હવે જતું રહેશે અને તે બાઇ હવે મારો સત્કાર કરશે નહિ. અરેરે ! હું જીતી બાજી હારી ગયો છું. ગુરૂના ફળ તો ફળની જગ્યાએજ રહ્યા અને અનેક વરસનું સંપાદન કરેલું મારૂં તપ રૂપી ધનને પણ હું ગુમાવી બેઠો છું. હવે આ બાઈ મુને કાઢી મુકશે અને ગુરૂજીને હું શું મુખ બતાવીશ ? હું મોહમાં પડયો ને જુગટું રમ્યો, જેથી પ્રાપ્ત કરેલું સઘળું ધન ખોઇ બેઠો, અને વળી તપ રૂપી અમૂલ્ય ધન પણ ગુમાવી બેઠો છું. તેને અનેક વિચાર આવવા લાગ્યા ને બડબડવા લાગ્યો કે સર્વે ગરથ ગયા પછી જ્ઞાન આવે છે તે શા કામનું ? વળી રાંડયા પછી ડહાપણ પણ શા કામનું ? આ બહુ ખોટું થયું એ પ્રમાણે તેને ઘણો જ પરિતાપ થયો; તે આભોજ બની ગયો,

અને એકે દશા સુઝી નહિ. ચિત્તને સ્થિર નહિ કરનારની બુદ્ધિ પણ ભ્રષ્ટ થાય છે, તેથી શુદ્ધ ભાવનાનો નાશ થઈ જાય છે. આ પ્રમાણે તે શિષ્યને ઉદ્વેગનો પાર રહ્યો નહિ તે નગરમાંથી પાછો ફર્યો અને તે નગરની બહાર એક વડના વૃક્ષ નીચે બેઠો એટલામાં તેના ગુરૂજી તેની ખોળને માટે નીકળેલા તે તેને છેટેથી માલુમ પડયા. શિષ્યે નાસવાનો પ્રયત્ન કર્યો પરંતુ ભુખ્યો હોવાથી એક ડગ પણ ભરી શકયો નહિ. ગુરૂજી ત્યાં આવ્યા અને તેને મળ્યા. સર્વે સમાચાર પુછ્યા કે તું અહિં ક્યાંથી? તે શિષ્ય કાંઇ જવાબ આપી શકયો નહિ. પરંતુ રોવા લાગ્યો. ગુરૂજીએ તેને આશ્વાસન આપ્યું, અને તેને સર્વે હકીકત સંભળાવવા આગ્રહ કીધો. શિષ્યે સઘળી હકીકત કહી બતાવી, જેથી ગુરૂજી બહુ જ વિસ્મય પામ્યા ને કહેવા લાગ્યા કે અધર્મનાં બે મોટાં સ્થાન છે, પારકું ધન ચોરવું–હરણ કરવું, એ મોટું પાપ છે, અને તે પાપે કરીને સંસારની ભાવના ઉત્પન્ન થાય છે, અને જીવો પરસ્ત્રી સાથે ભોગવિલાસમાં પડી દુરાચાર કરે છે. સ્ત્રી અને દ્રવ્ય, એ બંને ગમે તેવા જ્ઞાનીને પણ ભુલવણીમાં નાંખી દે છે. સર્વ પાપનું મુળ પારકું દ્રવ્ય અને પરસ્ત્રી ગમન છે. એટલો સુબોધ આપી ગુરૂએ તેને પાવન કરી પોતાના આશ્રમમાં લઇ જઈ કેટલાક ઉપવાસો કરાવી નિયમમાં દઢ કર્યો. માટે ધર્મના નિયમનો કદી પણ લોપ કરવો નહિ.

## મોત નજર આગળ તરે છે.

એક ત્યાગી ભક્ત હતા તે જંગલમાં રહેતા હતા ત્યાં તેમણે એક મોટો ખાડો ખોદાવી રાખ્યો હતો. એ ખાડા સામે તેઓ જોઈ રહેતા ને પ્રભુનું ભજન કરતા હતા એક બીજા ભકતે તે મહાત્માને આ ખાડાનું કારણ પુછ્યું. ત્યારે તો મહાત્માએ કહ્યું કે “માટીમાંથી ઉત્પન્ન થયા છે ને માટીમાં મળી જવું છે” એ માટે મેં એ ખાડો ખોદાવ્યો છે કારણ કે મોત નજર આગળ તરે છે કેમકે ભય વિના કદી પ્રભુનું ભજન થતું નથી.




## ગાય અને વાછડો.

કર્ણકી નામે ગામમાં એક મિત્ર બ્રાહ્મણ રહેતો હતો એનું નામ સુવાદ હતું સુવાદની મા મરવા પડી, પણ તેનો જીવ જાય નહિ, તેથી સુવાદે માતાને પુછ્યું "હે! માતાજી! તમારો જીવ શામાં રહ્યો છે તે કહો, એટલે તમારી મરજી હોય તે પ્રમાણે કરૂં." માએ જવાબ આપ્યો કે 'દીકરા' મારા મુઆ પછી મારાં હાડકાં ગંગામાં નાંખી આવવાનું તું વચન આપે તો મારો જીવ હમણાં જાય. સુવાદે તેમ કરવાનું પણ લીધું, તે ડોશીનો જીવ તરતજ ગયો. પોતાની માનું શ્રાદ્ધ વીગેરે ક્રિયાઓ કરી લીધા પછી તેના હાડકાં લઈ ગંગામાં નાખવા જવા સુવાદ પોતાને ગામથી નીકળ્યો. રસ્તામાં જતાં કોઈ એક ગામમાં તે એક બ્રાહ્મણને ત્યાં રાત રહ્યો. અહીં એક નવાઈ જેવી વાત બની. તે બ્રાહ્મણના ફળીયામાં એક ગાય હતી તેને દોહવાનો વખત થયો એટલે ઘરધણી બહારથી આવ્યો ને પોતાની સ્ત્રીને કહ્યું કે 'ગાય દોહવાનો વખત થયો છે માટે દોહી લો.' એમ કહી પોતે વાછરડાને પ્રથમ છોડયો અને ધવરાવવાને ગાય પાસે તે વાછરડાને લઈ જાય છે તેવામાં વાછરડાની ખરી બ્રાહ્મણના પગ પર આવીને બ્રાહ્મણનો પગ કચરાયો. આથી તે બ્રાહ્મણને બહુ ક્રોધ ચડયો, અને વાછરડાને બે ત્રણ કોણીઓ મારી તથા ધવરાવ્યા વીના પાછો ખીલે બાંધી દીધો. રાતે ઘરમાં સૌ ઉંઘી ગયાં હતાં ને માત્ર પેલો પરદેશી બ્રાહ્મણ જાગતો હતો. આ વખતે ગાયે રોવા માંડયું માને રોતી સાંભળી વાછરડાએ પુછ્યું 'હે! માતાજી! તમે કેમ રૂઓ છો? ગાયે જવાબ દીધો પુત્ર! તને બ્રાહ્મણે માર્યો ને ધાવવા પણ દીધો

નહિ તેથી મારૂં કાળજું બળે છે ને રોઉં છું. વાછરડે કહ્યું. પણ માતાજી તમે જાણો છો કે આપણે એ બ્રાહ્મણને આધીન છીએ, એટલે આપણો કાંઇ ઈલાજ રહ્યો નથી, તેમજ રોયે કાંઈ વળે એમ નથી તેથી રોશો નહીં, ગાયે કહ્યું પણ દીકરા તેં માર ખાધો ને વળી તને ભુખ્યો રાખ્યો એ દુઃખ કેમ સંખાય! માટે કાલે સવારે જ્યારે એ બ્રાહ્મણના દીકરાનો જીવ હું લઈશ ત્યારે જ મારા જીવને નીરાંત થશે. વાછરડો બોલ્યો, 'મા એવો પાપી વીચાર તમે કરશો નહિ—હશે આપણે આગલા અવતારમાં સારાં કામ નહિ કર્યાં હોય, તેનું તો આ ફળ હજી આપણે ભોગવીએ છીએ, ને પરવશ પડયા છીએ તેમાં વળી બ્રાહ્મણના છોકરાનો જીવ તમો લેશો તો બ્રહ્મહત્યા થશે, ત્યારે તો શી ખબર કે આપણને કેવો અવતાર આવશે!

ગાયે જવાબ દીધો કે, એ બધું હું સમજું છું પણ તારા ઉપરના અતી હેતને લીધે મારૂં મન કેમે સમજાવ્યું સમજતું નથી, છતાં જોઉં છું કે શું થાય છે? પેલા પરદેશી બ્રાહ્મણને પશુઓની ભાષા સમજવાનો અભ્યાસ હતો. તેણે આ બધી વાત સાંભળી, ને તેનું આચરણ જોવાનો નિશ્ચય કર્યો. સવારે ગાય દોહવાનો વખત થયો ત્યારે ઘરધણી બ્રાહ્મણ બહાર ગયો હતો. તેથી ગાય દોહતી વખતે તેનો દીકરો ગાય પાસે ઉભો રહ્યો ને બ્રાહ્મણી ગાય દોહવા લાગી. આ લાગ જોઇ ગાયે છોકરાને શીંગડું નમાવી નીચે પાડી નાંખ્યો, અને તેને પગવતી કચરી મારી નાંખ્યો. પછી જોરમાં આવેલી ગાય દોરડું તોડી નાઠી. ગાયને જતી જોઈ સુવાદ પણ તેની પછવાડે કૌતક જોવા ચાલ્યો. થોડેક દુર ગયા પછી ગાયે પાછું વાળી જોયું તો પેલા પરદેશી બ્રાહ્મણને પોતાની પાછળ આવતો જોયો. તેથી ગાયે પુછ્યું કે, 'અરે ભાઇ,' તું મારી પછવાડે શા માટે પડયો છે? મેં કાંઇ તારૂં બગાડયું નથી. બ્રાહ્મણે ઉતર દીધો કે; 'બ્રહ્મહત્યા જેવું ઘોર પાપ કરી તું કયાં જાય છે ને શું કરે છે એ જોવાની આતુ-

સ્તા મને તારી પાછળ ઘસડી લાવી છે. ગાયે કહ્યું 'ભાઇ, એ મહા પાપમાંથી છુટવાનો તો કોઇએ રસ્તો નથી છતાં પણ કોઇ બહુ પવીત્ર તીર્થમાં જઇ કરેલા પાપનો પસ્તાવો કરતાં બાકીનો આવરદા પુરો કરવા વિચાર છે, બ્રાહ્મણ પણ આ સાંભળી ખુશાલીમાં આવી ગયો ને કહ્યું કે 'હું પણ એવાજ પવિત્ર તીર્થની શોધમાં છું.' એમ કહી તેની સાથે ચાલ્યો. તે પછી કેટલેક દીવસે ગાય નર્મદા નદીના કાંઠે આવી. અહીં નંદીકેશ નામે પવિત્ર તીર્થ છે ત્યાં તે આવીને રહી ત્યાં રાત દીવસ પોતે કરેલાં મહાપાપનો પસ્તાવો કર્યા કરે ને નિત્ય મનમાં બળ્યા કરે કે—'દીકરા ઉપરના હેતથી ગાંડી ને આંધળી બનીને મેં બ્રાહ્મણનાં પુત્રનો જીવ લીધો! અરેરે! મને ભુંડીને એ શું સુઝયું? મને લેશ પણ વીચાર ન આવ્યો કે જેવો આ મારો દીકરો તેવો તે બ્રાહ્મણનો દીકરો છે, અને મને જ્યારે સહજમાં આટલું બધું દુઃખ થયું તો તે બ્રાહ્મણના પુત્રના મૃત્યુથી તે બ્રાહ્મણને કેટલું બધું થશે! આજ મારે શરીરે જે કાળો કોઢ થયો તે નક્કી એ બ્રહ્મહત્યાનું જ પાપ! હજી તો કેટલાંએ દુઃખ પડશે! ઓ પ્રભુ, મને ઉગાર! એવો બળાપો નિત્ય કરે ને સાંજ સવાર નંદીકેશ તીર્થના પવિત્ર નિર્મળ જળમાં નહાય. શુદ્ધ અંતકરણથી કરેલા પસ્તાવાથી તથા તે પવિત્ર જળના સ્નાનથી તેનાં પાપ જાણે બળવા માંડયાં હોય તેમ કેટલેક સમયે ધીમે ધીમે તેનો કાળો કોઢ મટતો ગયો ને શરીર પહેલાં હતું તેવું ઉજળું સફેદ થવા માંડયું. આ બનાવથી સુવાદની પણ તે તીર્થની પવિત્રતા વિષે ખાતરી થઇ. તેણે તીર્થમાં તેની માતાનાં હાડકાં નાખ્યાં ને પોતે માને આપેલું વચન પાર પાડયું.

## ગરજ વિષે.

આપ આપની ગરજથી,<br>
ગરજુ જગત જણાય;<br>
વગર દરદ ઘર વૈદ્યને,<br>
જરૂર કોઇ નવ જાય.

## લક્ષ્મી વિષે

### છપ્પા

### રૂપીઆના ગુણ.

તું કર પર ઉપકાર, તુંજપર પ્રાણ તજાવે,
તું ઓલવતો આગ, તુંજ બહુ દેશ દઝાવે.
તુંજ મેળાવે માન, તુંજ અપમાન અપાવે,
તું રક્ષણ કરનાર, તુંજ કદી શિષ કપાવે.
અવગુણ પણ તુજમાં અતી ઘણા,
થીરગુણના પણ થોકડા.
કહું શું તુજને દલપત કહે,
અરે રૂપીઆ રોકડા.

### દોહરો.

ઓ લક્ષ્મી તું અવનીમાં,
અદ્દભુત દેવી એક;
મોટા તુજ મહીમા થકી,
ઉપજે ખપે અનેક.
જીવન જેવી જગતને,
તું પ્રીય પ્રાણાધાર.
તુજ અર્થે જન તન તજે,
પામે કષ્ટ અપાર.
તું તોડાવે સંપને,
તું જોડાવે સંપ;
તુજ કારણ ભમતા ભમે,
જીવન પામે જંપ.
પુત્ર પીતા સાથે લડે,
પુત્રી સાથે માત;

લક્ષ્મી માટે લક્ષધા,
લડે ભ્રાતને ભ્રાત.
કંઇક કરે છે કાસદાં,
કંઇક કરે વેપાર;
ચોરી કરવા ચોરજન,
તુજ કારણ તૈયાર.
લાંચ ખાય છે લાંચીયા,
સતી તજે છે સત્ય;
ધર્મી કરે અધર્મને,
તે સૌ તારૂં કૃત્ય.

## દુઃખ વિષે.

સુખ દુઃખ સરજ્યાં ઇશ્વરે,
દયા ધરીને એમ;
કડવાં મીઠાં ઓસડો,
પાય જનેતાં જેમ.
દુઃખ દેવું પણ દેવનું,
દયા ભરેલું કામ;
મહા દયાથી રોગીને,
દે છે વૈદ્યો ડામ.
પ્રભુ કરે તે પ્રીતથી,
સહેવું ગણીને સાર;
પ્રભુસમ કો સારો નથી,
દીનદયાળ ઉદાર.
મોટી વેઠે આપદા,
તેનો જશ ઉચ્ચરાય;
નળ, પાંડવ ને રામની,
વાતો બહુ વંચાય.

જ્ઞાની કે અજ્ઞાની જન,
સુખદુઃખ રહીત ન કોઇ;
જ્ઞાની ભોગવે ધૈર્યથી.
મુર્ખ ભોગવે રોઇ.
ગર્વ મટે સુખ અવસરે,
દુઃખ અવસર હરખાય;
જો રાખે અક્ષર લખી,
આ દીન પણ વહી જાય
પસ્તાઇશ નહી પીપળા,
પેખી પાનખર માસ;
સદા નહી રહે આ સમય,
તનમાં ન ધરીશ ત્રાસ.
સુખ પાછળ દુઃખ દેખીયે,
દુઃખ પાછળ સુખ હોય;
દીવસ ગયે રાત્રી પડે,
રાત્રી પછી દીન જોય;
કષ્ટ સહન કીધા વિના,
પદ ઉંચું ન પમાય;
પારો તાપ અધિક સહે,
ઉંચો એમ જણાય.

## કરજ વિષે.

### દોહરા

કરજ કરીને જે કર્યા,
ખોટા વરા ખચીત,
ખરેખરા ખોટા વરા,
ચરર બાળે ચીત.

હળ લેખણ ખત ખેત્રને,
બ્યાજ એજ વડી વાડ.
વિખ બીજ નાણું વાવીયે,
થાય ઝેરનાં ઝાડ.
શબ ઉંચકે તે કાંધીયા,
અડતાં જન અભડાય,
બ્યાજખોર પણ કાંધીયો,
બમણું ત્રમણું ખાય.

## કૃષ્ણની કૃપાનું ફળ.

કુરૂક્ષેત્રમાં પાંડવ કૌરવના મહાભારત યુદ્ધ વખતે ભીમને અને દુર્યોધનને રણક્ષેત્રમાં સામસામી ઉતરવાનું હતું. દુર્યોધનને લાગ્યું કે ભીમ વધારે જબ્બરો છે એટલે કાંઇક યુક્તી થાય તો સારૂં. માતા ગાંધારીને આગલે દીવસે મળવા ગયો ત્યારે માતાએ કહ્યું કે' દુર્યોધન! તમે સહદેવ જોશીને પુછી આવો કે મારે જીતવા શું કરવું? દુર્યોધન કહે, માતા એ તો સામાવળીઓ, એ આપણને ખરી સલ્લાહ કેમ આપે? માએ કહ્યું 'ભાઇ! તારા મનને એમ છે, એતો તને ખરી સલાહ આપશે માટે એમને જ પુછજે, કે આવતી કાલે ભીમસેન સાથે યુદ્ધ છે, માટે શી રીતે જીતાય એવી યુક્તિ બતાવો. દુર્યોધન પાંડવો પાસે આવ્યો. કૃષ્ણ બેઠા હતા. ભીમ સમજ્યો કે કાલની કાંઇક તૈયારી કરી રહ્યો છે. યુધિષ્ઠિરે આવકાર દીધો. આવો મોટા ભાઈ, ભીમે કહ્યું કેમ દુર્યોધનભાઇ! ક્યાંથી ભુલા પડયા? એમ સૌએ બોલાવી બેસાડયો પછી દુર્યોધને સહદેવને પુછ્યું આવતી કાલે ભીમને ને મારે યુદ્ધ છે માટે હું જીતું એવો કાંઇ ઉપાય બતાવો, સહદેવે કહ્યું ભલે બતાવું. તમારાં માતા સતી છે ને એકાંતમાં એ પુછે કે કેમ સહદેવે કહ્યા પ્રમાણે તૈયાર છે? એમ કહે ત્યારે નગ્ન થઇ ઉભા રહેજો, એટલે એ હંમેશાં આંખે પાટા બાંધી રાખે છે તે આંખનો

પાટો છોડી તમારા શરીર પર નજર કરી જશે. એટલે આખો દેહ વજ્રનો થઇ જશે. પછી તમને ભીમ મારી શકશે નહીં. ભીમે આંખો કાઢી કે આવું બતાવે છે? પછી મારે કાલે જીતવું શી રીતે? દુર્યોધને ત્યાંથી વીદાયગીરી લીધી. કૃષ્ણને ફીકર પેઠી કે આ ભોળીયાએ તો બતાવી દીધું ને રોશ ન બતાવ્યો. તેથી કૃષ્ણ પરમાત્માએ દુર્યોધનના માળીનું રૂપ ધરી દુર્યોધન બીજે દીવસે સવારમાં માતાને મળવાને જતો હતો તેવામાં રસ્તેજ સારાં ફુલ ધરી શુકન કરાવ્યાં અને પુછ્યું કેમ આજે આટલા બધા હર્ષમાં ક્યાં જાઓ છો? દુર્યોધને બધી વાત કહી દીધી. માળીએ કહ્યું તમે કેવા વિશ્વાસુ છો. માત આગળ તે વળી નગ્ન ઉભા રહેવાય? અને એ તે તમોને ખરો રસ્તો બતાવે? દુર્યોધને માન્યું નહિ અને કહ્યું કે મારી માતાએ કહ્યું હતું એટલે તે ખોટો રસ્તો બતાવે જ નહિ, એ તો સતીયા લોકો. માળીએ કહ્યું, તમે એમ કરો. જુઓ, બીજું બધું નગ્ન શરીર ભલે રહે પણ કેડે એક ફુલનો તંગીયો ગુંથી આપું તે પહેરજો એટલે વસ્ત્ર પણ નહી. અને નગ્ન પણ નહિ. દુર્યોધનને એ વાત ગમી અને માળીએ તુરત તંગીઓ ભરચ્ચક ફુલનો ગુંથીને આપ્યો. માતા પાસે જઇ માતાને કહ્યું માતા, પુછીને આવ્યો છું. માતાએ કહ્યું 'ભલે જેમ કહ્યું હોય તેમ કરીને ઉભો રહે. દુર્યોધને કપડાં કાઢયાં અને કેડે માળીએ આપેલો તંગીયો પહેર્યો. માાતાએ પુછ્યું 'કેમ તૈયાર થયા? દુર્યોધને કહ્યું 'હા'. ગાંધારી માતાએ પાટો છોડી માથાથી તે પગ સુધી નજર કરી. તંગીઓ જોતાં ડોકું ધ્રુણાવ્યું અને મોઢું મચકોડયું, દુર્યોધને પુછ્યું કેમ માતા? મોઢું કેમ કડવું કર્યું? માતાએ કહ્યું 'આ તને પહેરવાનું વળી કોણે બતાવ્યું." જા બાપ, હવે એટલું સાચવજે બીજું તો વજ્ર થઇ ગયું. ચિંતા કરીશ નહિ.' દુર્યોધને કહ્યું કે 'એ તો આપણા માળીએ કહ્યું કે મા પાસે નગ્ન ઉભા ન રહેવાય! માટે લ્યો આ તંગીઓ ગુંથી આપું તે લેતા જાઓ' તેથી

કર્યું, માતાએ કહ્યું દુર્યોધન એ તો માળી નહી પણ વનમાળી હતો. હવે તારે એટલો જ ભાગ સાચવવાનો રહ્યો. મોત પણ એમાંથી જ આવશે. 'બીજે દિવસે ભીમસેન સાથે યુદ્ધ થયું. બંનેમાંથી કોઇ હાર્યા નહિ. ભીમસેન છુટથી ગદા વાપરેજ ગયો પણ વજ્રના દુર્યોધનને વાગે શેનું! માર ખાયા જ કરે. સાંજ પડતાં કૃષ્ણે રાખેલી જુક્તિ ભીમને બતાવીને કહ્યું કે કેડમાં લગાવ એટલે ભુકો થઇ જશે. ભીમે દુર્યોધનને જમીન ઉપર નાંખી નબળા ભાગ ઉપર એક ગદા દીધી કે રામ પોકારી દેહ મુકીને એનો પ્રાણાત્મા ભાગ્યો, માટે આ યુક્તિ પરમાત્માએ ન બતાવી હોત તો પાંડવોનો વિનાશ થાત.




## માઘ કવીની પત્નીની ઉદારતા.

માઘની જ્યારે પડતી સ્થીતી આવી ત્યારે તે ધારાનગરીમાં આવી પોતાનાં પુસ્તકો ઘરેણે મુકી પોતાનું ગુજરાન ચલાવતો હતો. જ્યારે તેના પાસે પુસ્તકો પણ ન રહ્યાં ત્યારે પોતે ગભરાવા લાગ્યો ને છેવટે પોતાને પ્રીય એવું જે શીશુપાલ વધ નામનું પુસ્તક લઇને ભોજ રાજા પાસે પોતાની સ્ત્રીને મોકલી. ભોજ રાજાએ પુસ્તક ઉઘાડી જોયું તો તેમાં નીચેનો શ્લોક નજરે પડયો. "ખરેજ દૈવ રૂઠતાં કર્મની ગતી પણ વિચિત્ર થાય છે. રાત્રિ પુરી થતાં ચંદ્રનો અસ્ત થાય છે અને સુર્ય ઉદય પામે છે, એટલે કુમુદો (પોયણીઓ) નું વન નીસ્તેજ–શોભાહીન થાય છે. અને કમલનું વન પુર્ણ શોભા ધરે છે; ઘુવડોનો આનંદ વીલાઇ જાય છે, ત્યારે રાત્રિનો વીરહ વેઠી કંટાળેલા પ્રેમી ચકવા ચકવીઓના યુગલ અતી આનંદમાં આવે છે.

આમ કુદરતી રીતે એકી વેળા એકને આનંદ તો બીજાને શોક થાય છે. અહોહો ! દુષ્ટ વીધી જેમની ઉપર પ્રહાર કરે છે તેની ગતી આવી જ થાય છે." ભોજ રાજાએ પ્રસન્ન થઇ માઘની સ્ત્રીને ત્રણ લાખ સોનામહોરો આપી તે ઉપડાવી પોતે પોતાના સ્વામી પાસે આવતાં હતાં ત્યાં રસ્તામાં બ્રાહ્મણો તથા બીજા ગરીબ લોકોએ માગણી કરતાં સર્વે ધન તુરત આપી દીધું ! કેટલું ઉદાર મન ! અન્યને સંતોષવામાં પોતાને તે હંમેશાં સંતોષ માનનારાં હતાં.

ધર્મપ્રીય ભારતવર્ષમાં આવા અનેક પ્રસંગો બનેલા છે. કર્ણ રાજાએ કુરૂક્ષેત્રની રણભુમીમાં રથ નજીક ઘવાઇને અશરણ પડયા છતાં સવા ભાર સોનું આપવાના પોતાના નીત્યના વ્રતના પાલન માટે વરણની અસહ્ય પીડા સહેવા છતાં તે હાથે જ પથ્થર લઇ દાંતને મઢેલું સોનું તોડી વીપ્રને તે દાનમાં આપ્યું હતું ? શું હરિશ્ચંદ્ર રાજાએ ઢેડને ઘેર રહી, પોતાનાં એકને એક અશરણ પુત્ર અને સ્ત્રીને વેચી, વિશ્વામિત્રને સંતોષ્યા ન હતા ? શું શીબી રાજાએ પોતાનાં અંગોનું માંસ સીંચણાને આપી, તેના પંજામાંથી પક્ષીને બચાવ્યું ન હતું ! શું દધીચી મુનિએ દેવોના કલ્યાણને અર્થે પોતાનાં હાડ ઈંદ્રને આપ્યા ન હતાં ? તો પછી પ્રકૃતિથીજ ઉદાર અને દાન ધર્મને જ મુખ્ય અને પરમ ગણનાર માઘના પત્નીના જીવનચરિત્રનો વિચાર કોરાણે મુકી દે અને સર્વ સમપર્ણ કરે, એમાં અસાધારણ નવાઇ જેવું કાંઇ નથી. જે હોનાર વસ્તુ હશે તે અવસ્ય હોશે જ, તેને અટકાવનારો કોઇ ઉપાય જો હોત તો, તો નળરાજા, રામચંદ્ર અને યુધિષ્ઠિર જેવા સર્વ સમર્થ રાજાઓ દુઃખથી લોપાયલા રહેત જ નહી.

## શાથી શું નાશ થયું જાણવું.

એક દીવસ પ્રાતઃકાળે ભોજરાજાનો પઢાવેલો પોપટ ઓચીંતો "નષ્ટમ" એમ બોલ્યો. તે ઉપરથી ભોજરાજાને તે વીષે પંડીતો પાસે એક શમસ્યાપૂર્તિ કરાવવાની ઉત્કટ ઇચ્છા થઇ. પછી યોગ્ય સમયે

બ્રાહ્મણ સભા ભરાતાં સૌ પંડીતો આવ્યા. તેમને સમસ્યા પુર્તી કરવાનું નીમંત્રણ કર્યું. તે ઉપરથી પંડીતોએ કહ્યું "નઠારૂં ભોજન મળે ત્યારે દીવસનો નાશ થયો" અર્થાત સારોયે દીવસ ખરાબ ગયો જાણવો, તેમ કુભારજા મળે ત્યારે સારીએ યુવાવસ્થા ખરાબ થઈ સમજવી, અને એ રીતે પોતાનું જીવન પણ નકામું ગયું સમજવું. કુપાત્ર પુત્ર નીવડે ત્યારે કુલ કલંકીત થયું જાણવું, કહો કે કુલ ઉજડ થવાનું એ ચિન્હ છે. અને જે વસ્તુ દાનમાં અપાઇ નથી તે સઘળી નાશ પામી. એળે ગઇ જાણવી, કારણ સત્પાત્રને અપાયલું દાન અવિનાશી છે, જ્યારે બીજું બધું નાશવંત છે.

## તલસાંકળી.

એક શ્રીમાન શેઠે પોતાની જીંદગીમાં લાખો રૂપીઆ પેદા કરેલા ને પોતાની વય પોણોસો વરસની થઇ ત્યારે તેને મંદવાડ આવ્યો હતો. તેઓ વ્યવહારમાં જેવા કુશળ હતા તેવા દાન પુણ્યમાં હતા નહી. તે જ્યારે મંદવાડની પથારીએ આવ્યા ત્યારે તેનો એક મિત્ર તેને મળવા આવ્યો હતો તે મીત્ર! તેનો દીલોજાન હતો. તેણે શેઠને કહ્યું કે શેઠજી! તમે તો હવે અમારી સોબત મુકી પરલોક જવાની તૈયારી કરો છો તો ભલે પણ મારૂં એક કામ આપને અવશ્ય કરવું પડશે. શેઠ કહે ઘણી ઘણી ખુશીથી કહો શું કામ છે! ત્યારે તે મીત્ર બોલ્યો કે મારા પીતાશ્રી દશ વરસથી પરલોકવાસી થયા છે, તેમનાં કપડાં સાવ ફાટી ગયાં છે તે સાંધવાની જરૂર છે માટે એક સોય તમે મહેરબાની કરી સાથે લેતા જાઓ તો મારા ઉપર મહદ ઉપકાર થાય! શેઠે કહ્યું કે મિત્ર મારૂં શરીર તો આંહી રહેવાનું છે ને હાથ વિના હું શી રીતે લઈ જાઉં! એ પરથી મીત્રે કહ્યું કે શેઠજી કરોડો રૂપીઆ મેળવ્યા છે તે સાથે તો નહી લઇ જવાય માટે કાંઇ દાન પુણ્ય કરો તો સારૂં. શેઠ તુરત પોતાના મીત્રનો મુદ્દો સમજી ગયા તેથી તેણે બીજે દિવસે પોતાના છોકરા પાસે વીશ તોલાની

સાંકળી પોતાની ડોકમાં પહેરવાની માગી. તે વખતે ઘણા માણસો બેઠા હતા ત્યારે કેટલાકે મોટા પુત્ર પાનાચંદને પુછ્યું કે બાપા શું કહે છે! ત્યારે તે કહે એ તો વેલછામાં તલસાંકળી માંગે છે તે માંદાને અપાય! એમ કહી વાત ઉડાડી નાંખી. ડોસો મનમાં સમજી ગયો કે અહો! મેં બધું મેળવ્યું છતાં આ વખતે કોઈ જવાબ દેતા નથી, માટે પ્રભુકૃપાથી જો આ મંદવાડમાંથી બેઠો થાઉં તો તલસાંકળીની મજાહ તેને દેખાડું. પ્રભુકૃપાથી તે મંદવાડમાંથી ચાર મહીને તે શેઠ બેઠા થયા ત્યારે પોતે પોતાના ઘરનો તમામ વહીવટ પોતાને હાથ કર્યો ને ઘરના સર્વે માણસોને બદરીનારાયણની યાત્રા અર્થે મોકલી વાંસેથી ડોસાએ તમામ ઘરબાર વેચી લાખો રૂપીઆનું દાન પુણ્ય કરી નાખ્યું. બદરીનારાયણથી તેના ઘરના સર્વે માણસો કાશીએ આવ્યા ને ત્યાં પૈસા ખુટવાથી પાનાચંદે તાર કર્યો પણ પૈસા શેઠે મોકલ્યા નહિ; તેથી કોઇના પૈસા લઇ પોતે ઘર આવ્યાં તો તે ઘરબાર તો વેચાઇ ગયાં હતાં ને ડોસો એક નાની ઓરડીમાં માળા ફેરવતો હતો તેના પાસે જઇ પાનાચંદ કહેવા લાગ્યો બાપા! ઘરબાર તો વેચાઈ ગયાં, હવે અમો કયાં ઉતરીએ! ત્યારે બુઢ્ઢાએ કહ્યું કે ધર્મશાળામાં. ત્યારે છોકરાઓએ કહ્યું બાપા! તમે આ શું કર્યું! શેઠ કહે દીકરાઓ! એ તો મેં તલસાંકળી કરી છે. તમે હવે તલસાંકળીનો સ્વાદ જોયો એમ કહી માળા ફેરવવા લાગ્યા. છોકરાઓ કોઈ ધર્મશાળા તરફ ચાલી નીકળ્યા.

## સૌથી મોટો કોણ?

એક વખતે ગંગારામ નામનો એક બ્રાહ્મણ શીવાલયમાં પુજા કરી રહ્યો હતો ત્યાં એક ઉંદરડી શીવાલયના થાળામાંથી ચોખાના દાણા વીણીને ખાતી હતી તે ગંગારામે દીઠું. તેથી તેના મનમાં એમ આવ્યું કે અહો! શીવજીથી પણ આ ઉંદરડી જબરી છે કે તેનાથી લેશ માત્ર બીતી નથી અને તે શીવલીંગપર આંટા મારે છે, ત્યારે ગંગા-

રામના મનમાં થયું કે શીવજી પોતેજ આ ઉંદરડીથી બીએ છે ને બ્હીને મુંગા થઈ ગયા છે. એ વીચારમાં ગરક થઇ ગયા ને પોતાના મનમાં વીચાર કર્યો કે શીવજીથી ઉંદર મોટા, માટે હવે મારે ઉંદરની પુજા કરવી જોઇએ. એમ ધારી બીજા દીવસથી તેણે ઉંદરની પુજા શરૂ કરી. ને માળામાં પણ ઉંદર મંત્ર જપવા લાગ્યા. પરવારી ઘેર આવ્યાને જમવા બેઠા. જમતાં પ્રસાદ તરફ નજર પડી ત્યાં ઉંદર ફરતો હતો. વેરાએલા દાણા વીણી ખાતો હતો. જમતાં ઉંદર દેવના દરશન થયાં. હાથ જોડી પગે લાગ્યાં. એટલામાં એક બીલાડી ફરતી આવી, ઝડપથી ઉંદર પકડી લીધો, ઉંદરથી છટકાયું નહીં આ જોતાં ગંગારામને લાગ્યું કે ઉંદર કરતાં તો બીલાડી મોટી, માટે એની પુજા થવી જોઇએ. બીલાડી જુએ કે પગે પડે ને દીવસમાં એકવાર પુજા કરે. એક વેળા જમીને ઓટલે બેઠેલા ઘરમાંથી બીલાડી નીકળી બીજે ઘેર જતી હતી, એવામાં એક લાલીઓ કુતરો ફરતો હતો તેની નજરે બીલાડી પડી. એકદમ દોડયો ને બીલાડીને કરડવા લાગ્યો. બીલાડી બુમેબુમ કરવા લાગી. ગંગારામ સમજ્યા કે બીલાડી દેવી કરતાં તો લાલીઆ કુતરાદાસ મોટા માટે એમની પુજા શ્રેષ્ટ અને જાપ પણ કુતરાદાસનાં જ થવા જોઈએ. બે ચાર દીવસ તેમ ચાલ્યું, એક વેળા બજારથી ઘેર આવ્યા ઘરમાં પેસતાં પોતાની જ સ્રી કુતરાને રોટલો નાંખવા નીકળેલાં. તુ તુ કરીને બેચાર કુતરાં ભેગાં કર્યાં. કકડો નાંખ્યો કુતરાં લડવા માંડયાં, સ્રીને ગુસ્સો ચડયો કે સીધાં ખાતાં નથી ને ભશ ભશ કરે છે. એક લાકડી લાવીને કુતરાને મારી અદશ્ય જોતાં ગંગારામના મનમાં એવો વીચાર આવ્યો કે સૌથી તો મારી બૈરી જ મોટી છે. કુતરાદાસને પણ સીધા કરી નાંખ્યા. તે દીવસથી જાપ ને પુજા ફેરવાઇ. પાંચેક દીવસ પછી બહારથી ગુસ્સામાં બ્રાહ્મણદેવ ઘરે. આવ્યા બૈરી પાસે પીવા પાણી માગ્યું. રસોડે કામમાં હતાં એટલે જરા વાર લાગી, બ્રાહ્મદેવનો મીજાજ

ખસ્યો. એકદમ એક પાડુ અને બે ચાર મુષ્ટીપ્રહાર કરી દીધા, થાકી હીંચકે બેઠો. ત્યાં વીચાર આવ્યો કે સૌથી તો હુંજ મોટો છું. અરે પણ એ હું તે ક્યો! આ વીચાર કરે છે તે કોણુ અને આ બધું વીપરીત ભાસે છે, એમ સર્વથી શ્રેષ્ટ સર્વોપરી તત્ત્વ પોતાનામાં જ વસે છે. એથી આશ્ચર્યનો પાર ન રહ્યો,

## સંગ પ્રમાણે રંગ ચડે છે.

કિંચીત કુસંગે રે, બોધ બગડે ઘણો રે,
પ્રત્યક્ષ તેનું છે પરમાણું,
મણ દુધ માંહે રે, છાંટો પડે છાશનો રે,
વળતી તેનાં બીજાં થાય વખાણ. કી૦
અલ્પ અનાચાર રે, નળને કળી નડયો રે,
જુગટે દીધો પાંડવને વનવાસ,
અસાધુને સંગે રે, આવી પડે આપદા રે,
વીષ જેમ કરે વપુનો વિનાશ. કી૦
ગંગા જળના ઘટને રે, મુકે મદીરા
વિશેરે પછી તેને કોય ન માને પવિત્ર
પુશ્ચલીની સંગે રે પળે જો પતી વરતા રે.
ચારૂ તેનાં ન ગાય ચરીત. કી૦
સારો કોઇ સજ્જન રે ચાલે સંગે ચોર રે
પાપીને પ્રસંગે પકડયો જાય.
ગાય સારી કોઇ દીન રે હરાયા સાથે હળેરે,
બીચારીને ગળું ડેરો બંધાય. કી૦
બ્રહ્મચારી ભુલે રે ભેટે કોઇ ભામની રે,
નીયમ તેનો સઘળો નિષ્ફળ થાય
સન્યાસીને સોનું રે અડે જ્યારે અંગમાંરે,
વૃથા વેશધારી સમો કહેવાય કી૦

વેરાગી વનિતામાં રે જઈ ભલો વસે રે,
બાવાની તો બુદ્ધિનો થાય બગાડ
ભ્રષ્ટ થાય જોગી રે, ભોગી ભેળો જો ભળેરે
ઝેરે જેમ જાય સમુળુ ઝાડ. કી૦
બુદ્ધિને બગાડે રે નિંદા ચાલે લોકમાં રે,
કહેવાય તેનું નામ કુસંગનું.
અફીણુ પીયે એદી રે, ઝોકાં ખાય જાગતાંરે
રહે નહી સારો શરીરનો રંગ. કી૦
તે માટે તપાસી રે, તન મનથી તજો રે,
ભજો એક ભકત વત્સલ ભગવત
છોટમ સંગ કરીયે રે, સાચા સુજન તણોરે,
જે મળે જ્ઞાની ઘણા ગુણવંત. કી૦

## પડી ટેવ તે તો ટળે કેમ ટાળી.

એક ડાહ્યા પુરૂષે એક કુતરાનો સ્વભાવ સુધારવા યુક્તિ યોજી. એક આખા ઓરડામાં દરેક દીવાલ, છત, બાજુ તથા જમીન ઉપર બારણાં બારી વીગેરે દરેક જગાએ આયના ગોઠવી દીધા–કાચમાં પ્રતિબિંબ હરેક જગાથી દેખાય તેમ કાચની તરાડે તરાડ મેળવી બધું જ જાણે કાચનુંજ હોય તેવો કાચ મહેલ–મંદીર ગોઠવી દીધું. એક બારણું અંદરથી ખુલી શકે તેવું રાખેલું તથા મંદીરમાં પ્રકાશ આવે તેવી યુક્તિ પણ રાખેલી જ હતી, એક કીરણુ એક ખુણેથી જતું અને તુરતજ બધા કાચમાં સામસામી પ્રતિબિંબની મઝા ગોઠવાઈ જતી. લાલુ કુતરાદાસને લાવી એક રોટલાનો ટુકડો ખાવા નાંખ્યો અને બારણું દીધું. કુતરો અંદર રોટલાનો ટુકડો મોંમાં લઇ ચોતરફ જોવા લાગ્યો–સામે જોયું તો બીજો કુતરો ખાવા યત્ન કરતો જોયો. નીચે જોયું, બાજુમાં, પડખે, દરેક સ્થળે બીજા અનેક કુતરા કોઈનું પુછડું. મોઢું, કોઇની બાજુ અરસપરસ અનેકાઅનેક બિંબ

પ્રતિબિંબ દેખાડયાં શ્વાન સ્વભાવે ભસવા મંડી પડયો. પોતાનો ટુકડો પડી ગયો, બધાના પડી ગયા, ગમત જાણી પોતે હુ-હુ-કરી ભસવાના તાનમાં લાગ્યો, બધાજ તેમ કરતા દેખાયા. તકતામાં માથું અફાળે કે સામો પણ તેમજ કરતો દેખાય. અરધા કલાસ સુધી ખુબ ભસી લીધું. બધાએ તેમ કરી લીધેલું જોયું. મંદીર જ એવું કે એકનાં અનેક સ્વરૂપ દેખાય. દરેક પડખાં બીજાનાં છે એમ ભાસ થતાં અર્ધા કલાકે થાકયો. કુતરાદાસ બેઠા, બધાજ દાસો બેઠા દેખાયા. પોતે એક હાથ ઉંચો કર્યો બધાએ તેમજ કર્યું, પોતે ટુકડો હાથમાં લીધો બધાએ લીધો. પોતે ખાવા માંડયું બધાએ તેમ કર્યું, પોતે ન ભસ્યો કોઇ ન ભસ્યું! અંતે જાણ્યું, કે અમથો ભશી મુઓ. રોગ તો પોતાનામાંજ ભર્યો છે. માટે પ્રભુ તો એકજ છે અને અનેકરૂપે સૃષ્ટિમાં ભાસ દેખાય છે, આત્મા એકજ સ્વરૂપ જુદાં પણ ભશ ભશ કરવાના સ્વભાવે જુદું જુદું ભાળી દ્વેષથી તેમ થયા કરે છે. દુનિયામાં જ્યાં જ્યાં કુતરાંજ ભશ ભશ કરી રહ્યાં છે. તે જો સમજાય તો સ્વભાવ બદલાય.

## ઈશ્વર સર્વવ્યાપક છે.

પ્રેમીજનના પાસ પ્રભુ છે,
દુર્જનિયાથી દુર જો,
કીડી કુંજર સ્થાવર જંગમ,
રામ રહ્યો ભરપુર જો.
સર્વ દેવની માંહી નિરંજન,
ઘટઘટ માંહી બોલ જો,
દયા કરે તે દર્શન પામે,
માયાના પટ ખોલ જો.
સચરાચર શોભી રહ્યો એક,
અંતરજામી રામ જો,

અણું માત્ર ખાલી ન મળે કાંઇ,
પગ ધરવાનો ઠામ જો.
જ્યાં જુઓ ત્યાં તેવો થઈને,
રસીએ રંગ મચાવ્યો જો.
પ્રીતમનો સ્વામી શામળીયે,
ભાળ્યો તેને ભાવ્યો જો.



## પ્રસંગ ચૌદમો

### મૂર્ખ શિષ્યની સમજણ.

જટીલ નામના એક મહાત્મા હતા તેને એક શિષ્ય હતો. તે એક વખત ભિક્ષા માગવાને એક સુતારને ત્યાં ગયો હતો તે વખતે સુતાર એક વાંસને તેલ ચોપડી અગ્નિના તાપથી પાંસરો કરતો હતો. તે જોઇ પેલા જડ બુદ્ધિ શિષ્યે સુતારને પૂછયું કે, આ શું કરો છો? સુતારે કહ્યું વાંકા થઇ ગયેલા વાંસને પાધરો કરૂં છું. મૂર્ખ શિષ્યે વિચાર્યું કે, મારા ગુરૂ પણ વાયુના વિકારથી વાંકા થઇ ગયા છે તેમને માટે આ ઉપાય સારો જણાય છે. સર્વને પાંસરા કરવાનો આજ પ્રકાર હશે એમ તેણે પોતાના મનમાં જાણી ઘેર આવી ગુરૂને તેલ ચોપડી અગ્નિમાં તપાવવા લાગ્યો. ત્યાં અગ્નિથી તેમના ગુરૂ મહાકષ્ટ પામ્યા. ગામના બીજા લોકોએ આવી આ મૂર્ખ શિષ્યને પારાવાર ઠપકો આપ્યો ને તેની મૂર્ખાઇ પર સર્વજણા હસવા લાગ્યા! આવી રીતે જગતમાં કેટલાક ઊંટ વૈદ્યો પણ દેખાદેખી કરી ઘણા પ્રકારના સત્યજ્ઞાન વિના અણહીત કરે છે. તેઓ કાચ અને કંચનને એક ગણી પોતાની મૂર્ખાઇનો લાભ લે છે તે જોઇને સુજ્ઞ પુરૂષો તેને સમજણ આપે છે કે ગોળ અને ખોળ એક નથી પણ જુદાં છે તેને મૂર્ખાઇથી આ વાત સમજાતી નથી.

## એક કન્યાને ત્રણ પતિ.

એક માણસને એક પુત્રી હતી તેને પરણાવવા માટે વરની શોધ કરવા તે પુત્રીનાં મા, બાપને ભાઇ ત્રણ જણા જુદાં જુદાં સ્થળે ગયા અને ત્રણે જણાયે ત્રણ વર સાથે જુદા જુદા વિવાહ કર્યો. વરો પણ પરણવા માટે એકી સાથે તેના ઘેર આવ્યા. પણ કન્યાને રાત્રિએ સર્પ કરડયો તેથી તે મરી ગઇ. પછી એક જણ તેની સાથે બળી મુઓ; બીજો જ્યાં કન્યાને બાળી હતી ત્યાં નજીકમાં બેસીને ઉપવાસ લાગ્યો અને ત્રીજાએ તે દેવતાના આરાધનથી તેને જીવતી કરી. હવે કહો કે તે કન્યા કોની સાથે પરણાવવી. જે સાથે બળી મુઓ હતો તે તેનો ભાઇ થાય કારણ કે તે ફરીથી જીવતો પણ કન્યાની સાથે જ થયો. અને જેણે તે બંનેને જીવાડયા તે પીતા થાય ને જે ઉપવાસ કરતો હતો ને ત્યાં જ બેસી રહ્યો હતો તે તેનો ભરથાર કહેવાય.

## મહાત્માના દર્શનથી થયેલો વૈરાગ્ય.

એક રાજાના કુમારની ૭ વર્ષની અવસ્થા હતી તે અરસામાં એક મહાત્મા પુરૂષ રાજ્ય દરબારમાં આવ્યા હતા. તેણે એકદમ જનાનખાનામાં જઇ અભયકુમાર પુત્રને દર્શન દીધાં. તે વખતે કુમારે મહાત્માને પ્રશ્ન પુછ્યો કે આપ કોણ છો? અને કયાં રહો છો? ત્યારે મહાત્માએ કહ્યું હે ભદ્ર! અમો જગતના ગુરૂ છીયે અને જંગલમાં પર્ણકુટી બાંધી રહીએ છીએ. ત્યારે અભયકુમારે કહ્યું કે હું આપની પર્ણકુટીના દર્શન કરવા આપની સાથે આવું છું, મહાત્માએ ઘણા આનંદ ને પ્રેમથી અભયકુમારને સાથે લીધો. આશ્રમમાં આવ્યા પછી મહાત્માના ગુરૂનાં દર્શન કર્યા પછી એકદમ રાજ પુત્રને વૈરાગ્ય ઉત્પન્ન થયો અને તુરત રાજ્યદરબારમાં આવી પોતાના પીતાને પ્રેમથી કહેવા લાગ્યો હે તાત! હું સંસારથી વૈરાગ્ય પામ્યો છું અને તેથી મારે

સાધુ થવું છે માટે તમે પ્રેમથી રજા આપો! ત્યારે રાજાએ કહ્યું પુત્ર! હજુ તમારી વય નાની છે તમે વૈરાગ્ય તથા દીક્ષામાં શું સમજો! માટે આવો દુરાગ્રહ કરવો મુકી દો. તમે બાળક છો! તે શું જાણો કે દીક્ષા કેવી છે, કુમારે કહ્યું હે માતપીતા? હું જે વસ્તુને જાણું છું તેને નથી જાણતો અને જેને નથી જાણતો તેને જાણું છું. માતાએ કહ્યું તે એમ કેમ! પુત્રે કહ્યું, "હે માત! જેવો જન્મ્યા છે તેઓને અવશ્ય મરવું છે, તે હું જાણું છું, પણ ક્યારે અને કયે સ્થાને અને શી રીતે મરવું છે તે નથી જાણતો. વળી જીવો કયા કર્મથી નરકગતિમાં જાય છે તે નથી જાણતો છતાં પોતાનાં કરેલાં કર્મથી નરકે જાય છે એમ જાણવું. આવી અનેક યુક્તિથી માતા પીતાને સમજાવી તે કુમાર દીક્ષા લેવાને માટે તપોવનમાં ચાલ્યો ગયો.

## ઘરને નહિ વખાણવાનું કારણ.

પાટણમાં સિદ્ધરાજ જયસિંહનો જ્યારે અમલ ચાલતો ત્યારે તે વખતના એક શ્રીમાને લાખો રૂપિઆ ખર્ચીને એક સુંદર મકાન બનાવ્યું હતું તેથી રાજાના મહેલ કરતાં પણ તે મકાન વિશેષ સુંદર દેખાતું હતું. તે મકાન જોવાને માટે ગામના ઘણા મનુષ્યો ખાસ આવતા હતા. એક વખતે એક મહાત્મા તે મકાનમાં અચાનક આવી ચડયા તેના પાસે શ્રીમાને સદરહુ મકાનની ઘણી પ્રસંશા કરી, પણ મહાત્માએ તે મકાનને લેશ માત્ર પણ વખાણ્યું નહિ ત્યારે તે શ્રીમાન પોતાના મનમાં દીલગીર થઇ મહાત્માશ્રીને વિનયથી કહેવા લાગ્યો કે મહારાજ! મારા મકાનને ગામના સર્વે લોક વખાણે છે ને આપ નથી વખાણતા તેનું શું કારણ છે? ત્યારે મહાત્માએ કહ્યું હે શ્રીમાન! જે ઘરમાં ખાંણીઓ, ઘંટી, ચૂલો, પાણીયારૂં અને સાવર્ણી એ પાંચ વાનાં હોય તે ઘરને મહાન પુરૂષો કદી પણ વખાણતા નથી, કારણકે તે પાંચ ઠેકાણે પાપ થવાનો

સંભવ છે કારણકે સુઘરી, કાગડા, અને ચકલી વિગેરે અનેક પક્ષીઓ પોતાને રહેવાને માટે ઘર (માળા) બાંધે છે પરન્તુ તેમાં પુણ્ય થાય નહિ.

## વસંતઋતુ અને આંબાનું વૃક્ષ.

કોઇ એક નગરમાં રાજાની પુત્રી અને ચીતારાની પુત્રીને બહુ સ્નેહ હોવાથી બન્ને જણીઓએ સંકેત કર્યો કે, "આપણે બન્ને એકજ પતિને પરણીશું." પછી કોઇ વખતે તે બન્ને જણીઓ કોઇ ધૂર્ત ગાયક પુરૂષનાં મધુર ગાયનને સાંભળી તેના ઉપર મોહ પામી તેને વરવા માટે ચાલી, એટલામાં રસ્તે તેમણે કોઇ પુરૂષ પાસેથી એક ગાથા સાંભળી. તે ગાથાનો ભાવાર્થ આ પ્રમાણે હતો:—વસંત ઋતુ કહે છે કે, હે આંબા જેમ બીજા કરેણુ વિગેરે અધમ વૃક્ષો હંમેશાં ફુલ્યાં ફાલ્યાં રહે છે તેમ તારે અધિક માસ છતાં પણ મારા (વસંત) વિના ફળવું ઘટતું નથી, કારણકે નીચ હોય તેજ આડંબર કરે છે; બીજા કરતા નથી." આ ગાથા સાંભળી રાજપુત્રી વિચાર કરવા લાગી કે, "અહો! આંબાને વસંત ઋતુએ ખરેખરો ઠપકો આપ્યો છે. જો કે કરેણુ વિગેરે અધમ વૃક્ષો હમેશાં પ્રફુલ્લિત થએલાં રહે છે, પણ તેમ રહેવાથી શું? ઉત્તમ વૃક્ષોને તે હમેશાં પ્રફુલ્લિત રહેવું ઘટતું નથી. રાજપુત્રીએ આ પ્રમાણે વિચાર કરી ત્યાંથી તુર્ત બીજું બાનુ કાઢી પાછી ફરીને ચિતારાની કન્યા ધૂર્ત પુરૂષના સંગથી બહુ જ દુ:ખી થઇ. માટે જેને જ્ઞાન અને સમાગમ નથી તે શાસ્ત્રનાં વચન કદી સમજતો નથી. તે પોતાની મનસ્વી રીતે ચાલી અંતે હેરાન થાય છે.

## દિલીપ રાજાની ગાયની સેવા.

દિલીપ રાજાને પુત્ર નહિ હોવાથી તેણે ગાયની સેવા કરવા માંડી. એક વખત તે પોતાની ગાયને જંગલમાં લઇ ગયા હતા તે વખતે ગાય એક ગુફામાં જતાં સિંહ બહાર નીકળી તેને ખાવા માટે

દોડયો તે ગાય કામધેનુ હતી. દિલીપ રાજાને આ વાતની ખબર પડતાં રાજાએ પોતાની પાસે તીરકામઠું હતું તે ચડાવ્યું, પણ રાજા સમજદાર હતા તેથી વિચાર કર્યો કે સિંહ એ નરસિંહ અવતાર છે માટે તેના પર તીર મારવું મુનાશબ નથી. એમ ધારી તેઓ સિંહ પાસે જઇ વિનંતી કરવા લાગ્યો કે હે કેસરસિંહ ? મારી ગાયને તમે મારો નહિ ? કેમકે તે મારી પાળેલી ગાય છે. ત્યારે સિંહ બોલ્યો કેઃ– હે રાજા હું આજ દશ દિવસનો અપવાસી છું ને મને ભુખ ભારે લાગી છે ત્યારે રાજા કહે–હે કેસરીસિંહ! જો આપને ભુખ લાગી હોય તો મને મારીને ખાઓ પણ મારી પાળેલ ગાયને મારો નહિ ? કેમકે એ ગાય મારૂં જીવન છે એટલું બોલી દિલીપ રાજા એકદમ સિંહના મુખ આગળ આવીને ગાયના માટે પોતાના અમૂલ્ય શરીરનો ભોગ આપવા બેઠા ને મુખથી બોલ્યા કે, "મારા માબાપના પેટે મેં જન્મ લીધો તેનું આજ સાર્થક થયું." તુરત સિંહે તેના મસ્તક પર હાથ ફેરવી તેને એવો આશિર્વાદ દીધો કે હે રાજા તારી ધીરજને સત્યપણું જોઈ હું ઘણોજ પ્રસન્ન થયો છું. જા તને એક પુત્ર થશે. એ વરદાનથી રામચંદ્રજીના વંશમાં પુત્રનો જન્મ થયો. એ દિલીપ રાજાનો પુત્ર રઘુ તેના પછી અજ તેનો પુત્ર દશરથને તેના રામ થયા. માટે એક નિષ્ટાથી કરેલી સેવાનું ફળ કદી પણ ફોગટ જતું નથી.

## મીઠાનું માહાત્મ્ય.

એક વખત શ્રીકૃષ્ણ પરમાત્માને સર્વ સ્ત્રીઓએ મળીને પ્રશ્ન કર્યો કે હે પરમાત્મા ! આપણને અમારા પૈકી કોણ કેવા પ્રકારે પ્રિય છે ત્યારે કૃષ્ણ ભગવાને કોઈકને સાકર સરખી, કોઇને અમૃત સરખી ને કોઇને બીજા મીઠા શબ્દની ઉપમાં આપી, પરંતુ સર્વ સ્ત્રીઓથી શ્રેષ્ટ અને પ્રિય એવી રૂખમણીને મીઠાની ઉપમા આપી. તે ભાષણ કાંઇ રૂખમણીજીને રૂચ્યું નહિ અને તેમનું મોં ઉતરી ગયું એટલે શ્રી કૃષ્ણ પરમાત્માએ મીઠાનું મહાત્મય રૂખમણીજીને સિદ્ધ કરી બતાવ્યું

કે મીઠું જાતે ખારૂં છે પણ સર્વ વસ્તુને પોતાના યોગથી મીઠી બનાવે છે માટે તેનું નામ ગુણ પ્રમાણે "મીઠું" પાડયું છે. તે સમુદ્રમાંથી બને છે. તેના વિના આપણને સુખ થતું નથી. પરંતુ મીઠા સિવાય કોઇ ભોજન મિષ્ટ થતું નથી. આવા મીઠાના મહાત્મ્યથી રૂખમણીજીના મનનું સમાધાન તુરત થઈ ગયું.

## સદ્‌ગુરૂ ને દેવ પાસે કાંઈ માગવાની જરૂર નથી.

એક કુલીન બાઈ હતી. તે પોતાને સાસરે હતી ત્યાં તેની સાસુ તથા સસરો ને તેનો પતિ તથા બીજા ઘણા લોકો સાથે રહેતી હતી. તે બાઇ સંતોષી ને સુખભાવી હતી, રાત્રિદીવસ ઘરનું કામકાજ કરી સાસુ સસરાની પુજ્યભાવે સેવા કરતી હતી, પરન્તુ તેના પહેરવાનાં કપડાં જુનાં થઇ જવાથી ફાટી ગયેલાં હતાં. તે બાઇ ફુરસદને વખતે પોતે સાંધીને પહેરતી પણ પોતાના પતિ અગર સાસુ સસરાને કદી પણ નવાં કપડાં માટે વિનંતી કરતી નહિ. છેવટે તેનાં પહેરવાનાં કપડાં એટલાં બધાં જીર્ણ થઇ ગયાં કે સાંધવાં પણ દુર્લભ થઈ પડયાં તો પણ તે બાઇ ગાંઠો દઇ ચલાવતી પણ પોતાના મુખથી કદી નવાં લુગડાં લ્યો એવું તે બાઇ બોલી નહી અને તેનાં સાસુ સસરાએ તે સંબંધી વિચાર પુછ કરી નહિ, તેથી આવી સ્થિતીમાં તેને એક વર્ષ થઇ ગયું. એક દિવસ પોતાના સસરાને ચા નો પ્યાલો દેવાને જતાં તેના સાસરાએ વહુનાં ફાટેલ કપડાં ગાંઠો દીધેલ દીઠાં તેથી તેને પુછ્યું, કે આવાં ફાટેલાં કપડાં તમે પહેરો છો ને ગાંઠો દઈ ચલાવો છો પણ મને કોઇ દિવસ કેમ તમે જણાવ્યું નહિ ? ત્યારે તે બાઈ મર્યાદા રાખીને બોલી કે, સર્વ સ્થિતી આપ જાણો છો ને હંમેશા જુઓ છો ત્યારે મારે બોલવાનું તથા માગવાનું શું કારણ ? સમાધાન વૃત્તિથી ઉત્તર દેવાથી સાસુ સસરાને બહુ જ આનંદ થયો ને પોતે તુર્ત વહુને માટે નવાં કપડાં મંગાવી આપ્યાં. માટે કુળવાન દીકરીઓનું લક્ષણ છે કે સાસુ સસરા પાસે લુગડાં

ઘરેણાં માટે કદી પણ કંકાસ કરવો જોઇતો નથી. તેજ પ્રમાણે આપણી સ્થિતી પરમાત્મા જાણે છે કારણકે તે અંતરજામી છે માટે તેમના પાસે આપણે કાંઇ માંગવું નહિ. તે પોતાની મેળે જેની જેવી સ્થિતી તે પ્રમાણે ટાઇમસર આપે છે. માગવાથી મનુષ્યની ભકિતનું ફળ જતું રહે છે. માટે નિષ્કામ ભકિત કરવી એ ઉત્તમ છે.




## મહાત્મા અને ભૂપતિ.

એક મોટા રાજાએ એક વખત એક પુણ્યવાન મહાત્મા પાસે આવીને કહ્યું, હે મહાપુરૂષ! મને શાંતિ થાય એવો સરલ ઉપાય બતાવો. ત્યારે મહાત્માજીએ તે રાજાને કહ્યું કે હે રાજા, તારે ખરી શાન્તિ જોઇતી હોય તો તું નશ્વર ચીજોનો સત્વર ત્યાગ કરી દે કારણ કે એ નશ્વર ચીજોજ હમેશાં દુઃખ દેનારી છે. કેમકે તું માને છે કે રાજ્યમાં સુખ છે પણ ખરૂં સુખ તેમાં નથી. કારણ કે જો સત્ય સુખ રાજ્યમાં હોય તો મોટા મોટા રાજાઓ રાજ્ય છોડીને શા માટે જંગલમાં જઇને રહે? તે વિષે મહાત્મા તુલસીદાસજીએ કહ્યું છે કે,

### સાખી.

ઉંચા ઉંચા સબ ચલે, નીચા ચલે ન કોય;
તુલસી નીચા જો ચલે, ધ્રુવસે ઉંચા હોય.
મીઠા મીઠા સબ કોઇ ખાય, કડવા ન ખાય કોય;
તુલસી કડવા વો ખાય, સબસે મીઠા હોય.

માટે જે તને દુઃખ દેનારી વસ્તુ માયા છે તેને તું વળગી રહ્યો છે અને શાન્તિને તારે ગ્રહણ કરવી છે માટે એ માયા તથા

સંસારના ખોટા વૈભવ જ્યાંસુધી મનુષ્યથી છુટતા નથી ત્યાંસુધી તેને લેશ માત્ર શાન્તિ થતી જ નથી. અગ્નિ પાસે નિરંતર રહેવું ને શિતળતાની ઈચ્છા રાખવી એ કેમ બને! લોટ ખાવો ને ભસવું એ સાથે કદી બને જ નહિ! માટે હે રાજા! તારા ખોટા ને તુચ્છ વૈભવનો સત્વર ત્યાગ કરી એકાંતવાસમાં આવી સંતસમાગમ કરી લે કે જેથી તને મનુષ્ય દેહનું મહાત્મ્ય જણાશે કે આ મનુષ્ય દેહ ખરેખર ચિંતામણી સમાન છે.

## રાણી અને ઝવેરીનો પુત્ર.

એક નગરમાં એક રાજા રાજ્ય કરતો હતો. તે એક દિવસે શિકાર માટે જંગલમાં નિકળ્યો હતો. તે વખતનો લાભ લઈને તેની રાણી પોતાનો રથ જોડાવી નગર ચર્ચા જોવા નિકળી હતી, ત્યાં એક દુકાન ઉપર એક ઝવેરીનો પુત્ર રત્ન વેચવાને માટે બેઠો હતો તેને રાણીએ પડદો ઉંચો કરીને જોયો. તે ઘણો જ સ્વરૂપવાન હોવાથી રાણીએ તેને રત્ન લેવાનું બાનું કરી અંતઃપુરમાં દાસી સાથે તેડાવ્યો. જેવો તે ઝવેરીનો પુત્ર રાણીવાસમાં દાખલ થાય છે તેવામાં અચાનક રાજાની સ્વારી આવી ચડી. રાણી એકદમ ગભરાઈ ને રાજા આવતાં પહેલાં આ નિર્દોષ ઝવેરીને પાયખાનાની ગટરમાં ધક્કો મારી નાંખી દીધો. તેના ઉપર રાજાએ તથા રાણીએ શૌચવિધી કીધો. પ્રભાતના પહોરમાં પાયખાનું સાફ કરવાને માટે જેવો ભંગીયો આવ્યો કે તેને એમ લાગ્યું કે પાયખાનાના નળમાં કોઈ મનુષ્ય છે એટલે તેને દયાથી તે ભંગીયે ખેંચી કાઢયો. પેલા ઝવેરીના પુત્રે બે અમુલ્ય રત્ન ભંગીયાને આપ્યાં ને દીન વાણીથી કેવા લાગ્યો કે મને નદીના આરે કૃપા કરીને પહોંચાડ. ભંગીઓ બહુજ દયાળુ હોવાથી પોતાની ટોપલીમાં બેસાડી તેને નદી કાંઠે લઈ જઈ સાફ કર્યો. થોડીવારે તે સાવધ થઈ પોતાને ઘેર ગયો. હવે કહો કે જો રત્ન લેવાને ઝવેરીના છોકરાને રાણીસાહેબ બોલાવે તો બીજીવાર જાય કે? ના નહિ જ.

તેવી જ રીતે આપણે કુંભીપાકમાંથી મહામહેનતે પ્રભુની દયાથી નિકળ્યા છીયે ને ફરીને તેની આશા જેને રહે તે મહા મૂર્ખ નહિ તો કોણ કહેવાય? માટે આ ચિંતામણી તુલ્ય મનુષ્ય દેહનું મહાત્મ જાણીને પ્રભુની ભક્તિ કરીને અક્ષર સુખની હંમેશાં આશા રાખી સંતસમાગમ કરી લેવો એમાં જ ખરૂં સુખ સમાએલું છે, નહિ તો પછી વખત જતાં પસ્તાવાનો પાર નહિ રહે! આજકાલ કે બે દિવસ પછી આપણી મુસાફરીનો હીસાબ દેવા પરમાત્માની હજુરમાં સૌને જવાનું છે એ તો નકી જ છે.

## મહાત્માના દર્શનથી થતો લાભ!

એક વખત શ્રીકૃષ્ણ પરમાત્મા નિવૃતિથી બેઠા હતા તેવામાં એકાએક નારદજી આવી ચડયા. તેમને શ્રીકૃષ્ણ પરમાત્માએ પોતાનું બેસવાનું આસન આપી તેમની પુજા કરી. નારદજીને આથી ઘણો ખેદ ઉત્પન્ન થયો કે મને આસન આપી શા માટે શ્રીકૃષ્ણ પરમાત્માએ મહારી પુજા કરી? ત્યારે ભગવાન બોલ્યા કે મહારા કરતાં હે નારદજી! તમારી યોગ્યતા મોટી છે, ત્યારે નારદજી કહે કે હે મહારાજ! અનંત કોટી બ્રહ્માંડના પતિ કરતાં મહારી યોગ્યતા શી રીતે મોટી તેનું કારણ મને કૃપા કરી સમજાવો. ત્યારે ભગવાન કહે જે વાત મારાથી બનતી નથી તે તમે બનાવી શકો છે. તેની ખાતરી તમારે કરવી હોય તો ગંગા નદીના કાંઠે એક શેકટાનું ઝાડ છે તેના પાંદડા ઉપર એક કાંકડી રહે છે. તેના પાસે તમે જઇને પુછશો એટલે તેનું મહાત્મ તે યથાસ્થિત તમને સંભળાવશે. નારદજી તો આનંદમાં ગંગા નદીના કાંઠે ચાલી નીકળ્યા. ને જેવા સેકટાના ઝાડ પાસે જઇ કાંકડીને પ્રશ્ન કરે છે તેવામાં કાંકીડો મરણને શરણ થયો. આથી નારદજીને મનમાં બહુજ દુઃખ ઉત્પન્ન થયું કે મારે લીધે આ કાકીડાનું મરણ થયું. ભગવાને મને વિના કારણે નિમીત્તભૂત કર્યો. સત્વર પોતે ભગવાન પાસે આવી કહેવા લાગ્યા મહારાજ! આવુંજ કરજો. મને

વિના કારણ હત્યા ચડાવી! ત્યારે ભગવાન કહે નારદજી! ધીરજ રાખી બીજીવાર જમના નદીને કાંઠે એક ગાય ઉભી છે તેને જઈ પુછો એટલે તમને સર્વ મહાત્મ જણાવશે. નારદજી ભગવાનના વચનમાં વિશ્વાસ રાખી પુનઃ ગયા પણ જેવા જાય છે તેને જોઇને તુરતજ ગાય મરણને શરણ થઈ તેથી નારદજીને તો ભગવાન ઉપર બહુ જ રીસ ચડી, અરે ભગવાન તો મારી મશ્કરી કરે છે. મારાથી એ જીવની હિંસા થઈ. આ પાતકમાંથી હું ક્યારે છુટીશ? નારદ વિલે મોઢે પુનઃ ભગવાન પાસે આવી કહેવા લાગ્યા મહારાજ! આવી રીતે શા માટે મને હેરાન કરો છો? ભગવાન કહે હે નારદજી એનો મર્મ તમને ખરી રીતે હવે સમજાશે. તમે એક રાજાને ત્યાં જાઓ તેને કુંવરની પ્રાપ્તી થઈ છે તે કુંવર તમને સંપૂર્ણ મહાત્મ જણાવશે. ભગવાનના વચનમાં પુનઃ સંપૂર્ણ વિશ્વાસ રાખી નારદજી તે રાજાના દરબારમાં ગયા. ત્યાં રાજા રાણી બહુ આનંદ પામ્યાં કે આપણાં ધન્ય ભાગ્ય કે આપણે ત્યાં નારદજી પધાર્યા? રાજાએ રાણીને કહેવરાવ્યું કે કુંવરને નારદજીને પગે લગાડો. તુરત દાસી કુંવરને તેડી નારદજી પાસે આવી પગે લગાડયો ત્યાં કુંવર હસવા લાગ્યો ને નારદજી પ્રત્યે કહેવા લાગ્યો હે મહામુની! પૂર્વે હું કાંકીડો હતો ને આપના સહેજ દર્શનથી મારાં સર્વ પાપ બળી જઇ મને મનુષ્ય જન્મ મળ્યો અને તેમાં પણ આવો રાજયોગ થયો એ આપ જેવા મહાત્માના દર્શનનું ફળ છે. ખરેખર મહાત્માના દર્શનથી ચોરાસી લક્ષ યોનીનું મહાદુઃખ મટી જઇ તેને ખરેખર અક્ષય સુખ મળે છે! કેમકે મેલ ગાડી નાનાં સ્ટેશન કરતી નથી તે હમેશાં મોટાં સ્ટેશને ઉભી રહે છે તેજ પ્રમાણે આપનાં દર્શનથી મારાં ચોરાસી લક્ષ યોનીના દુઃખ સહેજવારમા ફક્ત આપના પવિત્ર દર્શનથી મરી જઇ મને આ મહાનપદ મળ્યું છે એ પ્રતાપ આપનો જ છે. નારદજીને પણ ખાતરી થઈ કે ભગવાન કહેતા હતા તે ખરી વાત! માટે મહાત્માની

પદવી હંમેશા મોટી હોય છે. જેમ પારસના પ્રસંગમાં લોઢું આવે તો સહેજ વારમાં સોનું થાય છે તે પ્રમાણે મહાત્માના સહેજ વારના પ્રસંગથી પારસમણી રૂપે થઈ જવાય છે.

### ફેરેદુન બાદશાહના દરવાજા ઉપરનો મહા લેખ.

"અરે ભાઇ ! આ દુનિયાનો મેળો, કોઇ કાયમ નથી આ સંસારમાં આવીને તારા દિલને તું પરમેશ્વરના રંગથી, એટલું જ તારૂં મુખ્ય કર્તવ્ય છે. દુનિયાની શહેનશાહત ઉપર હું ભરોસો રાખીશ નહિ. કારણકે પવિત્ર આત્મા (જીવ), જ્યારે આ દેહમાંથી નીકળી જાય છે; ત્યારે બાદશાહ તખ્ત ઉપર મરે; અને ગરીબ જમીન ઉપર મરે, તે સરખુંજ છે."

### જનક રાજાનો વિચાર.

अद्य ये महतां मूर्ध्नि, ते दि[illegible]ः ।
हंत चित्त महत्तायाः, कैषा विश्वस्तता तव ॥ १ ॥
क्व धनानि महीपानां, ब्रह्मणः क्व जगंति वा ।
प्राक्तनानि प्रयातानि, केयं विश्वस्तता तव ॥ २ ॥
कोटयो ब्रह्मणां याता, गताः सर्गपरंपराः ।
प्रयाताः पांसुवद्भूपाः, का धृतिर्मम जीविते ॥ ३ ॥
येषां निमेषणोन्मेषौ, जगतः प्रलयोदयौ ।
तादृशाः पुरुषा नष्टा, मादृशां गणनैव का ॥ ४ ॥

(જીવનમુક્તિ વિવેક)

અર્થ—અહો ! જેઓ આજ મોટામાં મોટા છે; તેઓ પણ અમુક દિવસે નીચે પડશે. તો હે ચિત્ત ! તને મોટાઇનો ભરોસો કેમ રહે છે ? (મોટાઇમાં સ્થિરતા તેં ક્યાં દેખી ?) પૂર્વે મોટા ધનવાન રાજાઓ થઈ ગયા; તેમનાં ધન ક્યાં ગયાં ? બ્રહ્માએ રચેલાં અનંત બ્રહ્માડો ક્યાં ગયાં ? એ સર્વ ગયાં; તો હે ચિત્ત ! તને આ શરીરાદિનો વિશ્વાસ કેમ રહે છે ? કોટિ બ્રહ્માઓ તથા તેમની અનંત સૃષ્ટિઓ

ચાલી ગઈ: તથા અનેક રાજાઓ પણ ધૂળની પેઠે ઉડી ગયા; તો મારા જીવીત વિશે, એટલે મારી સ્થિરતા વિશે; હે ચિત્ત! તને ધૈર્ય કેમ રહે છે? જેમના નિમેષ (મટકું મારવું) અને ઉન્મેષ (નેત્ર ઉઘાડવાં), એ અનુક્રમે જગતના પ્રલયરૂપ અને ઉદયરૂપ છે; તેવા પુરૂષો પણ નાશ પામ્યા; તો તારા સરખાની ગણના શી છે? [૧-૨-૩-૪] વિચાર કરે, તેમને આ વસ્તુઓ જડે.

## હંસ ને કાગડાનો સંવાદ

### મનહર છંદ.

કાગ કહે રાગ મારો હંસથી અધીક રૂડો,
અંગ તણો રંગ પણ જાણનાર જાણશે,
મરદની મુછે રંગ હોય હંસ રંગ જેવા,
રંગ બાંધી રંગ મુજ અંગ તુલ્ય આણશે,
પતિવૃત્તા પત્નિ જો પતી પરદેશ હોય,
પતીજથી તે તો મારા બોલને પ્રમાણશે,
**શું** કહું વિશેષ વાત સુણો દલપતરામ,
વીવેક વિનાના લોક હંસને વખાણશે.

* * *

### હંસ કહે છે.

હંસ કહે હાડીયા તું ચાડીયાની ચાલ છોડ,
બાંડીયા તારા તે બોલ આહી કોણ ચાખશે,
આપનાં વખાણ આપોઆપ કરે આપ મુખ,
દુનીયા તો દેખશે તેવાજ ગુણ દાખશે,
માન મળે તને તો હું નથી અપમાન દેતો,
માન અપમાન જોગ માનવીઓ ભાખશે,
દાઝે બળ્યો દૂપ કરે તેથી દલપત કહે,
રાગ રંગ રૂડો ગણી તને કોણ રાખશે.

* * *

**દોહરો.**

મદથી મનુષ્યતા મટે, હોય બુદ્ધિની હાણ,
જે એવી મદ જીરવે, જેવલ્લાજન જાણ.




## સો પ્રકારના મુર્ખ.

(૧) સમર્થ થકા જે ઉદ્યમ ન કરે તે મુર્ખ.

(૨) ડાહ્યો થઇને પંડીતમાં પોતાનાં વખાણ કરે તે મુર્ખ.

(૩) વેશ્યાના વચનમાં વિશ્વાસનો કરનારો મુર્ખ.

(૪) જુગાર રમીને દ્રવ્યને ઇચ્છતો તે મુર્ખ.

(૫) ખેડ આદી જે આવક તેને વીશે સંશયનો કરનારો તે મુર્ખ.

(૬) બુદ્ધિરહીત થકા મોટાં કાર્યને કરવા ઇચ્છનારો તે મુર્ખ.

(૭) વાણીઓ થઇને એકાંત બેસનારો તે મુર્ખ.

(૮) જે કારજને કરવે કરીને જમીન વેચવી પડે તે કારજનો કરનારો તે મુર્ખ.

(૯) વૃદ્ધ થકા પરણે તે મુર્ખ.

(૧૦) જે ગ્રંથને ન સાંભળ્યો હોય તેનો કહેનારો તે મુર્ખ.

(૧૧) પ્રત્યક્ષ અર્થને ઢાંકનારો તે મુર્ખ.

(૧૨) પોતે દોષયુક્ત હોય ને બીજાની નીંદા કરે તે મુર્ખ.

(૧૩) પોતાના માથે શત્રુ સમર્થ હોય ને તેની શંકા ન રાખે તે મુર્ખ.

(૧૪) જાય એવા ધનને આપીને પછી તેનો પશ્ચાતાપ કરે તે મુર્ખ.

(૧૫) કાવ્ય કરવાને અર્થે હઠે કરી કરીને વિદ્યાનો ભણનારો તે મુર્ખ.

(૧૬) બોલ્યાનો પ્રસંગ ન હોય ને ડાહ્યો થઇને બોલનારો તે મુર્ખ.

(૧૭) અવસરને વિષે ન બોલનારો તે મુર્ખ.

(૧૮) લાભ પામ્યાના વખતમાં ક્લેશનો કરનારો તે મુર્ખ.

(૧૯) જમવાના સમયમાં ક્રોધનો કરનારો તે મુર્ખ.

(૨૦) થોડાક લાભમાં બહુ ખરચ કરનારો તે મુર્ખ.

(૨૧) લોકમાં વખણાવવા સારૂ કઠણ કાવ્યનો કરનારો તે મુર્ખ.

(૨૨) પુત્રને ધન આપીને પછી દીન થઇને તે પુત્રની પાસે માગનારો તે મુર્ખ.

(૨૩) સાસરાપક્ષમાં જઇને ધનનો માગનારો તે મુર્ખ.

(૨૪) સ્ત્રી સાથે વિવાદ કરીને બીજી સ્ત્રી સાથે પરણે તે મુર્ખ.

(૨૫) પુત્ર ઉપર રીશ કરીને તેને મારી નાખનારો મુર્ખ.

(૨૬) કોઇની અદેખાઈએ કરીને જાચકને દાનનો કરનારો તે મુર્ખ.

(૨૭) કોઇને કઠણ વચન કહીને પછી ગર્વ કરનારો તે મુર્ખ.

(૨૮) કુળના ગર્વે કરીને કોઇની સેવા કરનારો તે મુર્ખ.

(૨૯) કરજ કરીને પસ્તાવો કરે તે મુર્ખ.

(૩૦) વાલી વસ્તુ કોઇને આપી ને પાછી ઇચ્છનારો તે મુર્ખ.

(૩૧) મુલ ન ઉપજે તેવા પદાર્થના મુલનો આપનારો તે મુર્ખ.

(૩૨) લોભી રાજા થકી લાભને ઇચ્છનારો તે મુર્ખ.

(૩૩) દુષ્ટ રાજા પાસે ન્યાયનો કરાવનારો તે મુર્ખ.

(૩૪) સ્વાર્થી પુરૂષને વિષે સ્નેહે કરીને આશા રાખનારો મુર્ખ.

(૩૫) દુષ્ટ કામદારને વિષે નિર્ભેપણે વર્તનારો તે મુર્ખ.

(૩૬) કૃતઘ્ની પુરૂષના ઉપકારનો કરનારો તે મુર્ખ.

(૩૭) ગુણના મહાતમને ન જાણનાર ને તેને ગુણનો શીખવનારો મુર્ખ

(૩૮) દેહ નીરોગી હોય ને ઔષધ ખાનારો તે મુર્ખ.

(૩૯) રોગી થઈને પોતાને ન સદે તેવા રસને વશ થઈને ખાનારો તે મુર્ખ.

(૪૦) લોભે કરીને સ્વજનનો ત્યાગ કરીને એકલો રહેનારો તે મુર્ખ.

(૪૧) અવળી વાણીએ કરીને પોતાના મીત્રને ઉદાસી કરનારો તે મુર્ખ.

(૪૨) લોભને સમે આળસનો કરનારો તે મુર્ખ.

(૪૩) મોટી સમૃદ્ધિવાળો થઈને કલહ કરનારો તે મુર્ખ.

(૪૪) જ્યોતિષને કહેથી રાજને ઈચ્છનારો તે મુર્ખ.

(૪૫) મુર્ખે મનસુબો કર્યો હોય તેને ઠીક માનનારો તે મુર્ખ.

(૪૬) દુર્બળને પીડવાને વિષે શુરવીર થનારો તે મુર્ખ.

(૪૭) પોતાની સ્ત્રીને વિષે દોષ હોય તો પણ તેમાં પ્રીતી કરનારો તે મુર્ખ.

(૪૮) વિદ્યાદીક કલ્યાણકારી ગુણ શીખવા હોય ને તેમાં અભ્યાસ ન કરે તે મુર્ખ.

(૪૯) પોતાના બાપે ભેગું કરેલું ધન કુમાર્ગે ખર્ચે તે મુર્ખ.

(૫૦) કોઈને આપે નહી ને ઉપરથી દયા જણાવનારો મુર્ખ.

(૫૧) મનુષ્યની આગળ રાજાદીકની નિંદાનો કરનારો તે મુર્ખ.

(૫૨) દેહાદીકના દુઃખને વિષે દીનપણે કરીને પીડાનો જાણનારો તે મુર્ખ.

(૫૩) સુખને વિષે દુઃખને વીસારનારો તે મુર્ખ.

(૫૪) અલ્પ પદાર્થની રક્ષાને અર્થે ઘણું ખર્ચ કરનારો તે મુર્ખ.

(૫૫) ઝેરને ખાઇને તેની પરીક્ષા કરનારો તે મુર્ખ.

(૫૬) રોગ ટાળવાને અર્થે રસાયણનો ખાનારો તે મુર્ખ.

(૫૭) પોતાની મોટપ જણાવવા સારૂ કોઇની પાસે જાય નહી તે મુર્ખ.

(૫૮) ક્રોધે કરીને આત્મઘાતનો કરનારો તે મુર્ખ.

(૫૯) પ્રયોજન વિના કોઈને ઘેર જનારો તે મુર્ખ.

(૬૦) કોઇની વઢવાડમાં વચમાં જઇને માર ખાનારો તે મુર્ખ.

(૬૧) દુર્બળ થકો સુઈ રહે ને ઉદ્યમ ન કરે તે મુર્ખ.

(૬૨) ધન થોડું હોય ને આડંબર જણાવનારો મુર્ખ.

(૬૩) મુરખ હોય ને પંડીત પ્રમાણે બોલનારો તે મુર્ખ.

(૬૪) શુરવીરપણાને ગર્વ કરીને કોઇનો ભય ન રાખે તે મુર્ખ.

(૬૫) અતી સ્તુતીએ કરીને લોભી જનને ઉદ્વેગ કરનારો તે મુર્ખ.

(૬૬) કઠણ વચન બોલીને કોઇકના મર્મનો ભેદનારો તે મુર્ખ.

(૬૭) દરિદ્રનો વિશ્વાસ કરીને તેને દ્રવ્યને સોંપનારો તે મુર્ખ.

(૬૮) કીમીયાગરને ધનનો સોંપનારો તે મુર્ખ.

(૬૯) સંશયવાળા કાર્યમાં ખર્ચનો કરનારો જે થાશે કે નહી થાય તે મુર્ખ.

(૭૦) પોતાની વાણીયે કરીને ખત આદીક લખનારાને ઉદ્યોગનો કરનારો તે મુર્ખ.

(૭૧) પ્રારબ્ધને માથે નાંખીને ઉદ્યમ ન કરનારો તે મુર્ખ.

(૭૨) દરિદ્રી થઈને વ્યર્થ વાતોનો કરનારો તે મુર્ખ.

(૭૩) રમતે કરીને ભોજનનો વિસરનારો તે મુર્ખ,

(૭૪) ગુણે કરીને હીન એવો, જે કુળવાન તેનો વખાણનારો તે મુરખ.

(૭૫) સભાના મધ્યમાં પ્રયોજન વીનાનો ઉઠનારો તે મુરખ.

(૭૬) દુત થકો સંદેશાનો વીસરનારો એવો ગાફલ તે મુર્ખ.

(૭૭) પોતાને ઉધરસ થઈ હોય ને ચોરી કરવા જાય તે મુર્ખ.

(૭૮) પોતાની કીર્તીને અર્થે ભોજનમાં બહુ ખર્ચ કરનારો તે મુરખ.

(૭૯) પોતાના વખાણને અર્થે થોડુ જમનારો તે મુર્ખ.

(૮૦) સ્ત્રીના ભય થકી શાસ્ત્ર વિરૂદ્ધ ક્રીયા કરનાર તે મુર્ખ.

(૮૧) લોભે કરીને પોતાની અપકીર્તી કરાવનારો મુરખ.

(૮૨) ઉઘાડો દોષે કરીને હોય ને તેનાં વખાણ કરનારો મુરખ.

(૮૩) ઘોઘરો સાદ હોય ને ગાયનકળા કરી બીજાને રીઝવનારો તે મુર્ખ.

(૮૪) અલ્પ પદાર્થમાં પણ ભોગવવાને અતી રસીયો હોય તે મુરખ.

(૮૫) કપટે કરીને કોઇ વખાણે તે મુરખ.

(૮૬) વેશ્યા સંઘાથે કલહનો કરનારો મુર્ખ.

(૮૭) બે જણ મનસુબો કરતા હોય ને ત્યાં બોલાવ્યા વીના જનારો મુરખ,

(૮૮) રાજા પ્રસન્ન થાય તેમાં સ્થીર બુદ્ધિ કરનારો મુર્ખ.

(૮૯) ઘરમાં દ્રવ્ય ન હોય ને દ્રવ્યે કરીને કામ થાય તેવાં કામનો કરનારો તે મુર્ખ.

(૯૦) અન્યાયે કરીને પોતાની વૃદ્ધિને ઇચ્છનારો તે મુર્ખ.

(૯૧) કોઇની છાની વાત હોય ને તેને છતરાઈ કરનારો મુર્ખ.

(૯૨) કીર્તિને અર્થે અજાણ્યા મનુષ્યનો જામીન થનારો મુર્ખ,

(૯૩) હીત વચનનો કહેનારો હોય ને તેના ઉપર રીસ કરનારો મુર્ખ.

(૯૪) સર્વજનને વિષે વિશ્વાસનો કરનારો મુર્ખ,

(૯૫) લોકના વ્યવહારને ન જાણનારો તે મુર્ખ,

(૯૬) ભીક્ષુક થકા ઉન્હાં ભોજનનો જમનારો તે મુર્ખ.

(૯૭) પોતે ગુરૂ હોઈને ધર્મ નિયમમાં શાથીલ વર્તનારો તે મુર્ખ.

(૯૮) ઉતરતી ક્રિયાને વિષે લાજ ન રાખનારો મુર્ખ.

(૯૯) હસતાં હસતાં વાતનો કરનારો મુર્ખ.

(૧૦૦) શક્તિ વિના મોટી વાતો કરનારો મુર્ખ.

## ઉંચી શકિત કેવી રીતે પ્રાપ્ત થાય છે ?

કલકત્તાના બાબુ તા. ૨૪-૨-૨૮ ની સાલમાં સુબાશચંદ્ર બોઝ અમેરિકાના ન્યુયોર્ક શહેરમાં ગણિતના પ્રોફેસરની જનરલ કમિટીમાં કાગળ પેનસિલ લીધા સિવાય મોઢેથી જ સરવાળા, ગુણાકાર, ભાગાકાર કરીને જવાબો આપતા હતા. પછી ત્યાંના પ્રોફેસરે પ્રશ્ન પૂછયો કે તમે કેવી રીતે આ શકિત મેળવી ? ત્યારે બોઝે જવાબ આપ્યો કે (૧) ધ્યાન અને એકાગ્રતાથી જ (૨) ખાવા પીવાનું ઘણું થોડું લઉં છું (૩) કેટલાંક વર્ષ સુધી દુધ માત્ર ચાર કપ લેતો. (૪) રાત્રિના અગિયારથી ચાર વાગ્યા સુધીમાં માત્ર ત્રણજ કલાક નિદ્રા લઉં છું (૫) સવારના બે વાગ્યાથી ૭ વાગ્યા સુધી પ્રાણાયામ ને સમાધીમાંજ રહું છું. (૬) બાકીના બધા સમયમાં ધ્યાન ધરૂં છું.

## શ્રદ્ધા વધારવાનો પ્રયત્ન કરવો જોઇએ

બે જણા આંબલીના ઝાડ નીચે તપ કરતા હતા, તે રસ્તે થઈને નારદજી એક વખત વૈકુંઠમાં જતા હતા. તે બે જણાએ નારદજીને પુછયું કે ભગવાનને તમે પ્રશ્ન પુછજો કે પેલા બે યોગી તપ કરે છે તેને તમે કયારે દર્શન દેશો ? નારદજીએ વૈકુંઠમાં જઈ ભગવાનને પુછયું ત્યારે ભગવાને કહ્યું કે હે નારદ ! જેટલાં આંબા આંબલીનાં પાન છે તેટલાં વર્ષ જશે ત્યારે દર્શન દઈશ. ત્યારે તે વાત સાંભળીને નારદજીને મનમાં એમ થયું જે આ વાત પેલા બે જણને કહીશ તો ઉદાસ થઇ જશે પછી તે રસ્તે જતા હતા ત્યાં બે તપસ્વીઓની ખબર પુછી ત્યારે નારદ તો બોલ્યા નહિ છતાં બહુ જ આગ્રહ કર્યો ત્યારે કહ્યું જે આ આંબલીના પાન છે તેટલાં વર્ષ તપ કરશો ત્યારે ભગવાન દરશન દેશે. તે વાત સાંભળીને એક જણ તો તપ કરવા ન રહ્યો ને ઉદાસ થઇને પોતાને ઘેર ચાલ્યો ગયો, ને બીજો તો નાચવા કુદવા મંડયો ને હસવા લાગ્યો ને બોલ્યો જે હું આ દુનિઆમાં અસંખ્ય વખતથી રખડયા કરૂં છું ને સમુદ્રમાં જેટલું

જળ છે તેટલું માતાનું દુધ ધાવ્યો છું તો તે બધાં વર્ષ નકામાં ગુમાવ્યાં હતાં પણ આ આંબલીના પાન છે તેટલાં વર્ષ તપ કરીશ તો તે મારાં વર્ષ લેખે લાગશે ને ભગવાન દર્શન દેશે એવી અવધી તો નકી થઇ ગઇ છે. માટે મારૂં મોટું ભાગ્ય માનું છું. એવી શ્રદ્ધાને જોઈને ભગવાન પોતે તુરતજ ચતુરભુજરૂપે દર્શન દીધાં. તેમ શ્રદ્ધાવાનને વ્રત, તપ કરવાં જરા પણ કઠણ લાગતાં નથી, પણ જે આળસુ હોય તેનાથી કાંઇ બનતું નથી. તો તેનું કલ્યાણ ક્યાંથી થશે? તો પછી એવા આળસુઓ શું કહે છે? ભગવાન તો દયાળુ છે. તે આપણને બદરીકાશ્રમમાં મુકશે ત્યાં તપ કરાવીને અક્ષરધામમાં લઇ જશે, પણ ત્યાં પણ દેહનો કારસો આવ્યા વિના કાંઇ મોક્ષ થાય તેમ નથી. બદરીકાશ્રમમાં એકસો ઉપવાસ કરવા પડશે ને આ ભરતખંડની કર્મભૂમિમાં એક ઉપવાસમાં સો ઉપવાસનું ફળ મળે છે પણ તેનો મહિમા સમજાણો હોય તે આ લોકમાં વ્રત, તપ કરે છે માટે શ્રદ્ધા વધારવા પ્રયત્ન કરવો જોઇએ!

## આત્મબુદ્ધિ વિષે.

દેહ જેવું વહાલું બીજું કોઈ નથી, સ્ત્રી, પુત્ર પણ જો દેહ સારો ન હોય તો તેના ઉપર પ્રીતિ ન થાય! એ દેહની જે ચાકરી કરનાર અધર્મી, પાપી, વ્યભીચારી, ચોરી કરનાર, જુઠું બોલનાર, વિશ્વાસઘાતી હોય પણ તેનો અભાવ એ જીવને આવતો નથી. કપિલ મુનીનો શિષ્ય નાલાયક હતો. તેણે અપકીર્તિ જેવું એક કામ કરેલું હતું. તેને બીજા બ્રહ્મચારીઓ મારવા ગયા હતા ત્યારે તેમના ગુરૂ કપિલમુની બોલ્યા જે એને જે મારશે તેને પત નિકળશે, કારણકે એ કપિલમુનિના વચન સિદ્ધિવાળાં હતાં. તેણે જેને આશિર્વાદ આપેલા તેને પુત્ર થયા હતા ને પાંગળો માણસ ચાલતો થયેલો, મુંગો બોલતો થયેલો તેવો ચમત્કાર તેમનામાં હતો તેથી જે બ્રહ્મચારીઓ મારવા ગયા હતા તે પાછા આવ્યા. કારણકે તેમનો શ્રાપ લાગે તો પત

નિકળે એમ નહી સૌને ખાતરી હતી પણ તે શિષ્યનો કપિલ મુનિએ ત્યાગ ન કર્યો, એવી રીતે આ દેહના સંબંધમાં મમત્વ બંધાય છે તેવું મમત્વ જો બીજા સંત સાથે બંધાઇ જાય તો એક પણ દોષ તેનામાં રહી શકે નહિ. તેવી આત્મબુદ્ધિ થવાના લક્ષણો સત્સંગ કરવાથી પ્રાપ્ત થાય છે માટે મન, વચન ને કર્મે કરીને સત્સંગ કરવો તો અવસ્ય આત્મબુદ્ધિ થાય છે.

## અમારી તમારે કાંઇ ફીકર કરવી નહિ.

એક લાખોપતિ શ્રીમાનને એક મહાત્માએ વાત કરી જે શેઠજી! તમારી ઉંમર પચાશ વર્ષની થઈ છે માટે હવે પ્રભુભજન કરો તો સારૂં! કારણકે આયુષ્યનું પ્રમાણ નથી. એ આયુષ્ય તો છે ને નથી, કારણકે બીજી વસ્તુનો ભરોસો વખતે થઇ શકે પણ શ્વાસોશ્વાસનો ભરોસો શો? જુઓને, ન્યુસપેપરોમાં આપણે વાંચીએ છીએ કે કેટલાક વાતો કરતાં, કેટલાક ચા પીતા ને કેટલાક કામ ચલાવતાં ચલાવતાં હૃદય બંધ પડી જવાથી મરણને શરણ થાય છે તો પછી કોઇ વખતે આપણી સ્થિતિ પણ કાં એવી ન થાય! માટે ચેતતા નર સદા સુખી. શેઠ બોલ્યા જેને વૈકુંઠમાં જવું હોય તે વહેલો થાય? મારે વૈકુંઠમાં જવું નથી. હું વ્યાપાર કરૂં છું તેથી કાંઈ ભગવાન ભુલી જતો નથી. છતાં તે મહાત્માએ કહ્યું કે શેઠ, તમારે બે પુત્ર છે તેથી હવે તમે પ્રવૃત્તિ મુકી દીયો. છોકરાઓને તમે ભાગ પાડી મિલકત વહેંચી આપી છે ને તમારા ખાનગી રૂપિઆના વ્યાજમાંથી ભજન કરો તો તમને સહેજે ભગવાનનું સુખ આવશે. ત્યારે તે શેઠ ગુસ્સે થઇ બોલ્યા કે ભલા આદમી! તમે ગધેડાને તાવ આવે તેવી શું વાત કરો છો? તમારે ભગવાન ભજવાની વાત કોઈ દિવસ મારા પાસે કરવી નહિ, તમે તમારૂં સુધારી લ્યો. અમારી તમારે ફીકર કરવી નહિ. છેવટે તે મહાત્મા ઉદાસ થઇ ઉઠી નિકળ્યા. જગતના જીવો આવી રીતે માયાને

અજ્ઞાનપણાથી વશ થઈ ગયા છે તેથી તેને અવસાન સ્થિતિની લેશ માત્ર માહિતી નથી પણ જ્યારે નર્કનાં દુઃખ જુવે જાય છે ત્યારે પસ્તાવો કરી બુમો પાડે છે.



## પ્રસંગ સત્તરમો

### શઠને સંગત શું કરે ?

સંગત શું કરે રે ભાઈ જો શઠ ન સમજે સાન,
વાંઝ બાળક પ્રસવે નહિ, જાય અનરથ રૂતુદાન.
જેમ પતંગને પયપાન કરાવે, અમૃતરૂપી અહાર,
તેઓ વીખીઓ વિષ છોડે નહિ, સામા કોટી વધે વિકાર સંગત.

તીખાં રહે કપુર મધ્યે, સદા ભેળો વાસ,
તેઓ તીખાશ ટળે નહિ, એની બુધે ન લાગે બરાસ સંગત.
વા દુર રહેતો વાર મધ્યે નીકટ પેડી પાસાં,
કલોલ કરતો કીચ શું, એને ન આવી કમળની વાસ, સંગત.

ચંદનના ગુણ સદા શીતળ, ભેળો રહેતો ભોરીંગ,
તોયે શીતળ થયો નહીં એને નિત્ય અડાડતો અંગ. સંગત
રાણી પાસે સદા રહેતી, દાસી પુરણ પ્રીત,
તોએ કાંઇ સમજી નહિ, એ તો રાજ્યપદની રીત. સંગત

શ્રીમંત પાસે સદા રહેતો, અહોનિશ રમતો રાંક,
અપરાધી અમથો રહ્યો, તો શ્રીમંતનો શો વાંક ? સંગત.
અધિકારીએ સદા આવે, આતમ લક્ષ અભંગ.
અખાએ પદ મુમુક્ષનો, સદા ફળે સતસંગ. સંગત.

## ક્ષમા ક્યારે કરવી જોઈએ ?

જો એક માણસ ગામ બાળીને આવ્યો હોય ને તેને ન્યાયાધીશ ખોટી દયા કરી છોડી મુકે તો તેજ માણસ બીજે દિવસે ચાર ગામ બાળી નાંખી બીજો ગુનો કરશે પણ તેવા મનુષ્યને તો એની મનોભાવના બદલવાને માટે તેને શિક્ષા જ કરવી જોઇએ ! તે વખતે કાંઇ પણ ક્ષમા કાંઈ ફાયદો કરી શકતી નથી. આપણા ઉપરી આપણને ઠપકો આપે તે વખતે આપણે તે સહન કરવો જ જોઇએ ! પણ તે વખતે આપણે ક્ષમા કરી છે એ બોલવું કેવળ મિથ્યા છે, એ તો જ્યારે પોતાના તાબાના માણસો કાંઇ ખોટું કામ કરી આવે ને તેના ઉપર ક્રોધ કરવાથી તેનું જીવન બગડી જાય તે વખતે તેના ઉપર ક્ષમા કરવી એ વીર પુરૂષનું ભુષણ છે.

## ધીરજ ને ધર્મ.

ધર્મ અને ધીરજની ખબર ક્યારે પડે કે આપણા ઉપર જ્યારે દુ:ખ આવે ત્યારેજ આપણા ધર્મની ને ધીરજની પરીક્ષા થાય છે. "ધીરજ ધર્મ મિત્ર અરૂ નારી આફતકાળ પરખીએ ચારી." મહાત્મા તુલસીદાસજીએ કહ્યું છે કે ધીરજ, ધર્મ મિત્ર, ને સ્ત્રીની પરીક્ષા દુ:ખને વખતે થઇ શકે છે. આ નશ્વર સંસારમાં વખતે અનેક પ્રકારનાં દુ:ખો આવી પડે પણ પોતાના ધર્મમાંથી કદી પણ ડગે નહિ. એક વખતે પાર્વતીજી ગંગા કાંઠે હજારો મનુષ્યને દેખી શંકરને કહેવા લાગ્યા કે હે પ્રભુ ! આટલા બધા ભક્તો કૈલાસમાં સમાશે કેમ ! ત્યારે શંકર કહે છે કે પાર્વતીજી એમાં ખરો ધર્મ પાળનારા કોઈક જ હશે. બાકી તો ગાડરીઓ પ્રવાહ છે. જગતમાં દેખાદેખી સૌ કરે છે પણ વખત આવે ખરાખોટાની પરીક્ષા થઈ શકે છે.

## એક બાળાએ બાપને આપેલી શિખામણ.

એક શ્રીમાન શેઠ હતા તે હમેશાં બે કલાક પુજામાં વખત ગાળતા. તેઓ જ્યારે પુજાની ઓરડીમાં જાય ત્યાં આખા દિવસના

કામનું લીસ્ટ તૈયાર કરતા. તેની એક દીકરી હતી તે જ્ઞાની હતી તેના મનમાં એમ થયું કે મારા પિતાશ્રી હમેશાં બે કલાક સેવામાં બેસે છે પણ ત્યાં આખા દિવસનું કામનું લીસ્ટ તૈયાર કરે છે એ ઠીક નહિ. તેથી બીજે દિવસે પુત્રી પિતા પુજા કરતા હતા ત્યાં ગઇ ને આઘીપાછી થવા લાગી. પિતાએ કહ્યું બેટા ! મારો પુજાનો ટાઇમ છે માટે બહાર બેસ, અંદર આવવાની જરૂર નથી. એથી તે પુત્રી બહાર આવીને બેઠી એટલામાં એક માણસ રૂ. ૫૦૦ દેવાને આવ્યો. શેઠને હાંક મારી ત્યારે પુત્રી કહે મારા પીતાશ્રી મોચીવાડે ગયા છે, અહીં નથી. શેઠ પુજા કરતા કહેવા લાગ્યા કે હું અહીં છું ને તું મોચીવાડે ગયા છે એવું ખોટું કેમ બોલે છે ? ત્યારે પુત્રી કહે પીતાશ્રી તમે જોડા મોચીને ત્યાં સંધાવવાનો વિચાર નહોતા કરતા ? પીતાશ્રી પોતાની ભુલ કબુલ કરીને તે દિવસથી સેવાના ટાઇમમાં આ જગતના ખોટા ઘાટ કરવા તે શેઠે સાવ મુકી દીધા.

## મનુષ્ય દેહનું મહાત્મ્ય

એક ઘોડાની લાખ રૂપિઆ કીંમત હોય છે ને તે ઘોડો સરતના મેદાનમાં કામમાં આવે છે, કુતરાં પણ હજારો રૂપિઆની કીંમતના હોય છે. હિંદના કોઇ મોટા રાજા સાથે પંચમ જ્યોર્જ સાહેબે હાથ મેળવી સ્નેહ બતાવ્યો હોય તો તેને કેટલું અભિમાન ઉત્પન્ન થાય. નામદાર વાઇસરોય તેને પોતાની ગાડીમાં બેસાડી માન આપે છે તે તે કેવા કુલાય છે ! પણ એક કુતરાને પણ વાયસરોય સાહેબ અહીં પોતાની ગાડીમાં બેસાડી હાથ ફેરવી રહ્યા હોય છે પણ તે કુતરા તથા ઘોડાને પરમાત્માની ઓળખાણ નથી. પરમાત્માની ઓળખાણ તો મનુષ્ય દેહ થકીજ થાય છે માટે આ મનુષ્ય દેહનું અત્યંત મહાત્મ સમજી પ્રભુને ઓળખી લેવા; નહિ તો વારંવાર આવો લાભ (મનુષ્ય જન્મ) મળતો નથી,

## પ્રભુનો ઉપકાર

પ્રભુનો ઉપકાર આપણા ઉપર ઘણો છે તેનો રાત્રિદિવસ

વિચાર કરી આખા દિવસમાં અરધી ઘડી પણ તેનું સ્મરણ કરવું જોઇએ! મનના ઘાટ જુદી જુદી જાતના રાત્રિદિવસ થયા કરે છે ને તેના જુદા જુદા રંગો જોવામાં આવે છે પણ એ મન ઉપર જે સ્વાર થાય છે તેનેજ સત્ય સુખનું દર્શન થાય છે. આપણે ત્યાં પુત્રનું લગ્ન હોય ને આપણે આપણા સ્નેહીને જમણ મોકલીએ પણ જ્યારે તેજ સ્નેહીને ત્યાં પુત્રનાં લગ્ન હોય ને તે જો જમણ આપણે ત્યાં ન મોકલે તો આપણે તેના સાથે બીજી વખત વહેવાર ન રાખીએ એટલુંજ નહિ પણ તેની નિંદા જનસમાજમાં વખતો વખત કર્યા કરીએ! તેજ પ્રમાણે પરમાત્મા મહાપ્રભુજીએ આપણા ઉપર અનહદ દયા કરી છે અને જો હવે તેનો બદલો આપણે ન આપીએ તો ફરીને મનુષ્ય જન્મ મળવો મહાદુર્લભ છે.

## અંતઃકરણ સ્વચ્છ રાખવાની જરૂર છે.

જેવી રીતે દીવાસળીની પેટીમાંથી એક દીવાસળી લઇને સ-લગાવીએ કે તુર્ત અગ્નિ પ્રકટ થાય છે. પરન્તુ જો તે દીવાસળીની પેટી પલળેલી હોય તો તે આખી પેટીની દીવાસળી ઘસી નાખવાથી પણ દીવાસળી સળગતી નથી. તે જ પ્રમાણે આત્મામાં કામ, ક્રોધા-દિક મેલ હોય છે ને તેને લીધે પ્રકાશ દેખાતો નથી. માટે આત્મ-દર્શન થવા સારૂ અંતઃકરણ પંચવિષયોથી પલળેલું ન હોવું જોઇએ! જો પંચવિષયરૂપી પાણીથી તમારૂં અંતઃકરણ પલળેલું હશે તો ઘણો પ્રયત્ન કર્યા છતાં પણ આત્મદર્શન થવું બહુ જ દુર્લભ છે માટે અંતઃકરણ શુદ્ધ રાખવાની જરૂર છે, કેમકે તે વિના આત્મદર્શન થતું નથી.

## નિર્ધનશા શેઠ.

એક ગામમાં નિર્ધનશા શેઠ નામનો એક માણસ હતો તેને ચૌદ પૈસાની હમેશ લાકડાના ભારા વેચવાની પેદાશ હતી. સવારના પહોરમાં વહેલો ઉઠી જંગલમાંથી લાકડાનો ભારો લાવી વેચતો તેના

તેને ચૌદ પૈસા મળતા તેમાંથી ચાર પૈસાના હમેશાં ચણા લેતા ને ચાર પૈસા ધોબીને નવાં કપડાં હમેશાં ચાર વાગે લેવાની શરતે આપતો ને ચાર પૈસા એક ઘોડાવાળાને આપતો ને બાકીના બે પૈસા એક દુકાન પર અરધો કલાક ઉભા રહેવાના ભાડાના આપતો હતો. હમેશાં ચાર બજે નવાં કપડાં પહેરી ઘોડા પર ચડી બજાર વચ્ચે અરધો કલાક બેસી નિરધનશા શેઠને ઘણી ખમા એવી ખોટી નેકી એક માણસ પાસે પોકરાવતો. નશીબયોગે તે ગામમાં કસ્તુરીની પોઠો આવી પણ કોઇ લેનાર તે ગામમાં મળ્યું નહિ એટલે કોઇએ મશ્કરી કરી કે નિરધનશા શેઠને ત્યાં જાઓ તો તમારી કસ્તુરી તે ખરીદી લેશે એટલે પેલો કસ્તુરીવાળો નિરધનશા શેઠની પાસે બજારમાં આવી કહેવા લાગ્યો, એટલે તેણે પાસેના શહેરના બાદશાહ પર એક ચીઠી લખી આપીને ભેટમાં પોતા પાસે બાવળના દાતણની ત્રણ ઝુડી હતી તે આપી. આ દાતણ કસ્તુરીનાં ભેગાં રહેવાથી ઘણાં સુવાસીત થયાં. નશીબયોગે બાદશાહે તુરત કસ્તુરી લઇને પૈસા ચુકવી દીધા ને ભેટ તરીકે ત્રણ દાતણની ઝુડી નિરધનશા શેઠે આપને આપી છે એમ કહી વણજારે રાજાને ભેટ કરી. રાજાએ આ દાતણો રાણીવાસમાં મોકલ્યાં. સર્વે રાણીઓ દાતણ જોઇ બહુ જ પ્રસન્ન થઈ ને રાજાને આ ભેટ મોકલનાર મનુષ્યને ઇનામ આપવાની ભલામણ કરી. છેવટે રાજાએ મનમાં વિચાર કર્યો કે જે હમેશાં આવાં કસ્તુરીનાં દાતણ કરતો હશે તે કેવો સમૃધિવાન હશે! એમ ધારી રાજાએ પોતાની પુત્રી નિરધનશા શેઠને દેવાનો વિચાર કરી એક બ્રાહ્મણ સાથે કહેવરાવ્યું. નિરધનશા શેઠે આવનાર વિપ્રને કહ્યું કે તમારો રાજા આંહી આવીને પરણાવે ત્યારે મારે પરણવું પરવડે તેમ છે. અમારાથી બહાર નીકળાય તેમ નથી. વિપ્રે આ વાત બાદશાહને કહેતાં બાદશાહે તે વાત પણ કબુલ કરી. હવે નિરધનશા શેઠ તો હમેશાં સાંજરે એક મહાદેવની જગ્યામાં સુવા જતા હતા ત્યાં

મહાદેવજીની પ્રાર્થના કરવા લાગ્યા કે હે મહાદેવજી ! તું મારી લાજ રાખ. કારણ કે આ વખતે મારી લાજ તમે નહિ રાખો તો મારે મરવું પડશે. તેની ખરી ભકિત જોઇ મહાદેવજી પ્રસન્ન થયા ને નિર્ધનશા શેઠને કહેવા લાગ્યા કે માગ ! માગ ! ત્યારે નિર્ધનશા શેઠ ૭ માસ લક્ષ્મી મારા પાસે અખંડ રહે ને ૭ માસ પછી પાછું નિ-ર્ધનપણું ભલે આવે ! મહાદેવજીના વચનથી નિર્ધનશા શેઠને જંગલમાં મંગલ થયું. એક રાજમહેલ તૈયાર થયો. બાદશાહની કુંવરી સાથે લગ્ન થયાં ને ૭ માસ પછી હતું તેવું નિર્ધનપણું પુનઃ આવી ઉભું રહ્યું. નસીબ કરે તે કોઇ કરે નહિ. જેના નસીબમાં જે પ્રમાણે સુખ દુખ લખેલું હોય તે પ્રમાણે અનાયાસે આવી મળે છે.




## અમૂલ્ય મહાત્માનો ઉપદેશ.

ચાર ઘડીમેં ચલ ગયે, યાદવ જેસે જોધ,
તીત માન્યો નહિ કાલવશ, કૃષ્ણ મુખકો બોધ,
રાવણ સરખે ચલ ગયે, મંદીર ખાલી કીન,
લંકા જેસી સંપદા, પલમે હો ગઈ છીન.
ઇનિ ભુમીકે ઉપરે, સદા ન જીવે કોઇ,
દેવા જે હરીહર ભજે, ચીરંજીવી સો હોય,
જગત ચલ્યા સબ જાત હે, જ્યોં પાનીકા પુર,
જો ઉગ્યા સો આથમે, જેસેં ચંદા સુર.
કાલસો તેરે શીર ખડા, મત કરજાને દુર
આઇ અચાનક પરેંગા, કર ડારેગા ચુર,

જુઠી માયા જગતકી, સાચી ન એક લગાર.
દેખન માત્ર જાનીએ, જેસે મરૂગંકા વાર.
જોબન કે દીન જાત હે, જ્યોં તરૂવરકી છાય,
હરી ભજે મન હરખસેં, કીજે વીલંબ ન કાંય.
જે જે હરીકો નીત ભજે, તીનકો સદા આનંદ,
તીનકો ભય વ્યાપે નહિ, કટે કાલકો ફંદ,
ભજન હરીકો કીજીએ, મનમેં ધરી આલ્હાદ,
જરત અગની રાખીઓ, પ્રગટ ભક્ત પ્રહલાદ.
સાકર જેસી ફટકડી, એક રૂપ એક રંગ,
ફેર સ્વાદમેં જાનીએ, સમજી કીજે સંગ,
વાંસ ન ચંદન હો શકે, ગાંઠ પરીમય જોર.
ચંદન તરૂકી ગંધ તેં, ભયે ચંદન તરૂ ઓર.
એક બરન રંગ દેખકે, કુસુમ જાઇએ ભુલ,
કાંચન જેસી પીતલી, બહુત ફેર તામુલ.
સોના બાયા નાં ઉગે, મોતી ફલે ન ડાર,
રૂપ ઉધારાં ના મીલે, હું હું સારી જમાર.
મીઠાં ફળ આંબા તણાં, મીઠી સાકર સાર,
મીઠી સૌથી ગરજ છે, નકી ચીતમાં ધાર.
જગમાં ઝાઝું છે નહી, સંસારીને સુખ,
એક પછી એક આવતું, અનુક્રમે અતી દુઃખ.
વણ મુડીના વણઝમાં, કદીએ નાવે ખોટ,
સોય લઇ દરજી સીવે, તેમાં શી છે ખોટ.
સત્ય મિત્ર સંકટ સમે, અરસપરસ એક રંગ,
કાથા ચુના પાનનો, આવે એકજ રંગ
માયા તો ઘરમે રહી, મુખમે રહ્યા ગરાસ.
લાનતરે ઉસ જીવકો, દમકા કરે વિશ્વાસ.

રામ રૂપીઆ રોંક હે, ખરચ્યા ખુટત નાહી,
લેતે દેતે ના ઘટે, એસી ચીજ કોઇ નાહી
કરમ કરે તે ભોગવે, નહીં અવર નીરધાર,
જે દીધું તે પામશે, વાવ્યું તે લણનાર,
જીભ ન ચલાવો ક્રોધથી, ભલી તેથી તલવાર.
મધુર વચનમાં હીત વસે, વદજે કરી વીચાર.
લખના-પડના છોડ દે, દો બાતા લીખ લે,
કર સાહેબકી બંદગી, ભુખે કુછ દે.
જાગો લોકો મત સુઓ, નહી કરો નિંદસે પ્યાર.
જેસો સુપનો રેનકો, તે સોયહ સંસાર,
મુરદેકુ હરી દેતે હે કપડાં કાષ્ટ અરૂઆતા
જીવન નર ચિંતા કરે, વાંકો બડો આભાગ.
રાગ વિના ગાયન વૃથા વૃથા શક્તિ વીણવીસ.

## સુખી થવાનો રસ્તો.

### છપ્પો

વગર વિચાર્યું કાજ કરી, રણ રાવણ હાર્યો,
વગર વિચારે કાજ કંસને કૃષ્ણે માર્યો,
વગર વિચારે કાજ, નળે દમયંતી ત્યાગી,
વગર વિચારે કાજ, સદ્દરા ઘર રાગી,
વળી વગર વિચાર્યા કાજથી કોઇ ન જાણે જગમાં
શામળ ભટ્ટ સાચું કહે રોગ ભર્યો રગ રગમાં.

### દોહરો

શાણા જન સમજી કરો, પ્રથમ વિચારી કાજ
વીણ વિચાર નહી કાજ તું, સબળ પક્ષ સહ રાજ.

## દાદાખાચરની સમજણ.

દાદાખાચર એ ભગવાનના મહાન ભક્ત હતા. તેમને પુત્ર નહી

હોવાથી એક વખતે શ્રીજી મહારાજે કહ્યું કે દાદાખાચર તમે બીજી સ્ત્રી પરણો એટલે પુત્ર થશે. તે વખતે દાદાખાચર હાથ જોડી ભગવાનને દીન વચનથી કહેવા લાગ્યા કે હે મહારાજ ! બળદને ભમરીયું દરદ થાય તે પછી લુવારને ઘેર જઇને તેને રાપડી ધગાવીને ડામ દે છે, પછી તે બળદ જ્યાંસુધી જીવે છે ત્યાંસુધી લુહારની બજારમાં જાય નહીં, તેમ માંડમાંડ કરીને તમારા ભજનનું સુખ અનંત જન્મના પુણ્યે મળ્યું છે તેનો શા માટે નાશ કરાવો છો ? જુઓને ચીત્રકેતુએ લાખ સ્ત્રી કરી પણ પુત્રનું સુખ મળ્યું નહીં. હું તો પુત્રના સુખથી ભગવાનનું સુખ વિશેષ માનું છું, ત્યારે શ્રીજી મહારાજે બહુ આગ્રહ કરવાથી તે વચન પાળ્યું હતું ને તેમને પુત્રની પ્રાપ્તી પણ ભગવાનના વચનથી થઇ હતી.

## કુસંગી કેવા હોય છે ?

તે કહીયે કુસંગીરે, વિમુખનો પક્ષ ન લીયે રે;
તે કહીયે કુસંગી રે, હરીજનને દગો દીયે રે;
તે કહીયે કુસંગી રે, સત્સંગ કરતાં વારશે રે,
તે કહીયે કુસંગી રે, જરૂર જમ એને મારશે રે,
તે કહીયે કુસંગી રે, નરકના કુંડમાં પડે રે,
તે કહીયે કુસંગી રે, અવતારને ખોટા કરે રે,
તે કહીયે કુસંગી રે, ભુમાનંદ એવાથી ડરે રે.

## સત્સંગનું ફળ.

સૌ સત્સંગ કરો રે, કર્યાથી કર્મ સર્વે જળે રે,
સૌ સત્સંગ કરો રે, દુરીજન છાને દાઝે બળે રે,
સૌ સત્સંગ કરો રે, કરમના કોઠાર ખુટશે રે,
સૌ સત્સંગ કરો રે, કુસંગ કાંઇ સહાય નહિ કરે રે,
સૌ સત્સંગ કરો રે, જમની ફોજો માથે ભમે રે,
સૌ સત્સંગ કરો રે, સુરા પી જમપુર જાય છે રે,

સૌ સત્સંગ કરો રે, શિશા ઉના તેને પાય છે રે
સૌ સત્સંગ કરો રે, દોહલા દીન તેના બળે રે,
સૌ સત્સંગ કરો રે, વાલો ભુમાનંદનો મલે રે.

## સંતના સંગના ઉત્તમ ગુણો.

જે સંતના સંગી રે, ચોરી અવેરી ના કરે રે,
જે સંતના સંગી રે, માંસ મદિરા પરહરે રે,
જે સંતના સંગી રે, ગાંજો તમાકુ ભાંગ ન પીએ રે,
જે સંતના સંગી રે, કોઇ દી કાલીયું ન લીયે રે,
જે સંતના સંગી રે, ભુવા ભવાઈ ભાંડ ન જુએ રે,
જે સંતના સંગી રે, જુગટામાં જીવત ન ખુએ રે.
જે સંતના સંગી રે, દેવની નીંદાથી ડરે રે,
જે સંતના સંગી રે, હાંસીમશ્કરી ન કરે રે,
જે સંતના સંગી રે, વિશ્વાસઘાત ન કરે રે.
જે સંતના સંગી રે, ભુમાનંદ કહે સાહે રે.

## સદ્‌ગુરૂ પ્રેમાનંદ સ્વામી.

ઉદ્ધવ સંપ્રદાયમાં અનેક સદ્‌ગુરૂઓ થઇ ગયા છે. તેમાં પ્રેમાનંદ સ્વામી મહા કવિ હતા. તેના કાવ્યની પ્રસંશા હિંદમાં ચારે તરફ પ્રસિદ્ધિને પામેલી છે. તેઓ અનાદી મહામુક્ત હતા. એક હીંદુસ્થાની બ્રાહ્મણ પ્રાણવલ્લભ નામે જે દ્વારકાં વીગેરે સ્થળે યાત્રા કરીને અમદાવાદ પાસે શીલજ ગામમાં રહેતા હતા. તેમને આનંદરામ નામનો એક પુત્ર હતો. તેની વય સોળ વર્ષની થઈ ત્યારે તેને ત્યાં બીજા પુત્રનો જન્મ થયો, તેનું નામ સેવકરામ પાડયું, તે એક માસના થયા ત્યારે તેમનાં માતા પીતા ગુજરી ગયા બાદ આનંદરામની માસી ઘણે દુર રહેતી હતી, ત્યાં આ નાના બાળકને મુકયા ને કહ્યું કે માસીબા આને ઉછેરી મોટો કરો તે તમારૂં પાલણ કરશે એમ કહી તેઓ યાત્રા કરતાં કરતાં અમરેલી ગામમાં મુળદાસજીની જગ્યામાં રહ્યા, જેને

મુક્તાનંદ સ્વામીના પીતા કહે છે તેજ આ આણંદરામ. દોરા ગામમાં સેવકરામ તરૂણ વયના થયા ત્યારે તેમની માસી ગુજરી ગઇ. પછી પોતે એકલા રહેતા એમ કરતાં પોતાની ૩૮ વર્ષની ઉમર થઈ. તે વખતે કાશીરામ બ્રાહ્મણ તેમના સાળા તથા તેમની વહુ બંને જણાં એક સુનંદા નામની પુત્રી મુકીને ગુજરી ગયેલા તેથી સુનંદાને કાશીરામે પોતાને ઘેર રાખી મોટી કરી, તે કાશીરામ પણ ઘરભંગ હતા. ને તેમને બે પુત્ર હતા તેણે કહ્યું કે આ મારા મામાની દીકરી સુનંદા આપણે સેવકરામ સાથે પરણાવી આપીએ, પછી સંવત ૧૮૪૫ ની સાલમાં એમ કરતાં હરીઇચ્છાએ સંવત ૧૮૪૮ ની સાલે સુનંદાને ગર્ભ સ્થિર થયો તે ગર્ભમાં અનાદી મુક્ત આવેલા પછી પાંચ માસનો ગર્ભ હતો તે વખતે સેવકરામ યાત્રાએ ગયા ત્યાં ગુજરી ગયા. હવે આંહી કાશીરામ હતા તે પણ ગુજરી ગયા. તેમના બે પુત્રો વડોદરામાં નોકરી કરતા હતા, સુનંદા એકલા હતાં ને તેમનું રક્ષણ કરનાર કોઇ નહોતું, તેવા પ્રસંગે પુરતે માસે સંવત ૧૮૪૮ ની સાલમાં પુત્રજન્મ થયો. તે પુત્ર દશ દીવસનો થયો એટલે તેમની માતુશ્રી સુનંદાએ ધનુર રોગથી પોતાનો દેહ ત્યાગ કર્યો. તે વખતે એક ભુલાભાઇ કરીને ભાઇ હતા તેમને બીખા શેઠે કહ્યું કે સુનંદા ગુજરી ગઇ જણાય છે. તે છોકરો સમજ્યામાં મરેલી માને ધાવે છે ને રડે છે. તો તારે પુત્ર નથી માટે અમો કહીએ છીએ જે તમે તેમને ઉછેરો. પછી ભુલાભાઈ તે પુત્રને પોતાને ઘેર લઇ ગયા ને ગામના માણસો બોલાવીને તે બાઇની દેહક્રીયા કરાવી. હવે તે પુત્રનું નામ ભુલે હાથીરામ પાડેલું હતું. તે આઠ વરસના થયા એટલે ભુલાની સ્ત્રીને પુત્ર જન્મ્યો. પછી તે સ્ત્રીએ પોતાના પતીને કહ્યું કે આ હાથીરામને ગમે ત્યાં મુકી આવો. પછી હાથીરામને તેડી અમદાવાદ ગયા ને ડોસાભાઇને સોંપ્યા, તે ડોસો સંવત ૧૮૫૮ ની સાલમાં વાળાના જેતપુર પોતાની બે ભાણેજોના

લગ્ન પ્રસંગે મોસાળું દેવા આવેલા તે વખતે હાથીરામને સાથે તેડી લાવેલા હતા. હવે તે વખતે શ્રી. મહારાજને પટાભિષેક થએલો. તે ગામ કુણેરી જતા હતા તે રસ્તા ઉપર ડોસાભાઇએ મહારાજનું દર્શન કર્યું કે તુરત સમાધી થઈ. પછી દેહમાં આવીને કહ્યું કે તમે ખુદા છો. પછી પોતે સતસંગી થયા ને પોતાની નિરાવરણ દ્રષ્ટિ થઇ તે વખતે હાથીરામે પણ મહારાજને દેખેલા હતા પછી ડોસાભાઇ અમદાવાદ ગયા ને એ હાથીરામને મોરબીમાં લુહાણાની એક જગ્યામાં મુક્યા. એમ કરતાં સંવત ૧૮૬૫ ની સાલે વડોદરામાં સયાજીરાવ સરકારે નાગપુરની વારાંગના બોલાવી હતી ને ગાયનનો ઉત્સવ એક માસ કરાવ્યો હતો તે વખતે ગામના લોકોની સાથે હાથીરામ પણ જતા હતા પછી હાથીરામ પોતાના ઓઢવાનાં લુગડાની અંદર એક નાની ટોપલી રાખીને ગાયનના શબ્દોનો તાલ લઈ ગાનવિદ્યા શીખ્યા હતા ને એક વરસ ત્યાં રહ્યા. એમ કરતાં સંવત ૧૮૬૬ ની સાલમાં ડામાણના જેસીંગ પટેલ બુરાનપુરથી ૬૦ રૂપીઆની કીંમતનો એક કીનખાબનો રેજો લાવીને શ્રીજીને અર્પણ કર્યો ને કહ્યું કે આનો સુરવાલ કરાવો. પછી તે સુરવાલને સીલાઇ કરનાર વડોદરાના દરજી સારા છે તો આ દાજીભાઈ દશાણીને પાસે રાખી સુરવાલ તથા ડગલો કરાવી આપ્યો. પછી સ્વયં પ્રકાશાનંદ સ્વામી તથા જીજ્ઞાસાનંદ સ્વામી બંને વડોદરા ગયા તે વખતે બજારમાં હાથીરામને જોયા પછી તે સાધુએ કહ્યું કે અમારી સાથે આવશો ? ત્યારે હાથીરામે કહ્યું કયાં તેડી જશો ? કારણ કે હું પુત્ર બ્રાહ્મણનો છું ને યવન જાતીમાં ઉછરેલો છું તો તમારી સાથે કેમ રહી શકાય ? ત્યારે સાધુ કહે આજ પૃથ્વી ઉપર પ્રગટ ભગવાન બીરાજે છે. માટે જે સન્મુખ થાય તેનો મોક્ષ થાય છે. તે વર્ણાશ્રમનું કાંઈ ગણતા નથી માટે ચાલો. પછી સંવત ૧૮૬૬ ની સાલ ઉતરતાં અને સડસઠની સાલ બેસતાં ગામ સારંગપુર ગયા ત્યાં શ્રીજી મહારાજ સંત સહીત ચોરામાં બીરા-

જમાન હતા. તે વખતે મહારાજે સંતની સાથે હાથીરામને દુરથી દીઠા ને તુર્ત કહ્યું કે સંતો આ તુબરૂને કયાંથી તેડી લાવ્યા. એમ કહીને સંતો તથા હાથીરામને મળ્યાં. પછી હાથીરામ કહે સંતો ! આ ભગવાનને મેં સંવત ૧૮૫૮ ની સાલમાં જેતપુર જોયા હતા પણ મારી બાળ સમજમાં કાંઈ સમજાણું નહી તેથી આ નવ વરસ નકામાં ગયાં. અહો ! આજ મારૂં મોટું ભાગ્યોદય થયું. એમ કહી મહારાજ કહે મુકતાનંદ સ્વામી ! બધા આવ્યા છે ? માટે ગુલાબના ફુલ જેવાં લુગડાં લાવો. પછી તે વખતે મહારાજે પોતે હાથીરામને તે વસ્ત્ર ધારણ કરાવીને ભાલમાં ચંદનની અરચા કરી ડોકમાં ફુલના હાર નાંખીને જેના પ્રેમનો પાર નથી, એવા હાથીરામ તેમને દીક્ષા આપીને પ્રેમાનંદસ્વામી એવું નામ ધરાવ્યું પછી સ્વામી મહારાજ સાથે રહેતા ને આસન પથારી જુદું રાખતા ને પંક્તિથી જુદા જમતા ને પોતે શિઘ્ર કવિ હતા ને કાવ્ય માત્રમાં શ્રીજીને મુખ્ય રાખીને શબ્દો ગોઠવતા ને જુદા જમતા તેથી ઘણા સંત હરીજનો શંકા કરતાં એમ કરતાં સંવત ૧૮૭૦ ની સાલે અભય રાજાના કારજમાં ઉત્તમ રાજાએ ચૌદમા દીવસે સંતોને રસોઈ આપી ત્યારે આથમણા બારની ઓરડાની ઓસરીમાં પ્રેમાનંદસ્વામી જમવા બેઠા હતા, તેને નિષ્કુલાનંદ સ્વામી પીરસવા ગયા. તે છેટે ઉભા રહી સ્વામીનાં પતરમાં જલેબી તથા લાડુ પડતા મેલ્યા, તેને સરવે સંત જોઇ રહ્યા તે મહારાજે પણ જોયું. પછી શ્રીજી કહે સંતો અહીં બહુ દુરથી પીરસો છો ને આસનથી જુદા રહો છો, તો અક્ષરધામમાં કેમ કરશો ? એવામાં નિષ્કુળાનંદ સ્વામી વીગેરે દશ સાધુ શંકાવાલા હતા તેમને સમાધી થઇ ને પાંચસો પરમહંસની પંક્તિમાં પ્રેમાનંદ સ્વામી જલેબી લાડુ પીરસતા હતા તેમ પ્રત્યક્ષ નજરે જોયું. પછી તે સાધુ સમાધીથી બહાર આવી મહારાજને નમસ્કાર કરીને વાત કરી ત્યારે શ્રીજી મહારાજ કહે તમે જોયું તે ખરૂં. પણ અહીં તો વર્ણાશ્રમના

વ્યવહાર જેમને તેમ રાખવો. હવે તે પ્રેમાનંદ સ્વામી સભામાં બેઠા હતા. તેમાં એક શંખલપુરનો બ્રાહ્મણ વીજયશંકર મહારાજનાં દર્શન કરવા આવ્યો હતો, તેને મહારાજે કહ્યું કે દેવ, કંઈ પદ સાખી આવડે તો બોલો. ત્યારે તે બ્રાહ્મણ માતાનો ગરબો બોલ્યો, તે પદનું પ્રથમનું ચરણ......માજી મુખની મરોડતા જોઇ, હરાણો ગર્વ ચંદનોરે લોલ. માજીએ મુખડું જોવા કાજ, આવે છે કુંવર નંદનોરે લોલ......ઉપર પ્રમાણે શબ્દ સાંભળી શ્રીજી કહે આ કવિ તથા કહેનારને દેવી ઉપર કેવી આસ્થા અને ઉપાસના છે. અહો! સંતો, આ પ્રમાણે તમારે અમારા પ્રત્યે આવી દઢતા છે, તે વાત સાંભળી પ્રેમાનંદ સ્વામી પોતાને ઉતારે જીવા ખાચરના દરબારમાં જઈ આસન ઉપર બેસીને શ્રીજીની મુર્તીનાં આઠ પદ નવાં બનાવીને સાંજે સભા થઈ તે વખતે મહારાજ સામા ઉભા રહીને તે પદ બોલ્યા. તે પદનું પ્રથમ ચરણ 'વંદુ સહેજાનંદ રસ રૂપ અનુપમ સારને રે લોલ, જનમ જતાં છુટે ફંદ કરે ભવપારને રે લોલ.' ઉપરનું પદ સાંભળી શ્રીજી મહારાજ ઘણા પ્રસન્ન થઇને કહ્યું કે, "ધન્ય છે તેમનાં માત પીતાને કે આવા યોગીને જન્મ આપ્યો ને અમોને પણ એમ થાય છે કે આવા સાધુને ઉંડી જાણે દંડવૃત કરીએ. ને એમના ચરણની રજ માથે ચડાવીએ. એવી રીતે સંતનો મહિમા કહ્યો. ને સર્વત્યાગી તથા ગ્રહસ્થોને એ આઠ પદ બોલવાની હંમેશાં ફરજ પાડી અને મહારાજ ધામમાં ગયા. પછી "સજની શ્રીજી" તથા "નવલ સ્નેહી-નાથજી"એ કીર્તનો કરી સંવત ૧૮૮૭ ની સાલમાં પ્રબોધની ઉત્સવ ઉપર વડતાલની સભામાં દશ હજાર માણસ હતાં તે વખતે પ્રેમાનંદ સ્વામી હાથમાં સરોદો લઈ ઉપરનાં પદો બોલ્યા તે સાંભળી શ્રીજીએ તે સભામાં સૌને પ્રત્યક્ષ દર્શન આપ્યાં ને સભા માત્રને નેત્રમાં જળની ધારા વછુટી. પછી સદગુરૂ ગોપાલાનંદ સ્વામીએ સર્વેને વાતો કરીને શાંતી કરી ને પ્રેમાનંદ સ્વામી સંવત ૧૯૧૦ ના સાલ ઉતરતાં ને

અગીયારની સાલ બેસતાં દેહત્યાગ કરી અક્ષરધામમાં ગયા છે. આ મહા મુક્તે ઘણાં રસીક ને વૈરાગ્યનાં ઉત્તમ પદો કહેલાં છે, તે પુસ્તકના આકારમાં બહાર પડેલાં છે. તે બહુજ રસીક તથા ભક્તિરસથી ભરપુર છે. એ સદ્‌ગુરૂનાં કીર્તનો આજ પણ દરેક હરીભક્તોના ઘરમાં પ્રેમથી ગવાય છે.

## રામબાઈ.

જેતપુરમાં રામબાઈ નામે બ્રાહ્મણી હતાં. તે એક વખતે સીમમાં ખડ લેતાં હતાં, ત્યાં શ્રીજી મહારાજને ધોરાજીથી આવતા જોયા એટલે રામબાઇને કહે જે જેને પ્રભુ ભજવા હોય તેમને ચુડલી ન જોઇએ! અને માથે વાળ પણ ન જોઈએ! તે સાંભળી રામબાઈએ ચુડલી કાઢી ફેંકી દીધી ને જીવતા ધણીએ માથું તુરત મુડાવી નાખ્યું. એટલે તેના ધણીએ તેને બહુ દુઃખ દેવા માંડયું ને રાત્રે તેમની છાતી ઉપર ખાટલાનો પાયો રાખી સુવે, તોપણ આ બાઈના નિશ્ચયમાં ફેર પડયો નહી. આવી રીતે આજ પણ સત્સંગમાં એવી સાંખ્યયોગી હજારો સ્ત્રીઓ વિષય તજી પ્રભુ ભજી રહ્યાં છે.

## સત્ય સુખ કેવી રીતે મળે?

એક રાજાને મનમાં વૈરાગ્ય થતાં તેણે જંગલમાં જઈ એક મહાત્માને પ્રાર્થના કરી કે મહારાજ મારા ઉપર કૃપા કરીને મારૂં સંસારરૂપી દુઃખ નિવૃત કરો. ત્યારે તે મહાત્મા બોલ્યા કે હે રાજા! તું જ તારા પર કૃપા કર! એટલે તારૂં દુઃખ તુરત નિવૃત થઈ જશે. ત્યારે તે રાજા બોલ્યો કે મહારાજ! હું મારા પર કૃપા કેવી રીતે કરૂં તેનો માર્ગ બતાવો! મહાત્મા કહે! હે રાજા તેં સર્વે વસ્તુ ભેગી કરી છે તેના લીધે તને દુઃખ થાય છે, માટે તેનો સત્વર ત્યાગ કરી દે એટલે તને સત્ય સુખ પ્રાપ્ત અનાયાસે થશે. રાજાએ તુરત મહાત્માના વચન પર વિશ્વાસ રાખી હાથી, ઉંટ, બેલ, ગાડી, ઘોડા, મોટરો વિગેરે જે કાંઈ હતું તે સર્વ લુંટાવી દીધું,

એટલું નહિ પણ પોતાનો દ્રવ્યભંડાર પણ ગરીબ લોકોને આપી પોતે મહાત્મા પાસે આવી કહેવા લાગ્યો કે મહારાજ મેં આપના કહેવા પ્રમાણે સર્વે વસ્તુનો ત્યાગ કર્યો છે પણ મને સત્ય સુખ હતું તે સમજાતું નથી. ત્યારે મહાત્માજીએ કહ્યું હે રાજા! તેં કાંઇ પાસે રાખ્યું હશે! ત્યારે રાજા કહે ગુરૂ મહારાજ! ચાલો મારી સાથે ને જોઇ લ્યો કે મેં કાંઇ પણ રાખ્યું નથી. ત્યારે મહાત્માજીએ કહ્યું કે તું આ ગંગા નદી વહે છે તેમાં પડીને સામે કાંઠે જા ને ત્યાં એક વડનું વૃક્ષ છે ત્યાં બેસ એટલે તને સુખ પ્રાપ્ત થશે. રાજાએ તે પ્રમાણે કરતાં દુર જવાથી ને એકાંત વાસે પ્રભુભજન કરવાથી મનથી મારાપણું મુકાઇ ગયું ને તેથી તે રાજા પરમ સુખી થયો. જ્યાંસુધી મનથી કોઇ પણ વસ્તુનો ત્યાગ થતો નથી ત્યાં સુધી સત્ય સુખનાં દર્શન કદી પણ થતાં જ નથી એ નિર્વિવાદ છે.

## ઉંટ કાઢવાનો રસ્તો.

એક મકાનમાં એક જ દરવાજો હતો અને બારીબારણાં પુષ્કળ હતાં. તેમાં એક વખતે એક ઉંટ અચાનક પેસી ગયું હતું, તેને મકાનનો માલીક લાકડી લઇ કાઢવાને તેના વાંસે દોડયો. ઉંટ મકાનની ચારે તરફ દોડે પણ દરવાજા વિના નિકળી શકે નહિ. આથી તે માલીક ગભરાણો ત્યારે એક માણસે કહ્યું કે તું દરવાજાને ખુલ્લો મુક કે જે રસ્તેથી ઉંટ આવ્યું હતું તે જ રસ્તેથી નિકળી જશે કારણ કે તારા મકાનમાં ઉંટનો નિકળવાનો ફક્ત એક જ રસ્તો છે કે જ્યાંથી પેઠું છે ત્યાંથી જ નિકળી શકે. કેમકે બીજાં નાનાં બારીબારણાં ઉંટને કાઢવાને માટે નિરર્થક છે. આવી રીતે મકાનના માલીકે કરવાથી ઉંટ તુર્ત જ નિકળી ગયું.

## અભયદાન.

મરૂત રાજા, ગય રાજા, સગર રાજા એમણે યજ્ઞો કરીને અનંત ઘણાં દાન આપેલાં છે પણ તેનાં કરતાં પણ જીવને ભગવાનમાં જો-

ડવો તે સૌથી શ્રેષ્ટ છે અને તેને અભયદાન કહે છે. એક જીવને ભગવાનમાં જોડવો તેને બ્રહ્માંડ જમાડયા જેટલું પુણ્ય થાય. સૌમાં શ્રેષ્ટથી શ્રેષ્ટ અભયદાન છે.

### ગુણવાન પુરૂષોનો સમાગમ એ મોટો લાભ છે.

આ જગતમાં જ્યારે ગુણવાન પુરૂષનો આપણને સંગ મળે ત્યારે મોટો લાભ થયો સમજવો. જો આપણામાં વિવેક ન હોય તો વિવેક આવે છે, આપણામાં જ્ઞાનની ખામી હોય તો સુધારો થાય છે માટે ધર્મ નીયમ પાળીને સંતનો નીરંતર સમાગમ કરવો જોઇએ.



## પ્રસંગ ઓગણીસમો

### સદગુરૂનો પ્રતાપ.

બગડના વાણીઆ સારા એકાંતીક ભક્ત હતા, પણ વ્યવહાર સારો નહોતો તેથી તેમને અસંતોષ રહ્યા કરતો હતો. એક વખતે સદગુરૂ સીધાનંદ સ્વામી તેમના ગામ પધાર્યા. તેમની પાસે આ વાણીઆએ ધનની માંગણી કરી તેથી સ્વામીએ એ ચારે જણને એક શ્રીમાન ભક્ત પાસેથી એકેક હજાર રૂપીઆ અપાવ્યા ને કહ્યું કે તમે હવે રૂનો વેપાર કરજો. સ્વામીના વચન પ્રમાણે રૂનો વેપાર કરવાથી થોડી મુદતમાં મહા પુરૂષના આશીર્વાદથી તેઓ એક એક લાખના આસામી થયા.

થોડા દીવસ થયા ત્યારે ફરીને તે જ સદગુરૂ તેના ગામમાં આવ્યા તેઓને કહ્યું કે હવે રૂનો વેપાર કરશો મા. સદગુરૂના મોઢે હા પાડીને તેઓ ગયા પછી એ ચારે જણા મનમાં કહેવા લાગ્યા કે સાધુને વ્યવહારની શી માહિતી? રૂની મોસમ આવી ને ચારે જણાએ

વેપાર ધમધોકાર આજ્ઞા વિરૂદ્ધ શરૂ કર્યો તેથી જે નફો મળ્યો હતો તે જતો રહ્યો ને ઉલટા કરજવાન થઈ ગયા. પછી એ ચારે ભાઇઓ દુર્ગપુર જઇ સ્વામી પાસે કહેવા લાગ્યા. સ્વામી! અમે તો નિર્ધન થઈ ગયા, હવે કાંઇ ઉપાય બતાવો! સ્વામી કહે હવે મારો ઉપાય નથી. મેં તો તમને સુખી કર્યા હતા પણ તમને તૃષ્ણા વળગી તેથી તમે હાથે કરીને દુખી થયા, માટે તમે પ્રથમ જેવી રીતે ભજન કરતા હતા તેમ હમેશાં આનંદમાં રહી ભજનસ્મરણ કર્યા કરો તેમાં તમને સહેજે વૈરાગ્ય રહેશે. ધનનો કેફ ચડી જવાથી તમે ભગવાનને ભુલી ગયા હતા તેથી મહારાજે તમારા ઉપર બહુ દયા કરી છે. હવે તમે ભગવાનનું ભજન સુખે કરી શકશો. જુઓને, દુઃખ પડે છે ત્યારે લોકો ભગવાનને સંભારે છે. સુખમાં શ્રીહરી સાંભરતા નથી. પછી તે ચારે જણ સદ્‌ગુરૂના વચનને આધીન થઇ દુખમાં પણ ભજન કરી શકયા ને ધનની વાસના નિવૃત્ત થઇ એમ મોટા સંતની સાથે પ્રીતી હતી તો સુખીઆ થઇ ગયા.

## કામ, ક્રોધ, ને લોભ ટાળીને યાત્રા કરવી જોઇએ!

એક ગામનો પટેલ પોતાના ગોરને સાથે તેડીને યાત્રાએ નીકળ્યો હતો તેની સાથે એક હજામ પણ હતો. પટેલને કાંઇ યાત્રાનો મહીમા નહોતો. ફકત પોતાની મોટાઈ જ બતાવવા માટે યાત્રા કરવા નીકળ્યો હતો તે બહુ જ પાપી હતો, તેથી રસ્તામાં જ મરણ પામ્યો એટલે ગોર તથા હજામ ઘેર આવી પટેલના છોકરાને સર્વે વાત કરી. એટલે છોકરાએ જે ઠેકાણે પોતાના પિતા ગુજરી ગયા હતા ત્યાં બાળીને હાડકાં કાશીમાં ગંગાજીમાં નાંખવાને માટે ગોરને તથા હજામને મોકલ્યા. ગોર નહાવા જતા હતા ત્યાં હાડકાનો ડબો ગંગાજીમાં પડી ગયો, તે હજામને હાથ આવ્યો. હજામે જાણ્યું કે ડબામાં કાંઈ માલ હશે માટે આપણે અહીં નહિ ખોલતાં ઘેર ખોલીશું. એમ વિચાર કરી ઘેર આવી ડબો ખોલ્યો તો પેલા પટેલનાં હાડકાંનાં

ફુલ ડબ્બામાં ભરેલાં દીઠાં તેથી હજામ પસ્તાયો. પટેલ પુણ્યશાળી નહોતો તેથી ગંગાજીએ હાડકાંનો સ્વીકાર પણ કર્યો નહિ. માટે કામ, ક્રોધ ને લોભ મુકયા વિનાનાં તીર્થ કરવામાં જોઇએ તેટલું ફળ મળતું નથી; માટે તીર્થે જવું તો તમામ વ્યાધી વેર મુકી શાંત ચીતથી તીર્થ કરવાં જોઇએ.

## વ્યભિચાર ન કરવા વિષે.

એક રાજાની રાણી ઘોડાના ચાકર સાથે વ્યભિચારી થયેલી હતી તેથી રાત્રે ઉઠીને ચાલી ગઇ, રાજા તેની પાછળ પાછળ ગયો. પછી રાજાએ એ પાપ જોયું. પછી રાજા રૂમાલ ત્યાં મુકતો ગયો તે ઉપરથી રાણી ને અશ્વપાલે જાણ્યું કે રાજાએ આપણી વાત જાણી છે. પછી તેણે રાજાને મારી નાંખવા વીચાર કર્યો ને રાજાના ટુકડા કરી નાંખીને બંને જણ બે ઘોડા ઉપર બેસી દાગીના વીગેરે લઇને રાતે ચાલી નીકળ્યાં ને રાજાના શબને સરોવરમાં નાખી દીધું. પછી અશ્વપાલને સાપ કરડયો તેથી તે રસ્તામાં મરી ગયો ને રાણીને ચોરોએ લુંટી લીધી ને ઘોડા બે લઈ લીધા. પછી રાણી એક વણ-જારાની પોઠ સાથે ચાલીને એક શહેરમાં ગઇ. ત્યાં તેણે વેશ્યાનો ધંધો કરવા માંડયો. તેનો એક પુત્ર મોટો થએલો હતો તે આ શહેરમાં ફરવા ગયો હતો ત્યાં તેની માતા જે રાણી તે વેશ્યા સાથે વ્યભિચાર કર્યો. પછી વેશ્યાને ઘેરથી આવતાં ગાય અને વાછરડીને વાચા થઇ કે માતાની સાથે જે વ્યભિચાર કરે તેના પ્રાયશ્ચિત માટે બળી મરે તો તેનું પાપ નાશ પામે. પછી તે કુંવરે તે વાત તેની માને કહી. પછી કુંવરે બળવા માટે લાકડાં ખડકયાં કુંવર ચીતામાં પડી બળી મુઓ. પછી તેની મા પેલી રાણી અગ્નીમાં પડી પણ અગ્નીએ તેનો સ્પર્શ ન કર્યો કેમકે તે અધમ પાપીણી હતી. ત્યાંથી તે રાણી નીકળી ને જંગલમાં એક ભરવાડણને ત્યાં દહીં છાસ વેચવા રહી. ત્યાં ભરવાડનું મટકું છાસનું ફુટતાં આ

રાણીએ શોક ન કર્યો તેથી તેની સાથની બીજી ભરવાડણો તેને ઠપકો દેવા લાગી ત્યારે તે હસવા લાગી ને તેનું વૃત્તાંત કહ્યું કે હું શાનો શોક કરૂં ? મારાં પાપ અનંત પ્રકારનાં છે. આ ગોળીનો શોક કરૂં કે મારા પતીને માર્યાનો શોક કરૂં. વ્યભીચારમાં આવાં અનંત પ્રકારનાં પાપ રહ્યાં છે. વ્યભીચારી પુરૂષોને દેવતાઓ પણ સંઘરતા નથી વ્યભીચારથી મનુષ્ય જન્મ તદન ખરાબ થઈ જાય છે. ચોરીમાં પણ પાપ રહ્યું છે. મીથ્યા અપવાદ, હીંસા, દારૂ, માંસ એ અગીઆર નિયમ પાળવાથી મનુષ્યો ધર્મમાં રહે છે તેવા નિયમ આ ઘોર કળીયુગમાં શ્રી હરીએ પળાવ્યા છે. એ નીયમનો જે ભંગ કરે તેનો જન્મ ખરાબ થઇ જાય છે.

## દારૂની નીશામાં મોટી શરત.

બે પૈસાદારોએ એક વખત દારૂ પીધો હતો. દારૂના નીશામાં વાદવિવાદ પર ચડી ગયો અને એક બીજાએ ઠરાવ કર્યો કે એક જણ કહે કે હું સમુદ્રનું પાન કરી જાઉં ત્યારે બીજો કહે કે તું સમુદ્ર ન પીજા તો હું તારી પાસેથી લાખ રૂપીઆ લઇશ. ત્યારે તે પ્રમાણે બંને જણ કબુલ થઇ કાગળપર દસ્તાવેજ કરી બંધાયા. બંને જણ ઘેર આવ્યા ને દારૂનો નીશો ઉતરી ગયા પછી કાગળનો લેખ લઇને બીજો શેઠીયો પેલો સમુદ્ર પી જનાર પાસે ગયો ને કહ્યું કે સમુદ્ર પી જાઓ નહિ તો લાખ રૂપીઆ આપો પણ વાદવિવાદથી કોર્ટમાં કેસ ચાલ્યો અને લાખો રૂપીઆ બંને જણને ખર્ચ થઇ ગય પણ નીકાલ આવ્યો નહી પછી એક બારીસ્ટર મળ્યો કે તમારો કેસ હું જીતી આપીશ. એમ કહી ફી ઠરાવી પોતાના અસીલને એમ કહ્યું કે તમારે કોર્ટમાં એમ કહેવું કે અગસ્તય ઋષી સમુદ્ર પી ગયા હતા તે મારા ગુરૂ પાસેથી મંત્ર મેં સિદ્ધ કર્યા છે તેથી સમુદ્ર પીવા તૈયાર છું. પછી તે પ્રમાણે કોર્ટમાં કેસ ચાલતી વખતે કહ્યું. પછી બેરીસ્ટર કહે કે તમે નવસો નવાણું નદીઓનાં નાકાં બંધ કરી આવો પછી સમુદ્ર પીવા તૈયાર થાઓ

કારણકે સમુદ્ર પીવાની શરત છે પણ નદીઓની નથી. પછી તે કેસ બેરીસ્ટરના લાભમાં થયો. આ પ્રમાણે દારૂના નીશામાં લાખો રૂપીઆની વિના કારણે પાયમાલી થઇ, માટે દુર્વ્યસનથી હમેશાં દુર રહેવું ને એવા ખોટા વાદવિવાદ કરી નકામાં કોર્ટ ને વકીલનાં ઘર ભરવામાં શું ફાયદો ?

## નળ રાજા અને રાજહંસ.

એક નૈષધ નામે દેશ છે. તેનો નળ નામે રાજા હતો. તેને બે ભાઇ હતા. નળના બાપનું નામ સુરસેન હતું ને તેના નાના ભાઈનું નામ વીરસેન હતું. ને તેનો પુત્ર પુષ્કર નામે હતો. તે નળ રાજાનો દીવાન હતો. આ રીતે રાજ કરતા હતા. કેટલાક દીવસ વીત્યા કેડે તેને ઘેર ફરતા ફરતા નારદમુનિ આવ્યા તેમને સન્માન કરી આસન વગેરે આપી પુજા કરી જમાડી તૃપ્ત કરી બેઠા. ત્યારે નારદજીએ પુછ્યું કે આ તમારા દરબારમાં રાણી વગેરે કોઈ જણાતું કેમ નથી ? ત્યારે નળ રાજા બોલ્યા કે–મને પરણવા લાયક ન મળવાથી હું કુંવારો છું. ત્યારે નારદજી બોલ્યા કે વૈદર્ભ નામે દેશનો રાજા ભીમક છે, તેની પુત્રી દમયંતી નામે છે. તે તારે પરણવા જોગ છે. એમ વાતચીત કરી નારદજી તો પોતે ચાલી નીકળ્યા ને પેલો રાજા હતો તે કોઇક દીવસ શીકાર કરવા વનમાં ગયો હતો પણ તેનું ચિત્ત તો નિરંતર દમયંતીમાં લાગી રહ્યું હતું. વનમાં ફરતો ફરતો બહુજ છેટે જઇ પહોંચ્યો. તે જગ્યોએ સારાં સારાં સુંદર ઝાડ, ફળ, ફુલ વગેરે શોભાયમાન ઝુકી રહ્યાં હતાં, એવું સારૂં વન હોવાને લીધે માન સરોવરમાં હંસનાં ટોળાં તે વનમાં આવેલાં હતાં, તેમાં બધા હંસોનો ઉપરી એક હંસ હતો. તે એક ઝાડની નીચે બેઠો બેઠો ઉંઘતો હતો. તેને પેલા નળ રાજાએ જોયો. ત્યારપછી નળરાજા પેલા હંસને ઝાલવાનો ઉપાય કરે છે. પોતાનાં હથીઆર વગેરે હેઠાં મુકી દઇ હેઠે બેસીને ચાર પગે ચાલતો ચાલતો જઈ હંસને પકડી લીધો

એટલે તે હંસ બહુ કલ્પાંત કરવા લાગ્યો. ત્યારે તે નળ કહે: આવું રૂપાળું તું જનાવર છે. તને હું મારીશ નહી માટે તું ફીકર કરીશ નહી. તે હંસનો પરિવાર કકળાટ કરતો હતો ને તે રાજાએ હંસલીઓએ શ્રાપ દીધો કે—અમારા પતિને ને અમને વિજોગ પાડયો માટે તું અને તારી સ્ત્રીને વિજોગ પડજો. અને કલ્પાંત કરવા માંડયું. એટલે પેલો હંસ હતો તે નળરાજાને કહે છે આ મારો પરિવાર કકળે છે ને વળી મારી સ્ત્રીને પુત્ર થયો છે, તેનું પણ મેં મ્હોં જોયું નથી ને હું પકડાયો છું. તેની તેને ખબર નથી ને મારા માતાપિતાને પણ ખબર નથી માટે તે સર્વ મારા સંબંધી મારા વિયોગે કરીને મૃત્યુ પામશે. માટે મને છોડી દે. હું તેને શાંત પમાડીને હમણાં આવું છું એટલે નળ રાજા કહે કે—તારા પક્ષી લોકનો વિશ્વાસ કેમ આવે! ત્યારે હંસ બોલ્યો કે અમે તો સત્યવાદી છીએ. જો સત્યવાદી ન હોઇએ તો હંસ નામ શાનું પડે! પછી નળરાજા કહે કે તું સત્યવાદી હોય તો જા, તું જાણે ને પરમેશ્વર જાણે. એમ કહી છોડી દીધો. એટલે તે હંસ પોતાનો પરીવાર લઇને પોતાના સ્થાનમાં ગયો. ત્યાં સૌ કુટુંબને સંતોષ પમાડી પાછો આવ્યો અને નળરાજા હતો તે પેલા હંસને પકડીને પોતાના ઘોડા પર બેસીને તે હંસને પોતાના ખોળામાં બેસાડીને પોતાને ઘેર જવા પાછો વળ્યો. આગળ જતાં પોતાના સખા તથા દીવાન ભેગા થયા; તેણે પુછ્યું કે આ બહુ શોભાયમાન જનાવર કયાંથી લાવ્યા? એટલે તે રાજાએ સઘળી હકીકત કહી સંભળાવી. ત્યાર પછી પેલો હંસ હતો તેના માટે સોનાનું પાંજરૂં કરાવી તેમાં પુરીને નીરંતર પોતાની પાસે રાખવા લાગ્યો. એક દીવસ તે હંસ બોલ્યો કે આ ઘરમાં કોઇ વસ્તી વગેરે કેમ જણાતું નથી, એટલે નળરાજાનું હૈયું ભરાઈ આવ્યું તેથી જે પોતાનો મિત્ર જે હંસ તેને બધી વાત કહી સંભળાવી એટલે તે હંસ કહે કે ઓહો, આમાં તો શું? દેવલોકમાં જઇને કહો તો નાગ કન્યા લાવી

આપું, તો દમયંતી લાવવી તેમાં શું ? મને આ પાંજરામાંથી બહાર કાઢો. હું દમયંતી સાથે તારૂં સગપણ કરી આવું. તું જાન તૈયાર કરીને તત્પર રહેજે. એમ કહ્યું એટલે તે નળરાજાએ રાજી થઇને પાંજરૂં ઉઘાડયું એટલે તે હંસ બહાર નીકળી આકાશમાર્ગે ઉડીને એ વૈદર્ભ દેશમાં આવ્યો ને તે ભીમક રાજાના બાગમાં ચંપાના "ઝાડ ઉપર બેઠો. તેની સમીપે એક હવેલી હતી તેમાં દમયંતી પોતાની સખીઓ સાથે રહેતી હતી. ત્યાં સમીપે તે ઝાડ હતું તે ઉપર બેસીને રાત્રે બાર વાગે પુનમ હતી તેથી ચંદ્રમા માથે આવી રહ્યો હતો, તેવે સમયે રૂડા શબ્દો તે હંસ બોલવા લાગ્યો. તેથી તે દમયંતી પોતાની સખીઓ સાથે સોગટાં બાજી રમતી હતી, તેના કાનમાં શબ્દ પડયો તેથી તેણે ઝરૂખાની બારી ઉઘાડીને જોયું ત્યાં તો એ વાડીમાં પ્રકાશ પ્રકાશ દેખાયો. તે પ્રકાશ ચંપાના ઝાડ ઉપર બેઠેલો હંસ તેનો છે એમ જોવામાં આવ્યું, એટલે રમવું પડતું મુકીને મહેલ ઉપરથી તત્કાળ હેઠળ ઉતરીને પેલા ચંપાના ઝાડ પાસે આવીને પેલા હંસને ઝાલવાનો ઉપાય કરવા લાગી એટલે હંસ પણ નીચી નીચી ડાળે બેસે ને બહુ મીઠી વાણી બોલે. તેમાં નળ રાજાનાં વખાણ કરતો જાય ને પેલી દમયંતી ઝાલવા જાય એટલે ત્યાંથી ઉડી બીજી ડાળે બેસે પણ હાથ ન આવે એમ કેટલીક વાર થઇ પણ હંસ ન ઝલાયો એટલે તેણે વિચાર કર્યો કે આ હંસ જનાવર છે તે કમળ ઉપર બેસે ને મોતીનો ચારો ચરે ને માનસરોવરમાં રહે. એમ જાણી પોતે પોતાનાં વસ્ત્ર ઉતારી મુકીને એક પલાશ નામે ઝાડનું પાંદડું તોડી પોતાનાં મસ્તક ઉપર મુકયું ને પોતાના માથાના કેશ છુટા ખોલાતા મુકયા ને પોતાનો કમળના જેવો હાથ કરીને માંહી જાંબુનું ફળ મુકયું એટલે જાણે કે જળમાં કમળ ખીલ્યું હોય ને પેલા માથાના વાળ જળમાં જાણે સેવાળ હોય ને કમળ જેવો હાથ કરીને માંહી ફળ મુકેલું જાણે ભમરો સુગંધી લેવાને બેઠો

હોયની ! આ રીતે પોતાના દેહનો વેશ બનાવીને પોતાના બાગમાં જલનો ભરેલો હોજ હતો તેમાં ગળા સુધી પાણીમાં ઉભી રહી. ત્યારે હંસે વીચાર્યું કે આપણે નળનું કામ કરવા આવ્યા છીએ ને આપણને ઝાલવા માટે બહુ પ્રયત્ન કર્યો છે એમ ધારીને તે હાથ ઉપર જઇને બેઠો એટલે તે દમયંતીએ ઝાલી લીધો. ત્યાર પછી તે દમયંતી બોલવા લાગી કે અત્યાર સુધી મને બહુ મહેનત કરાવીને હવે કેમ પકડાઇ ગયો ? એમ કહેવા લાગી ને પોતાની સખીને સાદ કર્યો એટલે તે આવી, તે પછી બધી ભેગી થઇને વિચાર કર્યો કે આની કોઈ દહાડે જવા દેશો નહીં ને પાંજરામાં ઘાલીને રાખવા જેવું જનાવર છે. એમ એ હંસને ઝાલ્યો. તેવા અહંકારે જુક્ત વચનો બોલાયાં તે સાંભળી હંસ કહે છે કે—હું ધારૂં તો તારા હાથને મારી ચાંચવડે કાપી નાખીને જતો રહું પણ હું નળરાજાનો મિત્ર કહેવાઉં તો મારાથી એમ કેમ થાય ? એટલે તે દમયંતી બોલી કે તે નળરાજા કયા દેશનો છે ને તે કેવો છે તે મને યથાવિધ કહો. ત્યારે તે હંસ કહે કે તારા જેવી તો એને ઘેર પાણી ભરનારીઓ છે ને એ તો જબરો પ્રતાપી દેવ જેવો રાજા છે. એમ બહુ વખાણ કર્યાં. ત્યારે તે દમયંતી કહે છે કે તે નળ રાજા કુંવારો છે કે પરણેલો છે ? ત્યારે હંસ કહે કે એ તો કુંવારો છે. ત્યારે દમયંતી કહે કે મને તે નળરાજા સાથે પરણાવો. હું તમારી દાસી છું. તમે જેમ કહેશો તેમ કરીશ. હું જેવા ગરીબ ઉપર તમારે દયા લાવવી જોઇએ. એ રીતે ઘણીક વીનંતી કરી, ત્યારે તે હંસ કહે કે—તું સ્વયંવર રચાવીને તે નળરાજાને ખબર કર એટલે એ તુરત જાન લઈને આવે, એ રીતની ગોઠવણ હું કરી દઈશ. એમ કહ્યું, એટલે તે દમયંતી પેલા હંસને પગે લાગીને કહ્યું કે તમે તો સત્યવાદી કહેવાઓ તે જુઠું નહી બોલો, એમ કહીને ઘણી સ્તુતિ કરીને વીદાય કર્યો. ત્યારપછી તે હંસ પાછો આવીને નળરાજાને મળ્યો, ને બધી હકીકત કહી એટલે તે નળરાજા જાન શણગારીને ચાલ્યો

તે વૈદર્ભ દેશમાં ભીમક રાજાને ત્યાં આવે છે. હવે દમયંતી બીજે દીવસે ઉદાસ થઇને સુતી હતી એટલે તેની માને ખબર થઈ તેવી તે જોવા આવી ને પુછ્યું કે તને શું થયું છે? એટલે તેણે બધી હકીકત કહી, ત્યારે રાણીએ રાજાને વાત કરી કે આપણી દીકરી પરણવાજોગ થઇ છે માટે તેને પરણાવી દ્યો. ત્યારે રાજાએ સ્વયંવર રચ્યો ને દેશાવરમાં કંકોત્રી મોકલી તેમ દમયંતીએ ખાનગી ખબર પણ નળરાજાને મોકલ્યા. આ સ્વયંવરમાં દેવતાઓ પણ રૂપ બદલીને આવ્યા હતા, છતાં દમયંતી નળરાજાને વરમાળા પહેરાવીનેજ વરી. આ કાર્ય રાજહંસે કરેલું છે.

## સુબોધક દોહરા.

આપ રળેલું ખાઇને, સંતોષે રહેવાય,
કળા કૌશલ્યતા વડે, વ્યાધી કદીયે ન થાય.
સ્નેહી, રોગી, જ્ઞાનીની સેવા કરવી સદાય,
ભલાઇ રાખો ભાવથી, વ્યાધી કદીયે ન થાય.
વણ કામે, વણ નોતરે, પર ઘરે ન જવાય,
કામ જેટલું કામ લઇ, વ્યાધી કદીયે ન થાય.
માની, કપટી મુર્ખનો, સદા સંગ તજાય,
રાંડભાંડથી દુર રહો, વ્યાધી કદીયે ન થાય.
ઉપજ ખર્ચ ઘરતણો, જો હીસાબ રખાય,
કરકસરે ક્રીયા કરો, વ્યાધી કદીયે ન થાય.

## શાસ્ત્રના વિશ્વાસ વિષે.

### ઉપજાતિ વ્રત.

સધર્મ તો શાસ્ત્ર થકી જણાય,
સધર્મથી સર્વ સુખી સદાય.
જો ધર્મ કેરો ન રહે પ્રવેશ,
તો પાપથી સર્વ પીડાય દેશ.

જેવી સ્થીતી જાન જનાવરોની,
જેવી સ્થિતિ નારી તથા નરોની.
ડરે ન ચોરી વ્યભિચાર દોષે,
લઈ પારકા પ્રાણ સ્વપિંડ પોષે.
શાસ્ત્ર પ્રમાણેજ વિવાહ થાય,
શાસ્ત્રો સુણી માત પીતા પુજાય.
વિશ્વાસ જો શાસ્ત્ર તણો ન હોય,
તો રીતી સારી ન ધરેજ કોય,
ગરીબને તો બળવાન મારે,
દયા ન ધારે દીલમાં લગારે,
ન સ્વર્ગ આશા જમનો ન ત્રાસ,
કુકર્મમાં કેમ કરે ક્યાશ ?
માતાપિતા કે ભગીની સગાઇ,
છે સર્વ સતશાસ્ત્ર થકીજ ભાઇ.
પક્ષી પશુ શાસ્ત્ર ન જાણનારાં,
સગાઇમાં શું સમજે બીચારાં ?
મનુષ્ય કેરી મન જુક્તિ કેવી,
જે દીસ ચાલે વહી જાય તેવી;
આકાશમાં જાય હવાઈ જેમ,
જોરે ભરેલી અટકે ન એમ.
જો કલ્પના શુદ્ધ વયે સીધાવે,
સંસાર સીંધુ તરી પાર લાવે.
જો કલ્પના કુતસી માર્ગ જાય,
તો વિપ્રનો પુત્ર કસાઈ થાય.
જે શાસ્ત્ર વાંચી દ્વીજ તો રળે છે,
જે શાસ્ત્રથી મોદક તો મળે છે.

તે શાસ્ત્રને કલ્પીત જે ગણે છે,
બેઠાતણી ડાળ તમે હણો છો.
જે શાસ્ત્ર સત્તા દ્વીજની વધારે,
પુજાય વિપ્રો પણ શાસ્ત્રદ્વારે.
તે શાસ્ત્ર મિથ્યા કરવાજ લાગ્યા,
જુવો દ્વીજો આજ સપુત જાગ્યા.
વસ્યા જે રૂષિ જેહ અરણ્વ વાસે,
ન જાણતા નાસ્તીક પુત્ર થાશે.
કળા કળીકાળ અશેષ અંશે,
પુત્રો થયા નાસ્તીક વિપ્ર વેશે.
ધિક્કાર માતા, ધીક તાત તેનો,
જેનાં દીસે નાસ્તીક પુત્ર જેનો
તે તાતનો વંશ ડુબાવનારો.

## શેખસલ્લી જેવા વિચારો.

એક દેવશર્મા નામનો બ્રાહ્મણ હતો. તેને મકરસંક્રાંતિના દીવસે સાથવાથી ભરેલી એક હાંડલી મળી. તે લઇને પોતાનો એક યજમાન કુંભાર હતો ત્યાં એ ઘડી વિશ્રાંતી લેવા બેઠો અને એટલામાં તેને નિદ્રા આવી ગઈ એ નિદ્રામાં તેને સ્વપ્ન થયું કે હાથમાં એક લાકડાંનો દંડ સાથવાનું રક્ષણ કરવા બેઠો હતો. "જો હું આ સાથવાની માટલી વેચી નાંખોશ તો ૧૦ કોડીઓ મને મળશે ને તેનાથી બીજી ઘણી હાંડલીઓ લઈ પૈસા એકઠા કરીશ. તે પૈસાથી વેપાર કરીશ ને ચાર બૈરીઓ પરણીશ. ચાર સ્ત્રીઓમાં જે અત્યંત રૂપાળી તરૂણી હશે તેના ઉપર હું પ્રેમ બાંધીશ. તે વખતે બાકીની સ્ત્રીઓ લડાઇ કરશે. તે વખતે હું ચીડાઇને આ દંડુકાથી જ તે સ્ત્રીઓને મારીશ." એમ બોલીને તેણે પેલો દંડુકો પછાડયો તેથી સાથવાની ભરેલી તેની માટલી અને બીજી (કુંભારની પણ) માટ-

લીઓ ફુટીને ચૂરેચૂરા થઇ ગઇ. તેનો અવાજ સાંભળીને કુંભાર જાગી ઉઠ્યો અને ફુટેલી હાંડલીઓ જોઇને તે બ્રાહ્મણને તીરસ્કાર કરી પોતાના મંડપમાંથી બહાર કાઢ્યો ને આખરે બ્રાહ્મણ બહુ જ પસ્તાયો.

મનોરથો અનુચીત કરી મનમાં જે મલકાય,
ભગ્નભાંડ ભુદેવ વત તે ધીક્કાર પમાય.

## શેરને માથે સવાશેર.

એક મોટા શહેરમાં એક વણીક રહેતો હતો. તેને ત્યાં અગાધ દોલત હતી પણ કોઇ જાણતું નહોતું. તે પોતાની દોલત બે બળદના આકારમાં રાખતો. હીરા, માણેક, સોના ને સાચાં મોતીથી બંને બળદો શણગારી પોતાના ગુપ્ત આવાસમાં રાખતો હતો, પણ જાતે પોતે બહુ જ લોભી ને દેખાવમાં કંગાળ હતો. કોઇ સામો માણસ તેને મળ્યો હોય તો તેને ગરીબ મનુષ્ય સમજે. એક વખતે તેના ગામની નદીમાં મોટું પુર આવવાથી લાકડાં વગેરે રાત્રીના વખતે તણાઇને આવતાં હશે. તે લેવાને પોતે અનહદ મહેનત કરવા લાગ્યો તે વખતે તે ગામનો રાજા પોતાની બારીએ બેઠો બેઠો આ કંગાલ વણીકની અનહદ મહેનત જોતો હતો. રાજાને તુરત દયા આવી ને તેને પોતાની પાસે બોલાવી કાંઇ મદદ કરવાની ઇચ્છા બતાવી. તે વખતે આ વણીક બોલ્યો કે મારે ત્યાં દેવતાઇ બે બળદ છે તેમાં એક બળદને શીંગડુ નહિ હોવાથી તે પુરૂં કરવાને હે રાજા! હું મહેનત કરૂં છું. આટલું કહી રાજાને તુરત પોતાના ઘરમાં લઇ જઇને પોતાના બળદો બતાવ્યા. તે બળદ જોઈ રાજાનો ગર્વ ગળી ગયો, કેમકે તે બનાવટી બળદોમાં એક એક મણી લાખો રૂપીઆના ચોડેલા હતા. તુરત રાજાએ તે શ્રીમાનને માન આપ્યું. તે કહેવા લાગ્યો કે હે શ્રીમાન! લક્ષ્મી તો તમને વરી ચુકી છે છતાં આવો ખોટો લોભ શા માટે રાખો છે? અત્યાર સુધી મારા મનમાં

જે ભાવના હતી તેનો વિનાશ થયો છે ને તમો અમારાથી પણ શ્રેષ્ટ છો! ત્યારે વણીકે કહ્યું મહારાજ "લક્ષ્મી હોય ત્યાં જ લોભ નિવાસ કરે છે. નિર્ધનના ઘરમાં કદી લોભ પ્રવેશ કરતો જ નથી. રાજાને પણ ખાત્રી થઈ કે દુનીયામાં શેરને માથે સવાશેર ભગવાને નિર્માણ કરેલ છે એ નિર્વિવાદ છે.

## રૂણાનુબંધ.

કોઇ એક નાના ગામડામાં બે કુતરા રહેતા હતા તેઓ દુષ્કાળને લીધે ખાવાનું નહી મળવાથી નજીકના શહેરમાં ગયા. એક શેરી આવી ત્યારે કુતરાએ ઠરાવ કર્યો કે આપણે બંને શેરીમાં સાથે નહીં જતાં વારાફરતી જઇશું. એક કુતરો શેરીના નાકે બેઠો અને બીજો કુતરો શેરીમાં ગયો. ત્યાં એક ઘરમાં કોઈ શ્રીમંતને ત્યાં જમવાની તૈયારી થતી હતી ભાણું પીરસાયું હતું. શેઠને ભાણા ઉપર બેસવાની વાર હતી તેવામાં આ કુતરો ભુખ્યો હોવાથી એકદમ ઘરમાં ઘુસી જઇ ભાણા ઉપર બેસી ગયો. આ ભાણું ઉચ્છિષ્ટ કર્યું. શેઠે આવીને જોયું તો ગુસ્સો ચઢયો પણ કરે શું? ખામોસ રાખી વિચાર કર્યો કે હવે ભાણું તો કામ આવવાનું નથી માટે શા માટે તેને હવે ખાવા ન દેવું? એવો વીચાર કરી કુતરાને ખાતો મુકી શેઠ દુર ખસી ગયો. કુતરો તો ખાઈ ધરાઇને પાછો ફર્યો અને પોતાના ભાઇબંધને મળ્યો અને કહ્યું કે મને તો એક ગ્રહસ્થ એવો મળી ગયો કે ખુશી ગઈ જમાડયો મારે તેનો બદલો વાળવો જોઇએ. પ્રભુ! એ પરોપકારી શેઠને સુખી રાખો.

હવે બીજા ભાઇબંધનો વારો આવ્યો, તે શેરીમાં ગયો ત્યારે શેઠ બીજીવાર જમવાની તૈયારી કરતા હતા. ભાણા ઉપર બેસવાની વાર હતી અને આ બીજો કુતરો ભાણા ઉપર બેસીને ખાવા મંડયો. શેઠને એકદમ ગુસ્સો ચડયો ભુખ પણ બરાબર લાગી હતી એટલે એક નાનો ધોકો લઇને શેઠ તો ફરી વળ્યા ને તે કુતરાની કેડ ભાંગી

નાખી. કુતરો બીચારો ઢરડાતો શેરીમાંથી નીકળી પોતાના મિત્રને મળ્યો ને પોતાની આ સ્થીતીને માટે શોચ કરવા લાગ્યો. તેણે વીગતથી બધી વાત કરી અને કહ્યું કે એ શેઠે મને મારીને કેડો ભાગી નાંખી છે તેનો બદલો હું જરૂર લઈશ. હું તેની પણ કેડ ભાંગી નાંખીશ.

હવે બીજા જન્મમાં આ બંને કુતરાએ પેલા શેઠને ત્યાં એક જ દીવસે જન્મ લીધો. શેઠને ત્યાં જે આનંદથી જમ્યો હતો તેણે શેઠને સુખ આપવા માંડયું, કોઈ દીવસ રૂએ પણ નહી, પણ જેની કેડો ભાંગી નાંખી હતી તે જન્મતાંજ રોવા માંડયો અને એટલો બધો ત્રાસ આપ્યો કે ઘરનાં બધાં હેરાન હેરાન થઈ ગયાં. બંને ભાઈઓ મોટા થયા. શેઠે તેમને પરણાવ્યા. પેલાને ત્યાં એક પુત્રનો જન્મ થયો. બધા આનંદથી સુખ ભોગવતા હતા, તેવામાં તેનો અને શેઠનો ઋણાનુબંધ સંસ્કાર પુરો થયો. તેનું મૃત્યુ નજીક આવ્યું ત્યારે તેણે શેઠને બોલાવી કહ્યું હતું કે "પુર્વ જન્મમાં તમે મને આનંદથી જમાડયો હતો તેનો બદલો વાળવાને મેં તમારે ત્યાં જન્મ લીધો હતો, આજ સુધી મેં તમને સુખ આપ્યું છે. જતાં જતાં આ પુત્ર મુકતો જાઉં છું તે તમને સુખ આપશે." એટલામાં તેનો આત્મા ઉડી ગયો.

બીજા પુત્રે શેઠને દુઃખ અપાય તેટલું આપ્યું અને રૂણાનુબંધ સંબંધ પુરો થતાં શેઠને બોલાવી કહ્યું કે પૂર્વ જન્મમાં મારી તમે કેડો ભાંગી હતી તેનો બદલો આ જન્મમાં તમારી કેડો ભાંગી મેં દાવ વાળ્યો છે. ને પાછળ આ બાળ વીધવા મુકી જાઉં છું. તે હજી તમારી કેડો ભાંગશે." તેનો અમર આત્મા આટલું કહેતાની સાથે ઉડી ગયો. આ ઉપરથી સમજવાનું એટલું જ કે રૂણાનુબંધના:સંસ્કારોને લઈને જુદા જુદા જીવો ભેગા થાય છે ને સંબંધ પુરો થતાં સુખ દુઃખ આપીને, ભોગવીને ચાલ્યા જાય છે કુદરતના કાનુન પ્રમાણે દરેકને પોતાના કર્મનો બદલો મળે છે.

* * * *

## હાથી ને હાથણીની વાત.

એક જંગલમાં હાથી બહુ રહેતા હતા. એક હાથી પોતાની હાથણી સાથે ચરતો ચરતો એક નદીપર આવ્યો ને પાણી પીધું. પછી ત્યાં સામે કાંઠે એક ખેતર હતું તેમાં મોટા મોટા પારસ એરંડીનાં ઝાડ હતાં તેને જોઇને પેલી હાથણી પોતાનો વાંસો ઘસવાને માટે દોડી, ત્યારે હાથી બોલ્યો કે—

હે રંડી અરંડ હે, પત દેખી મત દોર,
કુંજર ટલ્લા જો સહે સો તરવરતો ઓર.

હાથીએ હાથણીને કહ્યું કે તું ઉતાવળી જાય છે પણ એનાં મોટાં પાંદડાં જોઇને મોહ ન પામીશ કારણકે—એ તો એરંડીના ઝાડ છે. તે તારો ધક્કો નહિ ખમે અને હાથીનો ધક્કો ખમે એવાં ઝાડ તો જુદાંજ હોય. તાત્પર્ય: સંતની ઓળખાણ: થાય તો જીવનું રૂડું થાય છે.

* * * *

## અમૃત અને શ્રીમદ ભાગવતની કથાની તુલના.

પરીક્ષીત રાજાને કથા કહેવાને માટે શુકદેવજી સભામાં બેઠા ત્યારે અમૃતનો કુંભ લઇને દેવતાઓ ત્યાં આવ્યા હતા. પોતાનું કામ સાધવામાં તે સઘળા દેવતાઓએ શુકદેવજીને પ્રણામ કરીને કહ્યું કે આ અમૃત લઇને તેના બદલામાં અમને કથારૂપી અમૃત આપો, આ પ્રમાણે બદલો કરી અમારૂં આ અમૃત રાજાએ પીવું અને અમો બધા શ્રીમદ ભાગવતરૂપી અમૃત પીશું. શુકદેવજીએ કહ્યું કે લોકમાં કથા કયાં અને અમૃત ક્યાં, મોટો મણી ક્યાં ને કાચ ક્યાં! આવો ઉત્તર દઇને દેવતાઓની હાંસી કરી અને તેઓને અભક્ત જાણીને કથારૂપી અમૃત આપ્યું નહી. શ્રીમદ ભાગવતની કથા દેવતાઓને પણ દુર્લભ છે, કેમકે તેના શ્રવણથી સાત દીવસમાં પરીક્ષીત રાજાનો મોક્ષ થયો છે એટલે અમૃત કરતાં તેની કીંમત વિશેષ છે.



## ભિષ્મ પિતામહનો ઉપદેશ.

શ્રીકૃષ્ણ પરમાત્મા પાંડવોને કહે છે કે આપણામાં ભિષ્મ-પિતામહ બહુજ જુના ને બહુજ અનુભવી છે, માટે તેમનો બોધ અવસ્ય આપણે આ વખતે લેવો જોઇએ. ધર્મરાજા, અર્જુન, ભીમ, સર્વે દ્રૌપદીજી સાથે ભિષ્મ પિતાનો સુબોધ લેવા ગયા. જ્યારે ભિષ્મપિતા સુબોધ દેવા લાગ્યા ત્યારે દ્રૌપદીને હસવું આવવા લાગ્યું તે જોઇ કૃષ્ણ પરમાત્માને ઠીક લાગ્યું નહિ, કેમકે સર્વજણા શાન્ત અંતઃકરણથી ભિષ્મની વાણીનું શ્રવણ કરે છે અને આ દ્રૌપદિજી કેમ હસતાં હશે? ત્યારે ભિષ્મપીતા બોલ્યા કે હે કૃષ્ણ! એનું કારણ હું સારી પેઠે સમજું છું. પણ શ્રીકૃષ્ણ પરમાત્મા દ્રૌપદીજીને કહેવા લાગ્યા કે તમે કેમ હસો છો? ત્યારે દ્રૌપદીજી કહે કે જ્યારે મારો ચોટલો પકડી પાપી દુશાસને દુર્યોધનની સભામાં લાવી તે વખતે આ ભિષ્મપિતામહનો સુબોધ ક્યાં ગયો હતો! શું મારી અબળાની આબરૂ લુંટાય એ શું ન્યાય હતો? ત્યારે ભિષ્મ કહેવા લાગ્યા 'બરોબર છે, તે વખતે હું દુર્યોધનના રાજ્યમાં રહેતો હતો ને મારા પેટમાં રાજ્યનું અનાજ ભરેલું હતું તેથી મારાથી એક શબ્દ પણ રાજ્ય વિરૂદ્ધ બોલી શકાયો નહિ, પણ હવે તો મારી નસોમાંથી તે લોહી વહી ગયું છે માટે હે દ્રૌપદીજી! હું કહું છું તે શાંત અંતઃકરણથી સાંભળો.

## વહાલાંઓને ઉપદેશ.

સાંભળજો વહાલાંઓ! વચનો દીનનાં,<br>
દીનપણું છે પરમ દયાનું પાત્રજો!

મોટો એ અધિકાર તમારો માનવી,
અધિકારી છો જેનાં માનવ માત્રજો.
એક પીતા પરમેશ્વર જાણો આપણો,
નિકટ સગાંઓ સમજો ભાઈ–બહેનજો;
નીકા ન્હાની મોટી જે જીવો તણી,
વહેતું તેમાં એક અખંડીત વહેણજો,
હસનારાની સાથે હસવાનું ઘટે,
રડનારાની સાથે રડવું તેમ જો?
એક બીજાનાં આંસુડાંઓ લુછતાં,
ઉંચા ચડશો સ્ત્રીપુરૂષો સૌ એમજો!
ભુત દયા છે ધર્મ બધાના મુળમાં,
સઘળા એ સંતોનો એ ઉપદેશ જો!
દીવ્ય દયાસાગર ઓચિંતા આવજો,
દીનજનોને અમને એનો લેશ જો.

## કેળવણી.

કેળવણી કહે છે કે હું વિજ્ઞાનની સખી નથી, કળાની પ્રતિહારી નથી, સત્તાની દાસી નથી, કાયદાની કીંકરી નથી, અવસ્થાની બાંધી નથી, હું તો ધર્મનું પુનરાગમન છું. મનુષ્યનાં હૃદય, બુદ્ધિ, તેમજ તમામ ઇંદ્રિયોની સ્વામીની છું. માનસશાસ્ત્ર ને સમાજશાસ્ત્ર એ બે મારા પગ છે. કળા ને હુન્નર એ મારા હાથ છે. વિજ્ઞાન મારૂં મસ્તક છે, ધર્મ મારૂં હૃદય છે. નિરીક્ષણ ને તર્ક એ બે મારી આંખો છે. ઇતિહાસ મારી કળા છે, સ્વાતંત્ર્ય મારો શ્વાસ છે, ઉદ્યોગ ને ઉત્સાહ મારાં ફેફસાં છે, ધીરજ મારૂં વતન છે, આવી હું જગદંબા છું, જગદધાત્રી છું. મારી ઉપાસના કરનાર બીજા કશાનો ઓશીયાળો નહિ રહે. એની સર્વ કામના મારી મારફતે પ્રાપ્ત થઈ શકે એમ છે.

### સંસારનો રસ્તો કેવો છે?

સંસારનો પંથ અટપટો છે,
　　　　ક્યાં ઢુંઢે તું ખુદાઈ! મુસાફર.
અટપટીયો સંસાર બધો આ,
　　　　પંથ વિકટ છે ભાઇ,
રાત અંધારી ઘોર જામી જ્યાં,
　　　　ના સુઝવાનું કાંઈ. મુસાફર.
માયા, મોહ, અસુયા, ઈર્ષા,
　　　　જગતની જુઠી સગાઇ,
ભક્તિ તણી તું કફની ઓઢી,
　　　　હરી વિણ છોડ પરાઈ. મુસાફર
જીવન ભર તું આત્મ ઉપર,
　　　　સ્વસ્થ નિંદ છવાઈ,
જાગ થયું પ્રભાત અનુપમ,
　　　　પૂર્વ બજે શરણાઇ. મુસાફર

### મૃત્યુલોક

સ્વર્ગથા સોહામણું, માનવીઓને મૃત્યુલોક,
બે ત્રણ વાતો અટપટી, જરા, મરણ ને વિજોગ.

### સુખ દુઃખ સંસારમાં હોય છે.

સુખ પાછળ દુઃખ દેખીયે, દુઃખ પાછળ સુખ હોય,
દિવસ ગયે રાત્રિ પડે, રાત્રિ પછી દિન હોય.
હરકત કશી ન હોત તો, શોભત નહિ સંસાર.
કશી ફીકર નહી હોત તો, બાંધત શીદ ઘરબાર.

### આપણો જન્મ શામાટે છે!

એક મહાત્માએ પોતાના સેવકને એક વખતે પૂછયું કે "આપણો જન્મ શામાટે છે?" તેનો ઉત્તર તેનાથી નહિ થવાથી

મહાત્માએ કહ્યું કે આ જીવે પૂર્વે ચોરાસીલાખ અવતાર ધરીને અનંત પ્રકારના પાપો કરીને કરજ વધારી મુકયું છે તેનો નાશ કરી અવિચળપદ મેળવવા માટેજ આપણો જન્મ છે, એ વાત આપણને આ સંસારમાં વિષયના વાયરા લાગવાથી સમજાતી નથી, ને આખરે ગાંઠની મુડી પણ ગુમાવી કરજમાં (પાપમાં) વધારો કરી કુંભીપાકમાં જવાનું છે, માટે સમજુ હોય તે સહેજ વાતમાં સમજી જઇ પોતાનું હીત કરી લે છે ને મુર્ખ મનુષ્ય માયાની મોહજાળમાં ફસાઇ મરે છે.

## નારદજીને અહંકાર ઉત્પન્ન થયો.

નારદજી એક વખતે વનમાં જઇ તપશ્ચર્યા કરવા લાગ્યા ત્યારે ઇંદ્રને ચીંતા થઇ કે નારદજી આપણું ઇંદ્રાસન લઇ લેશે, એટલે તેણે તેની ભકતીમાં ભંગ પડાવવાને માટે કેટલીક સુંદર સ્ત્રીઓને તેની પાસે મોકલી પણ નારદજીનું ધ્યાન તે સ્ત્રીઓ ચુકાવી શકી નહી, એટલે ઇંદ્ર પોતે આવીને નારદજીની પ્રશંસા કરવા લાગ્યો. તેથી નારદજીને અહંકાર ઉત્પન્ન થયો અને પોતાના મનમાં સમજવા લાગ્યા કે મારા જેવો કોઇ નથી એ ઉપરથી પોતે બ્રહ્મા પાસે ગયા ને ત્યાં જઇને પોતાની ભકતીની પ્રશંસા કરવા લાગ્યા કે જ્યારે હું ધ્યાનમાં બેઠો હતો ત્યારે ઇંદ્રે મારા ધ્યાનનો ભંગ કરવાને કેટલીક સુંદર સ્ત્રીઓ મોકલી પણ મારી વૃત્તિ તે તરફ નહિ દોરાતાં મેં કામદેવને જીતી લીધો છે. બ્રહ્માએ મનમાં જાણ્યું કે નારદજીને ગર્વ આવ્યો છે. તુરત નારદજી શંકર પાસે ગયા ને તે પ્રમાણે પોતાની પ્રશંસા કરવા લાગ્યા તે વખતે શંકરે કહ્યું કે નારદ! આ પ્રશંસા તમે વીષ્ણુ પાસે કરશો નહી! પણ નારદજી તો માને શાના? તુરત પોતે વિષ્ણુ ભગવાન પાસે જઇ પોતાની પ્રશંસા કરવા લાગ્યા. વિષ્ણુએ મનમાં જાણ્યું કે નારદજીને ગર્વ આવ્યો છે તે ગયા વીના તેને શાંતિ થવાની નથી. જેવા નારદજી વિષ્ણુલોકમાંથી બહાર નીકળ્યા કે

માયાવી નગર વિષ્ણુએ તૈયાર કર્યું, તેમાં એક રાજા ને તેની સુંદર સ્વરૂપવાન દીકરી ઉત્પન્ન કરી. નારદજી જેવા માયાવી નગરમાં આવ્યા કે રાજાએ પોતાની દીકરીનો હાથ કર્મરેખા જોવાને બતાવ્યો. તે વખતે નારદજીના મનમાં થયું કે આવી સ્ત્રી મારે હોય તો કેવું સારૂં ? પછી નારદજીએ એ કન્યાની માગણી કરી એટલે કહ્યું કે તેનો સ્વયંવર થવાનો છે તેમાં જેને તે કન્યા વરમાળા પહેરાવશે તે જ તેનો પતિ થશે. નારદજી તુરત વિષ્ણુલોકમાં વિષ્ણુ ભગવાન પાસે ગયા ને કહેવા લાગ્યા કે મહારાજ ! તમારૂં રૂપ એક દીવસ મને આપો. વિષ્ણુ ભગવાન કહે નારદ, તમારે રૂપને શું કરવું છે ? ત્યારે નારદજી કહે કે મારે કામ છે ! વિષ્ણુ ભગવાને પોતાનું સર્વ રૂપ આપ્યું ખરૂં પણ મોઢું વાંદરાનું કરી આપ્યું. નારદ તો હર્ષભેર સ્વયંવરના મંડપમાં જઇ સત્વર બેઠા. કુંવરી વરમાળા લઇ ફરવા લાગી. નારદજી પાસે તો આવે જ નહિ કારણકે તેનું વાંદરાનું મોઢું હતું. નારદજી ઉઠી કુંવરીના વાંસે દોડે પણ કુંવરી તેના તરફ દૃષ્ટિ પણ કરે નહિ. ત્યારે એક બીજા રાજાએ કહ્યું કે જો આરસો ન હોય તો હે નારદજી ! તમે પાણીમાં તો તમારૂં મોઢું જુઓ. નારજી જેવા પાણીમાં પોતાનું મોઢું જુએ છે તો માંકડાનું મોઢું દેખાયું. પોતે ભારે દિલગીર થયા ને મનમાં પસ્તાયા કે મારી આટલા વર્ષની તપશ્ચર્યા ધુળમાં ગઇ. વિષ્ણુ ભગવાન પાસે જઇ લડવા લાગ્યા ત્યારે વિષ્ણુ ભગવાને કહ્યું કે હે નારદ ! જેને પોતાની ભકિતનો અહંકાર આવે છે તેનું મોઢું વાંદરાનું થાય છે.

## વાસના મહાદુઃખનું કારણ છે !

વાસના જ મહાદુઃખનું કારણ છે ! એક શ્રીમાને પોતાના રહેવા માટે એક બંગલો સુખડના લાકડાંથી બંધાવ્યો અને તેનું કામ એટલું બધું સુંદર કરેલું હતું કે તે બંગલો જોતાંજ મનુષ્યનું મન એકદમ રંજન થઇ જાય. આ શ્રીમાનને પોતાના બંગલાના બાંધકામ માટે

ભારે લાગણી હતી. ને હમેશાં બંગલાનાં બારીબારણાં બહુજ દીપ્યમાન કરવા પોતે હાથેથી શ્રમ લઈ તેની શોભામાં વૃદ્ધિ કરતા હતા, એવામાં દૈવયોગે તેનો નશ્વર દેહ પડી ગયો અને વાસના રહી જવાથી બીજે જન્મે તેજ બંગલાના રક્ષણ માટે પોતે કુતરાના દેહથી આવી તેની ચોકી કરવા લાગ્યો, પણ અજ્ઞાનતા ને માયાના પડદાને લીધે તેને કોઇ ઓળખી શકે નહી. એક વખતે તે બંગલાની ચોકી કરતો હતો તેવામાં છોકરાની વહુએ તેને બહાર કાઢવા માટે અત્યંત માર માર્યો તે વખતે આ પ્રાણીને વાચા થઈ કે વહુ! તમે મને મારો નહી. હું તો તમારો સસરો છું ને આ બંગલાનો માલીક છું. પણ માયાના પરીબળથી તેણે ગણકાર્યું નહી. છેવટે આ ગરીબ કુતરો વધારે માર પડવાથી સાંજ મરી ગયો ને ત્રીજા અવતારે વાસના રહી જવાથી સર્પનો દેહ ધરી તેના પુર્વના પુત્રની ખેતી-વાડીનું રક્ષણ કરવા લાગ્યો પણ તેની વાસના નિવૃત્ત થઈ નહી. એક વખતે તેની વાડીમાં કોઇ મોટા સદગુરૂ આવેલા હતા તેનો એઠો પોંક અનાયાસે આ સર્પના ખોરાકમાં આવી જવાથી એકદમ તેનો મોક્ષ થયો ને વાસનાનો ક્ષય થઇ ગયો. માટે જીવતાં છતાં આ વાસના જો નિવૃત્ત ન થઇ તો મરણ વખતે મોટું દુઃખ આવી પડે છે માટે સદગુરૂના શરણે રહી વાસનાનો ક્ષય કરવો જરૂરનો છે.

## સદ્‌ગુરૂના દર્શનથી મોટો લાભ થાય છે.

સદ્‌ગુરૂના દર્શનથી મોટો લાભ થાય છે. એક મનુષ્યે પચાસ વરસે બીજું ઘર કરેલું હતું તે મનુષ્ય પાસે પૈસો પુષ્કળ હતો, એટલે તેને માયાની અંધારી આવી ગઈ હતી. એટલે ખરી વસ્તુ તેને દેખાઈ શકતી નહોતી. તેણે જે નવી સ્ત્રી કરેલી હતી તે બહુજ અજ્ઞાન હતી એટલે તેણે પોતાના પતીને મારીને સ્વતંત્ર રીતે વર્તવાની મરજી કરી હતી. એક દીવસે પોતાના પતીને મારી નાંખવાને માટે રાત્રે તેના ભોજનમાં કાચના કટકા નાંખેલા હતા. પણ દૈવયોગે તેજ દીવસે

તેનો પતી એક સદ્દગુરૂના દર્શન માટે મંદીરમાં દર્શન નીમીત્તે ગયો હતો. આ સદ્દગુરૂ અંતર્યામી હતા એટલે પોતે આજની રાત સેવકને પોતાની પાસે રહેવા જણાવ્યું. આવનાર માણસે બહુબહુ પ્રકારે સ્વામી પાસે વિનંતી કરી કે મહારાજ? મારાથી અહીં રાત તો નહી રહેવાય કારણકે મેં હમણાંજ નવું ઘર (સ્ત્રી) કરેલું છે તે રહી શકે નહી એટલે મારે અવશ્ય ઘેર તો જવું જોઈએ. સદ્દગુરૂ તો મનમાં સમજતા હતા કે જો આજ આ મનુષ્ય પોતાને ઘેર જાય તો અવશ્ય તેનું મૃત્યુ જ થાય એમ છે. એટલે આ વિષે આગ્રહ કરી તે સેવકને ઘેર જવા દીધો નહિ. પ્રભાત થતાં સ્ત્રીની સદ્દબુદ્ધિ થઈ ને તે રોવા લાગી કે આ શું કર્યું ? કાચ નાંખી મારા સ્વામી-નાથને મેં જો મારી નાંખ્યા હોત તો મારી શું દશા થાત ? આમ મનમાં વિચાર કરી રોવા લાગી તે કેમ કરી છાની રહે નહી, એટ-લામાં તેના સ્વામી ઘેર આવ્યા ને પોતાની સ્ત્રીને કહેવા લાગ્યા કે કેમ રૂવે છે? તારે શું જોઈએ છે? ત્યારે સ્ત્રી બોલી કે પ્રાણનાથ! હું મારા દુઃખને માટે રોઉં છું. તમારા દુઃખને માટે રોતી નથી એમ કહી સત્ય હકીકત નિવેદન કરી ત્યારે આ મનુષ્યને ખાતરી થઈ કે ખરેખર સદ્દગુરૂનો સહેજ સમાગમ અનંત દુઃખોનો નાશ કરે છે માટે મળેલી અમૂલ્ય વસ્તુ મનુષ્ય જીંદગીમાં સદ્દગુરૂનો સમાગમ કરી લેવા કદી ચુકવું નહીં.

## શ્રીજી મહારાજની બ્રાહ્મણો ઉપર કૃપા.

એક વખત શ્રીજી મહારાજે જનાવરોને ઓખર કરતાં જોયાથી ઘી નહિ ખાવાનો નિયમ રાખ્યો હતો. આ નીયમથી તેમની સાથે રહેનાર હરીભકતો કે જેને ઘી વિના ચાલી શકે નહિ તેવા કાઠી દરબારોને બહુ જ વિપત્તી પડવા લાગી, એટલે તેમનાથી મહારાજને અરજ તો થઈ શકે નહિ પણ એક યુકિત યોજી કાઢી તે એ કે મહારાજ ગૌબ્રાહ્મણ ઉપર બહુજ રાજી છે તેથી એક બ્રાહ્મણના

છોકરાને દશ રૂપીઆ આપવા કરી કહ્યું કે જ્યારે મહારાજની સ્વારી ચડે ત્યારે સાથે સાથે ઘોડા પાસે ચાલવું. મહારાજ તને તરછોડે તો પણ તારે ગભરાવું નહિ. આ બદલ તને અમો રૂ. ૧૦ આપીશું ને જ્યારે મહારાજ તારા ઉપર પ્રસન્ન થાય ત્યારે અને તે તને માગવાનું કહે ત્યારે તારે એટલું માગવું કે આપની સાથે રહેતા હરિભકતોને ઘી ખાવાની છુટ આપો.

## નીચા થવામાં લાભ છે !

ઉંચા પાણીના ટીક, નીચેહી ઠહરાઇ,
નીચા હોય સો ભર પીયે, ઉંચા પ્યાસા જાય.
ઉંચા ઉંચા સબ ચલે, નીચા ચલે ન કોઇ,
તુલસી નીચા જો ચલે, ધુવસે ઉંચા હોય.
મીઠા મીઠા સબ કોય ખાય, કડવા ન ખાય કોય,
તુલસી કડવા જો ખાય, સબસે મીઠા હોય.




## સગર રાજા.

સગર રાજા સુર્યવંશી હતો. તે માતાના ઉદરમાંથી 'ગવેષ'-સહીત જન્મ્યો હતો માટે સગર કહેવાયો. તેની માતાને તે ગર્ભમાં હતો ત્યારે દુષ્ટ વિચારથી તેની અપર માતાએ વીષ આપ્યું હતું. છતાં તે પ્રભુકૃપાથી બચ્યો. તે ઇક્ષ્વાકુળનો અને રામચંદ્રનો પુર્વજ હતો. તેની રાણી ભાનુમતીએ રૂદ્રના પ્રસાદથી એક મોટા કોલાંનો પ્રસવ કર્યો અને તેમાંથી ૬૦ હજાર પરાક્રમી પુત્રો ઉત્પન્ન થયા.

એ સગર રાજાએ મોટા મોટા રાજાઓને જીત્યા હતા અને પોતાના બાપદાદાનું રાજ્ય પાછું મેળવ્યું હતું. તેમ યવન રાજાઓને જીતી તેમના વેષનું પરીવર્તન કરાવ્યું, કોઇને દાઢી એકલી રખાવી તો કોઇને માથે એકલા કેસ રખાવ્યા. વગેરે કે જેથી વૈદીક રાજાઓ તેમનાથી નીરાળા ઓળખાઇ આવે. તેણે અશ્વમેધાદી અનેક યજ્ઞો કીધા. સો અશ્વમેધ કરવાનું તેણે પણ લીધું હતું. એક સમયે યજ્ઞને અર્થે તેનો અશ્વ ફરતો ફરતો કપીલ મુનિના આશ્રમમાં ગયો. ત્યાં ઈન્દ્ર યુક્તિથી તેને લાવ્યો હતો અને સગરના ૬૦ હજાર પુત્રોને કપીલ રૂષીએ એ અશ્વનું હરણ કર્યાનું જાણી, તેની નિર્ભત્સના કીધી. એથી ક્રોધી મુનીએ તેને શાપ આપ્યો અને આંખ ઉઘાડતાં વેંતજ અગ્નિથી તેને બાળી રાખ કીધા. સગર રાજાએ યજ્ઞની દીક્ષા લીધી હતી. તેથી તે ત્યાં જઇ અશ્વ પાછો લાવી શકે એમ નહોતું, એટલે તેને બદલે તેમનો પૌત્ર અંશુમાન ત્યાં ગયો અને કપીલ મુનીને પ્રસન્ન કરી અશ્વ લાવ્યો અને યજ્ઞ સમાપ્ત કર્યો. અવગતીથી મરણ પામેલા સાઠ હજાર રાજપુત્રોનો ઉદ્ધાર એ અંશુમાનના વંશજ જન્હુ અને ભગીરથે શ્રી. ગંગાને આકાશમાંથી ઉતારી તે ઉપરથી ગંગાનું નામ જહાંનવી અને ભાગીરથી પડયું છે. ને સગર ઉપરથી "સાગર" સમુદ્રનું નામ પડયું છે.

## પુજાનું સ્થાન વય નથી પણ ગુણ છે!

જગતમાં કાંઇ મોટી ઉંમરવાળા પુજવાલાયક હોતા નથી. ભલેને નાની વય હોય અને તે સારી રીતભાતના હોય તો પુજનીય ગણાય છે! ખરી મોટાઇ કાંઈ વયમાં નથી પણ ગુણમાં રહેલી છે. પક્ષીઓની જાતમાં કાંઈ ઘુડ મોટો હોવા છતાં પોપટની હારે પુજાતો નથી. વૃક્ષમાં જેમ તાડ મોટો છે પણ તુલસીની તુલના કરી શકતો નથી. જળમાં રહેનારો ઝુડ ભલેને મોટો હોય પણ તેનાથી લોકો બીએ છે; પશુમાં જેમ પાડો મોટો કહેવાય છે પણ તેની ગણના

નાની ગાયની બરોબર થતી નથી તેમજ સર્પની જાતમાં તક્ષક નાગ મોટો ગણાય છે પણ તે મનુષ્યના તુર્ત પ્રાણ લે છે! વીંછીની જાતમાં ઠાકરીઓ વીંછી જેને કરડે તેના પ્રાણ જાય છે. તેમજ ગુણ વીના ખરી મોટાઈ આવતી નથી. માટે જગતમાં ગુણ પુજાય છે, કાંઇ વય પુજાતી નથી.

## સાહસ કર્મ કરવાથી કેટલીક વખતે નુકશાન થાય છે.

ઉજ્જનમાં માધવ નામનો એક દરિદ્ર બ્રાહ્મણ રહેતો હતો. તેની સ્ત્રી એક વખતે પોતાના એક નાના બાળકને પોતાના પતી પાસે મુકી નાવા તથા લુગડાં ધોવા માટે જળાશયે ગઇ હતી. વાંસેથી આ માધવને રાજાને ત્યાંથી નિમંત્રણ આવ્યું તેથી પોતે ઘણા દીવસથી પાળેલો એક નોળીઓ હતો તેને આ નાનો બાળક સોંપી રાજા પાસે પોતે ગયો. પછી બાળકના ઘોડીયા પાસે એક કાળા સર્પને આવતાં દીઠો એટલે તેને જોતાં જ સામા જઇ તેને કટકે કટકા કરીને સર્પને મારી નાંખ્યો. પછી બ્રાહ્મણને આવતો જોઇ લોહીથી ખરડાયલા મોઢા અને પગવાળો તે નોળીયો (સાપથી છોકરાનું રક્ષણ કર્યા બદલ આનંદમાં આવી) બ્રાહ્મણના પગમાં પડી આળોટવા લાગ્યો પરંતુ તે બ્રાહ્મણે લોહીવાળા નોળીયાને જોઇને, આ નોળીઆએ મારા પુત્રને ખાધો એમ નિશ્ચય કરી તેને માર્યો. પછી ઘરમાં જઇ બાળકને જોયો તો બાળક સુખરૂપ સુતેલો અને પાસે મુવેલો સર્પ દીઠો. પછી ઉપકાર કરનાર નોળીયાને પોતાના હાથેજ મરેલો જોઇ તેના હૃદયમાં લાગણી ઉભરાઈ આવી અને મહા વિષાદ પામ્યો. "સાહસ કર્મ કર્યા થકી, હોય હર્ષનો નાશ." વગર વિચાર્યું કામ કરવાથી કાંઇ ફાયદો મળતો નથી પણ ઉલટું નુકશાન થાય છે.

## અમૃતાનુભવ.

જેને મળ્યું છે મહાધન મોટું, બીજું સરવે સમજાણું છે ખોટું
પાપ જાણીને ન કરે પ્રયાસ, એમ સમજે છે. હરીના દાસ.

અહીં વીછી ને વીષ અંગાર, કાક વિષ્ટા માંહી શીયુ સાર.
એવું જાણી તજે સુખ આશ, એમ સમજે છે હરીના દાસ.
એવી કોણ વસ્તુ છે આ ભવમાં, જેમાં લોભે જે લોભ્યા પ્રભુમાં
રહે છે અંતર સૌથી ઉદાસ, એમ સમજે છે હરીના દાસ.
એમ નર થયા નિર્લોભ, કોઇ સુખે નહિ મન ક્ષોભ,
જેણે માન્યો બ્રહ્મ મોલે વાસ, એમ સમજે છે હરીના દાસ.

## પ્રભુના ભક્તોની દીનવાણી.

### દોહરા

મોમેં ગુણ કછુ હય નહિ, તુમ ગુણ ભરે હો ઝાઝ;
ગુણ અવગુણ ન વીચારીએ, બાંહ ગ્રહકે લાજ.
નહિ વિદ્યા નહિ બાહુબળ, નહી બચનકો દામ,
તુલસી મોસબ પતીતકી, તુમ પત રાખો રામ.
કયા મુખસે બીનતી કરૂં, લાજ આવત હઇ મોહી,
તુમ દેખત અઉગુ ન કરૂં, કઇસે ભાવું તોહી.
અવગુન કીયે તો બહુ કીયે, કરતન માની હાર,
ભાવે બંદા બખશીયે, ભાવે ગરપન માર.
મેં અપરાધી જનમકા, નખ શીખ ભર્યા બીકાર,
તુમ દાતા દુઃખ ભંજના, મેરી કરો સંભાર.
ઉંચે પાણી ના ટીકે, નીચે હી ઠહરાય,
નીચા હોય સો ભર પીએ, ઉંચે પીયાસા જાય.
નાનક નાના હો રહો, જેસી નાની દુઃબ,
ઓર ઘાસ સુક જાયગી, દુઃખ ખુબકા ખુબ.
લઘુતાએ પ્રભુતા વધે, પ્રભુતાસે પ્રભુ દુર,
કીડી મીસરી ખાત હે, હસ્તી ફાકત ધુળ.
જપ તપ તીકથ જાતરા, જોગ યજ્ઞ વરત દાન,
મુક્તતાહી હોવત સદા, જેહી ઉર શ્રી ભગવાન.

શીશ ઉતારા ભુપ ધરે, ઉપર રાખે પાવ,
દાસ કબીરા યોં કહે, અઇસા હો તો આવ.
યહ તો ઘર હે પ્રેમકા, મારગ અગમ અગાધ,
શીશ કાટ પગતલ ધરે, તબ નીકટ પ્રેમકા સ્વાદ.

## સંતની સેવા.

સંત ન છોડે સંતતા, કોટીક મીલે અસંત
મલ્યાગીરી ભુજંગ લગે, શીતલતા ન લજંત.
અષટ સીધી નવનીધકી, ઉરમે લેશ ન આશ,
મુક્ત કહેતેહી સંતસે, મીલે પ્રગટ અવીનાશ.
નરતનધરી જાકું નહી, સંત અસંત પીછાન,
મુક્ત કહેતા કો નહી, કોટી જનમ કલ્યાણ.
બડ ભાગનસે એ તહે, સાચે સંતકી સેવ,
મુક્ત કહે તેથી રીઝે નહી, અલખ નરંજનદેવ.

## સંસારનાં સુખો સ્વપ્ના જેવાં છે.

એક ભીખારી હતો તે ભીખ માગતો માગતો એક શેઠીયાના ઘર પાસે પહોંચ્યો અને ત્યાંથી કાંઇક મળશે એવી આશાએ પાસેની ગલીના ખુણામાં બેઠો. એ ખુણામાંથી સામે શેઠના ઘરમાં નજર પડતી હતી તેથી તે અંદરની રીતભાત જોવા લાગ્યો કારણકે તે ભીખારી મારવાડના દુકાળીઆ માંહેલો હતો. તેને મુંબઇના શેઠીયાઓના ઘરના વૈભવ કોઇ દીવસ જોયા નહોતા, તેથી એ જોઇને તેને બહુ નવાઇ લાગી હતી. માટે જ્યાં એ ભીખ માગવા ગયો હતો, તે શેઠીયાના ઘરની હકીકત ધ્યાન દઇને તપાસવા લાગ્યો. એ વખતે તેને જણાયું કે નોકરો પોતપોતાના કામકાજ માટે દોડાદોડી કરી રહ્યા હતા, શેઠાણી હીંડોળાખાટ ઉપર બેઠી બેઠી તેને ધમકાવતી હતી, સુંદર છોકરાંઓ ભભકાદાર લુગડાં પહેરીને પાસેના બગીચામાં રમતાં હતાં. શેઠીયાને મળવા બહારના માણસો આવ્યાં હતાં તે આગલા

હોલમાં બેઠા હતા. થોડીવારમાં રૂપાની મોટર આંગણા આગળ આવીને ઉભી રહી તેમાં શેઠ દુકાનેથી આવી પહોંચ્યા. શેઠને જોઈને સૌ ઉભા થયા, એક જણે આવીને શેઠની પાઘડી લીધી. બીજાએ બુટ કાઢયા, ત્રીજાએ લુગડાં કાઢયાં, ચોથાએ પંખો શરૂ કર્યો. શેઠ આરામ ખુરસી પર બેસી મોટાં મોટાં ગપાં મારવા લાગ્યા તથા પોતાની મોટાઈની વાતો કરવા લાગ્યા. આ ભીખારીએ આ સઘળું જોયું તે પોતાને આશ્રમે ગયો. ત્યાં કુવા કાંઠે સુતો પણ રાતે આ શેઠના વૈભવનું તેને સ્વપ્નું આવતાં જેમ તેમ બકવા લાગ્યો તે બકવામાં તે બીચારો ભીખારી કુવામાં પડી ગયો ને તેનાં હાડકાં ભાગી ગયાં તેથી વીચાર કરવા લાગ્યો કે હું મોટો શેઠીઓ હતો ને મારા તાબામાં હજારો મનુષ્ય હતાં તે કયાં ગયાં! હું જેમ સ્વપ્નામાં કુવામાં પડી ગયો ને મારાં હાડકાં ભાંગી ગયાં. તે પ્રમાણે આ સંસારમાં મોટા વૈભવવાળાને પણ પ્રભુની ભક્તિ નહી કરી હશે તો આખરે નર્કરૂપી કુવામાં પડી ભયંકર દુઃખ ભોગવવું પડશે, કેમકે આ સંસારનું સુખ તો એક સ્વપ્નાની બાજી જેવું છે. મારૂં સ્વપ્ન નાનું હતું તેમ મોટા વૈભવવાળા શ્રીમાનોનું સ્વપ્ન મોટું સમજવું પણ સંસારના સુખમાં અવિચળ સુખ નથી એમ મહાત્માઓ પોકારીને કહે છે. તે હવે મને સત્ય જણાયું.

### લાકડું મનુષ્યને બોધ આપે છે.

લકડી કહેતી હય આદમકુ,<br>
અબ તું જલાતા મુજકું,<br>
જબ વખત આયગા મેરા;<br>
તબ મયેં જલાઉંગી તુજકું.

### દાતાર થવું બહુ દુર્લભ છે.

સો માણસે એક શુરો થાય, હજારે એક પંડીત થાય, ને દશ હજારે એક વક્તા થાય પરંતુ દાતાર તો વખતે ન પણ થાય, મતલબ કે દાતાર થવું દુર્લભ છે.

## પ્રભુ ભક્તિ ભુલ્યા તેને મહા દુઃખ થશે.

દેવોને છે દુર્લભ એવો,
મનુષ્ય દેહ આ મળીયો,
તોય હજી હરીભક્તિમાં નથી,
ચીત તમારો ચડીયો—ટેક.

ચેતો નહી તો મહાદુઃખ થાશે,
ચોરાશીમાં જાતાં;
તે કરતાં શું દુઃખ ઘણું છે,
ઘરમાં ગોવીંદ ગાતા—દેવો.

હરીભક્તિ ભુલ્યા તો અંતે,
શ્વાન સુકર થઇ ભમશો;
રોમ રોમ નર્કોમાં પડીને,
ખુબ પીડા ત્યાં ખમશો—દેવો.

ત્યાં વળી બુમબરાડા દેશો,
જમના મારો ખાતાં;
તે કરતાં શું દુઃખ ઘણું છે,
ઘરમાં ગોવીંદ ગાતાં—દેવો.

હરીભકિત ભુલ્યા તો અંતે,
ખાવી પડશે એઠ;
વળી રાત દીવસ ભમવું પડશે,
પુરૂં કરવા પેટ—દેવો.

હડહડ થઈ જનમારો જાશે,
લાત લાકડી ખાતાં;
તે કરતાં શું દુઃખ ઘણું છે,
ઘરમાં ગોવીંદ ગાતાં—દેવો.

## અહંકારનું રામબાણ ઔષધ.

કેટલાકને ઐશ્વર્યનો અહંકાર હોય છે. કોઇને માનનો, કોઇને પદવીનો, એમ બધાને કાંઈને કાંઇ પ્રકારનો અહંકાર હોય છે, પણ એ સઘળું ચાર દીવસનું ચાંદરણું, એમાંનું કશુંએ સાથે આવતું નથી એકજ ભજનમાં કહ્યું છે કે:—

(રાગ—તેમાં ભુલી ગયો ભગવાનને રે)

આંખ ખોલી જોને તું વહેવારીઆ રે! (૨)
નથી તારૂં કશું જગતમાંહ્ય,
એ તો મિથ્યા જગતનાં માળખાં રે
રખે ભુલે હરી નામ મીઠડું રે! (૨)
જેને કાજે કરે પ્રપંચ,
તે તો આવે ન સાથ પરલોકમાં રે!
અંતે વહાલાં સગાં પુળો મુકશે રે (૨)
તારાં મુખડામાં મુકશે આગ,
કોઇ ઉભો ન રાખે બારણે રે!
શેઠ શેઠ કહીને નમતા તને રે (૨)
ખોળી ખોળીને બાળશે તેજ,
જ્યાં ઉડી ગયા તારા પ્રાણીઆ રે!

પૈસાનો અહંકાર કરવોજ નહી. જો કોઇ કહે કે હું પૈસાદાર છું તો તેના કરતાં એ વધારે પૈસાદાર જગતમાં છેજ.

## રાજા અને રાણી.

એક મોટા રાજાનો પોતાની રાણી પર બહુ જ પ્યાર હતો. તે રાજા આ રાણીને પોતાના મહેલમાં જ રાખતો હતો. તેની સાથે ખાતોપીતો અને સમય ગુજારતો હતો. એક દિવસે કાચથી જડેલા એક ઓરડામાં આ રાજા તથા રાણી હીંચકા ઉપર હીંચકતા હતા.

રાણી બહુ જ રૂપાળી હતી, અને રાજા જરા આંખે કાણો ને મુખે શીળીના ગોબાવાળો હતો. આ બેઉના પ્રતિબિંબ સામી ભીંતના કાચમાં દેખાતાં હતા. રાજા સુંદરીનું મુખ કાચમાં જોઇ રાજી થતો હતો, અને રાણી આવા બેડોળ સાથે બેસવામાં, કાંઇક મનથી કચવાતી હતી. કચવાતી કચવાતી રાણી જરા હસી. રાજાને તે હસવું મશ્કરી જેવું લાગ્યું. ખોડ તેની જોડ નહિ, રાજા હસવાનું કારણ સમજી ગયો તેથી રાણીને પુછ્યું કેમ હસી ?

રાણી—કાંઈ નહિ, અમસ્તી–સહેજ.

રાજા—નહિ, ખરૂં કારણ કહે. રાણી ગભરાઇ જઇને બોલી તેમાં કારણ શું હોય ? આપ સાથે હો તેમાં કોને આનંદ ન થાય ?

રાજા—એમાં આનંદની વાત નથી, ખરૂં કારણ કહીશ તો તું બચી જઇશ, માટે સાચેસાચું કહી દે.

રાણી—ત્યારે આપ સમજ્યા હો તે કહી દ્યો.

રાજા—આમ ચાલાકી કરવી રહેવા દે, જે કારણ હોય તે કહી દે.

રાણી—જ્યારે પ્રભુએ મનુષ્યને નુર (રૂપ) આપ્યું ત્યારે આપ ક્યાં હતા ?

રાજાએ હીંચકો તુર્ત બંધ રાખી બુમ મારી 'છે કોઈ હાજર ?' એમ કહેતાં એકવીસ જણ અંદર દોડયા. એક હજુરીને રોકીને બીજાઓને રાજાએ રજા આપી.

રાજા—(હજુરીને) આ રાણીના બે હાથ પાછળ બાંધી લે.

ઘડી વાર તો હજુરી ચમકીને ઉભો રહ્યો. કારણ કે આ રાણી રાજાને બહુ વહાલી હતી પણ રાજાએ જ્યારે ફરીથી હુકમ કર્યો ત્યારે હજુરીએ દોરી લાવી રાણીના હાથ અવળા બાંધી લીધા. હાથ બંધાયા પછી હજુરીને ત્યાંથી ચાલ્યા જેવાનું કહ્યું, પછી પોતે એકલો

હીંચકવા લાગ્યો અને રાણીએ રડવા માંડ્યું. રાણીને બહુ જ કલ્પાંત કરતી દેખીને રાજાએ હીંચકો ઉભો રાખીને તેણીને પુછ્યું કેમ ? તને જવાબ મળી ગયો ? એમ બે ત્રણ વાર રાજાએ કહ્યું. ત્યારે રાણી બોલી આપને આમ કરવું ન ઘટે 'વહાલાને વિરોધ કરવો ન ઘટે."

રાજા—પણ તને જવાબ મળ્યો કે નહિ ? તું આમાં સમજી કે નહિ ?

રાણી—નાજી.

રાજા—સાંભળ, જ્યારે પ્રભુએ મનુષ્યને નુર દીધું ત્યારે તું નુર લેવા ઉભી રહી ને હું તખત લેવા દોડયો ! તખત મોટું કે નુર ! તે હવે તું કહે. તું મારી સાથે એક થાળીમાં જમે છે, એક આસન ઉપર બેસે છે, અને એક શૈયામાં સુવે છે, તો પણ તારે યાદ રાખવું જોઇએ કે હું સ્વતંત્ર છું, તું પરતંત્ર છે, હું નિયંતા છું, તું નિયંત્રિત છે. કેમ સમજી ?

રાણી—હાજી, હવે હું વસ્તુસ્થિતિ સમજી ગઇ. હવે પછી આવી ભુલ કદી પણ નહીં કરૂં. આજે આપે આ અપરાધ ક્ષમા કરવો જોઇએ.

## પ્રભુ કૃપા કરે તો જ અંતરે અજવાળું થાય

એક સરકારી મોટો અમલદાર માંદગીની પથારીએ પડયો તે વખતે તેને એમ થયું કે "હાય બાપ ! શું હું મરી જઇશ ? પ્રભુ જીવવા દે, તો હવે ગોવિંદ ગાઉં. પ્રભુએ કૃપા કરી જીવવા દીધા પણ તબીયત સારી થઇ કે તુરત એક દેશી રાજ્યમાં દીવાન નીમાયા, જીવતાં સુધી ખોટી ખુશામત કરી, અને ઉપાધીનાં પોટલાં માથે મુકી રાખ્યાં. પરીશ્રમને લીધે બે માસ પછી પુનઃ માંદા પડયા ને હાથ ઘસતા ચાલ્યા ગયા. તેમની હયાતીમાં તેમની પત્ની નથુભાઇને ઘણી વાર કહેતાં કે–'હવે તો નિવૃત્ત થઇને બેસો. આપણા ઘરમાં જે

જોઇએ તે છે. કોને માટે આ વૈતરાં કરો છો ? તેના જવાબમાં ડાહ્યાભાઇ કહેતા કે–"ગાંડી ! હું તારા કરતાં વધારે ભણેલો છું. યોગવસિષ્ટ હું પાંચ વાર વાંચી ગયો છું, પંચદશી દશવાર સાંભળી ગયો છું, ને ગીતાજી મારા ખીસામાં રાખું છું. હું તો જનક જેવો વિદેહી છું." વીગેરે વીગેરે આવા ડહાપણડાહ્યા ડાહ્યાભાઇ ભય આવે છે ત્યારે હે ભગવાન ! હે નારાયણ. ! એમ ખોટા પોકાર કરે છે અને ભય જરા ખસે છે ત્યારે જેવા હતા તેવા–પત્થર કરતાં પણ કઠણ બની જાય છે. જગતમાં આવા ઘણા જીવો છે કે તેને પ્રભુનામના મહીમાની લેશ માત્ર ખબર નથી. એ તો પ્રભુકૃપા કરે તેના અંતઃકરણમાં પ્રકાશ થાય છે.



## પ્રસંગ બાવીસમો

### ડહાપણવાળો કોણ ?

કામ વિચારી કરે, ડરે નહિ તે જન ડાહ્યો,<br>
ગુણનો ન ધરે ગર્વ, સર્વથી હોય સવાયો,<br>
વડું ન વાવે વેર, ઝેરનું નામ ન રાખે,<br>
મધુર વનમાં મિષ્ટ, ચતુર થઇને ફળ ચાખે,<br>
વળી કળાય નહિ તે કોઇથી, પરનો પામે પાર છે<br>
દુનિયામાં દલપત કહે, ડાહ્યો ડહાપણદાર છે.

### ધર્માત્મા મુદગલ.

પુર્વે કુરૂક્ષેત્રમાં શીલોંછ વૃત્તિથી જીવીકા ચલાવનાર ધર્માત્મા મુદગલ રૂષી રહેતા હતા. આ તપસ્વી બ્રાહ્મણ અતિથીઓને અન્નદાન

આપતા હતા તેઓ પોતાનાં સ્ત્રી પુત્ર સાથે પખવાડીએ એકવાર આહાર કરતા હતા. દર પખવાડીએ બત્રીસ શેર ડાંગર ખેતરોમાંથી દાણા વીણીને એકઠા કરતા. તેમાંથી પુર્ણીમાને તથા અમાવાસ્યાને દીવસે અતિથીઓને આપતા. બાકી રહેલા અન્નથી દેહનિર્વાહ ચલાવતા હતા.

સદાચારી મુદગલનું નામ દુર્વાસાએ સાંભળ્યું એટલે મુની તેમની પાસે આવ્યા અને અન્નની માગણી કરી. મુદગલે આપ ભલે પધાર્યા એમ કહી સત્કાર કર્યો અને ભોજનને માટે અન્ન આપ્યું, તે સઘળું દુર્વાસા મુની જમી ગયા. એટલે મુદગલે ઘરમાં રહેલું બાકીનું અનાજ પીરસ્યું તે પણ દુર્વાસા જમી ગયા. આથી ક્ષુધાપીડીત મુદગલના મનમાં જરા પણ વીકાર થયો નહી. આ પ્રમાણે દર પખવાડીયે દુર્વાસા મુની આવી અન્ન જમી જતા અને મુદગલને અપવાસ કરવા પડતા. એ પ્રમાણે છ વર્ષ દુર્વાસાએ કર્યું અને પછી મુદગલ ઉપર પ્રસન્ન થયા અને કહ્યું કે "તારા જેવો દાતા કોઇ નથી, તમે ક્ષુધા અને જીહ્વા બંનેને જીત્યાં છે. તમારા તપથી હું પ્રસન્ન થયો છું. તમે ધર્મને લઇને સ્વર્ગાદી લોકને પણ જીત્યા છે અને તમે આ શરીર સાથે સ્વર્ગમાં જશો."

આ પ્રમાણે દુર્વાસા રૂષી બોલતા હતા એટલામાંજ દેવનો દુત વીમાન લઇને મુદગલ પાસે આવ્યો. તેણે મુદગલને કહ્યું, "હે મુની ! તમારા કર્મને યોગે તમે આ વીમાનમાં બેસો." ત્યારે મુદગલે દુતને સ્વર્ગનું વર્ણન કરવાનું કહ્યું, ત્યારે દેવ દુતે કહ્યું–"ત્યાં ક્ષુધા, ગ્લાની ટાઢ, તાપ, ભય બીભત્સ અથવા અશુભ જેવું કાંઇ નથી. ત્યાં શોક, વૃદ્ધાવસ્થા, શ્રમ કે રૂદન એ માંહેલું કંઇજ નથી. ત્યાં શરીરો માતાપીતાથી ઉત્પન્ન થતાં નથી. તેથી દેવોને પરસેવો થતો નથી. આ સીવાય સ્વર્ગમાં દોષો પણ છે. ત્યાં પોતાના કર્મફળનોજ ઉપયોગ

થાય છે, બીજાં કર્મ કરાતાં નથી અને સત્કર્મરૂપી મુડી ખર્ચાઈ જતાં છેવટે ત્યાંથી પડવું પડે છે તેથી પ્રાણીનું જ્ઞાન ઓછું થાય છે અને જેથી નવ પાપકર્મને આચરે તો તેની અધમ ગતી થાય છે. આ સાંભળીને મહાત્મા મુદગલે વીચાર કરીને કહ્યું કે "હે દેવ! તમે સુખેથી ચાલ્યા જાવ. મારે દોષવાળા સ્વર્ગનું સુખ જોઈતું નથી, મારે સ્વર્ગની ઈચ્છા નથી. મારે તો અન્ન વીનાના શુદ્ધ સ્થાનની જરૂર છે." આ સાંભળી દુત સ્વર્ગમાં ગયો. મહાત્મા મુદગલ શાંતી ધારણ કરીને રહેવા લાગ્યા અને અંતે મોક્ષરૂપી પરમ સીદ્ધીને પામ્યા. ધન્ય છે! મહાત્મા મુદગલને!

## પુણ્ય કરવાથી અંતકાળે સુખ થાય છે.

સદગુરૂ રામાનંદ સ્વામી નાના રાજકોટમાં પધાર્યા હતા ત્યાં એક તેમનો શિષ્ય હતો તેની સ્ત્રી બહુ જ ખરાબ હતી તેથી તે બીચારો પોતાના ગુરૂસ્વામીને ખેતરમાં રાખીને ગુપ્ત રીતે સ્ત્રીની બીકથી જમાડતો ને સત્સંગ કરતો. કેટલાક વખત પછી તે ગામમાં પાંચ સાધુઓને લઈને ગયો ત્યાં તો તે પટેલ ગુજરી ગયો હોવાથી ખેતરમાં તેનો છોકરો હતો. પછી સ્વામીએ કહ્યું કે તારા બાપના અમે ગુરૂ છીએ અને અમારા સાધુ ભુખ્યા છે માટે જમવા માટે તારાથી કાંઇ બનશે? ત્યારે છોકરો કહે સ્વામી! મારી બા બહુ જ ખરાબ છે. હું નાનો હતો તે વખતે તમે ખેતરમાં આવ્યા હતા ને તમને જમાડ્યા હતા તેથી મારી માએ મારા બાપા સાથે આઠ દીવસ કજીઓ કર્યો હતો તે મને સાંભરે છે. તો પછી મને તો મારી જ નાંખે એવી મારી માતુશ્રી છે તો હું તેને શી રીતે કહી શકું? ત્યારે સ્વામીએ કહ્યું કે તે તને અમે ઉપાય બતાવીએ તો તું કરીશ? છોકરે હા કહી. એટલે સ્વામીએ કહ્યું કે તારી બાને એમ કહેજે કે મારા મામા ખેતરમાં આવ્યા છે તે સાથે પાંચ જણ બીજા માણસો છે. તેઓ મોટા રાજકોટમાંથી મુખીપણાનો ઓદ્દો લઈને આવ્યા છે.

માટે ખાવા માટે રોટલા વધારે કરજે. હું એ બધાને બે કલાક પછી લઇને આવીશ. પછી સ્વામીએ કહ્યું, એટલે છોકરો ઘેર જઇને કહી આવ્યો ત્યારે તેની માએ રાજી થઇને કહ્યું કે ભાઈ ! હું કંસાર કરૂં છું. ખીચડી ને કઢી તૈયાર થઈ ગયાં છે માટે અરધા કલાકમાં મા-માને અને બીજા મેમાનોને તેડીને વહેલો આવજે, પછી સ્વામીને આવીને બધી વાત કહી. પછી સ્વામીએ કહ્યું જે, હવે તું પહેલો ઘેર જા અને તારી માને કહેજે કે અથાણું કાઢયું છે કે નહીં ? પછી તે અથાણું કાઢવા માટે મેડા ઉપર જાય એટલે વાંસની નીસરણી હોય તે લઇ લેજે એટલે અમો તુરત ઘરમાં પેસી જઈશું અને પછી જમીને અમે ભાગોળ પહોંચીએ ત્યારે તું નીસરણી મુકજે. પછી તારી મા તને ગાળો દેશે પરંતુ એકનો એક છે તેથી તને મારી નાંખશે નહિ. તું ફીકર રાખીશ નહિ. ભગવાન તારી સહાય કરશે. પછી તે પ્રમાણે છોકરાએ કર્યું ને સંતને જમાડયા તે પુણ્યે કરીને અંતકાળે રામાનંદ સ્વામી તેમને તેડવા આવ્યા ને તેના જીવનું કલ્યાણ કર્યું. માટે પુણ્ય કર્યું હોય તે કદી જતું નથીઃ તો પછી સ્ત્રી ધનના ત્યાગી એવા સંતને પ્રેમથી જમડયા હોય તો તેનું ફળ કેટલું થાય તેનો વીવેકી પુરૂષોએ દીલમાં વીચાર કરવો જોઇએ.

## દાનત તેવું ફળ.

સંવત ૧૯૮૬ ના મહા શુદી ૫ વસંત પંચમીએ મુળીના સમૈયા ઉપર ચોટીલાના એક શ્રીમાન સત્સંગીએ પોતાના ઘરના એક માણસ સાથે પોતાની ધર્મપત્નીને મુળી દર્શન માટે ગાડી જોડાવી મોકલાવ્યાં હતાં સાથે જનાર નોકર દુષ્ટ હતો. તેને પોતે ઘરમાં રાખ્યો તેનું કારણ કે તેનામાં એક મોટો ગુણ હતો, તે એ કે પરસ્ત્રી તેને માતા બરોબર હતી પણ દુષ્ટપણાનો સ્વભાવ હોય તે જ્યારે ત્યારે તેના સ્વભાવ ઉપર તે મનુષ્ય ગયા વિના રહેતુંજ નથી. આ નોકરની બુદ્ધિ પાંચ ગાઉ ગયા પછી બગડી ને પોતાના મનમાં નિશ્ચય કર્યો કે

આ બાઈને આંહી હું મારી નાખું તો દાગીના મારા હાથમાં આવે. હું વગડામાં મારીને કોતરમાં નાંખી દઇશ તો તે હકીકત કોણ જાણશે? હું રૂપીઆ ને દાગીના લઇ દેશાવર જતો રહીશ પછી ઝાડી આવતાં તરવાર કાઢીને મારવા જાય છે ત્યાં પ્રભુની ઇચ્છાથી તેની મુઠમાંથી તરવાર છુટી પડી ને થુવેરની વાડમાં જઈને પડી. ત્યાં એક મોટો કાળો નાગ પડયો હતો. તેની પુછડી કપાતાં તે કોપાયમાન થયો. આ નોકર તરવાર લેવા જેવો જાય છે તેવો સર્પ તેને કરડતાં તે મરણને શરણુ થયો. બાઇ બીચારી એકલી ગાડી હાંકી મુળી આવ્યાં, માટે જેવી દાનત તેવું ફળ અત્યારે પરમાત્મા આપે છે. માટે કરે તેવું પામે ને વાવે તેવું લણે. એ કહેવત સત્ય છે. સારા કાર્યનું હંમેશાં શ્રેષ્ટ ફળ મળે છે ને ભુંડા કામનું ફળ હમેશાં નઠારૂં જ હોય છે. એમાં લેશમાત્ર શંકા જેવું નથી.

## પાંચ ચીજો કદી ભરાય નહિ તે વિષે.

"માયા તો કુડીરે, રાખી તારી રહેશે નહી," એ કીર્તન ઉપર મહાત્માએ વાત કરી જે કાયા એટલે આ શરીર નાશવંત છે. તેમ સ્ત્રી, ધન, પુત્ર એ ત્રણરૂપે માયા છે તે નાશવંત છે. તે ત્રણમાંથી ધન તે મનુષ્યને વધારે દુઃખ દેનારૂં છે, કારણકે ધન મેળવતાં પણ દુઃખ, સાચવતાં દુઃખ ને નાશ થતાં પણ દુઃખ. એમ ત્રણ પ્રકારે દુઃખ છે. તે ઉપર મહાત્માજીએ કહ્યું કે "જકાર" એ શબ્દજ દુઃખરૂપ છે. તેનાં નામ ૧ જામાતા (જમાઇ) (૨) જઠર (પેટમાં ભુખ લાગે છે તે) (૩) જર (ધન) (૪) જાતવૈદ, અગની (૫) જળાશય (સમુદ્ર, સરોવર) એ પાંચ કદી ભરાતાં જ નથી.

(૧) જમાઈ—ને જેટલું આપો ત્યાંસુધી સારૂં બોલે ને પછી ન મળે ત્યારે ભુંડું બોલે છે તેવી તેને તૃષ્ણા સહેજ જ રહે છે.

(૨) જઠરાગ્નિ—એટલે પેટમાં ભુખ લાગે ત્યારે સુકો રોટલો પણ ભાવે તે વાત ભુલી જઇને રસાસ્વાદી થઈ જાય છે ને ન મળે

ત્યારે દુખીયો થઈ જાય છે ને તે પાપી પેટ ભરાતું નથી, તેથી પાપ કરે છે પેટ કરાવે વેઠ પેટ વાજાં વગડાવે.

(૩) જર–ધન મળે એટલે કેફ ચડી જાય છે. ને તેથી આંધળો ગઈ જાય છે તેથી તેને ભગવાન ભજવાની પણ પરવા રહેતી નથી. કારણકે ધનથી નશ્વર સુખ ભોગવે છે જ્યારે દુઃખ પડે ત્યારેજ ભગવાન સાંભરે તે પણ સ્વાર્થને માટે સાંભરે. પણ નિષ્કામભક્તિ કરનાર તો કોઇક વીરલા હોય છે.

(૪) જળાશય એટલે સમુદ્રમાં સૌથી અધીક જળ છે અને તેમાં નવસો નવાણું નદીઓનું જળ ભરાય છે છતાં તે સમુદ્ર સંપૂર્ણ થતો નથી.

## દૈવી સંપતી કદી નાશ પામતી નથી.

દૈવી સંપતી કદી નાશ પામતી નથી. લક્ષ્મી સ્ત્રી રૂપ ગણાય છે. તેનો ઉપયોગ દાન ધર્મમાં કરવાથી અધીક ફળદાયક થઈ પડે છે. એક કરોડપતી શ્રીમાન શેઠ હતા તેને ત્યાં એક લાખ રૂપીઆની આસુરી સંપતીના એક બીજા વેપારીના વ્યાજે મુકેલા હતા. તેનું વ્યાજ દર માસે શેઠનો માણુસ આપી જતો હતો. એક વખતે મહીનો પુરો થઈ જવાથી શેઠને ત્યાં લગ્ન હોવાથી વ્યાજ નહિ આવતાં તે લોભી માણુસ વ્યાજ લેવાને કરોડપતીને ઘેર ગયો. શેઠ ગાદીપર બેઠા છે તે વખતે જમવાનો સમય થયો, ત્યાં તો રૂપાની ઘોડાગાડી શેઠને લેવાને માટે આવી તેમાં આ ઉઘરાણી આવેલ શેઠને ભેગા બેસાર્યા ને પોતાના બંગલે લાવ્યા. જમવા વખતે સોના રૂપાના થાળો જોઇ આ લોભીઓ શેઠ તો દીંગ થઇ ગયો, પણ તેને ઉલટો વ્હેમ આવ્યો કે આ કરોડપતી શેઠ પારકાના પૈસાથી મોજ માણી રહ્યા છે માટે તે દેવાળું જરૂર કાઢનાર છે માટે આપણે તો તેની પેઢીમાંથી રૂપિયા ઉપાડી લેવા પણ અત્યારે બોલવું ઠીક નહિ. આવતી કાલે શેઠને વાત કરીશ. રાત્રે ઠંડી પડવાથી કરોડપતી શેઠના પલંગ પાસે

સુખડની સઘડી કરવામાં આવી હતી તે શેઠે રૂા. ૪૦૦ ની કાશ્મિરી શાલ ઓઢી હતી. તેનો એક છેડો નિદ્રામાં નીચે સગડી પાસે પડી જતાં લક્ષ્મીજીએ સાક્ષાત આવીને સાલનો છેડો પલંગમાં નાંખ્યો. આ નવા આવનાર લોભીયા શેઠને વિચારમાં ને વિચારમાં ઉંઘ આવી નહોતી તેથી તે બાબત પોતે નજરે જોઈ તે સ્ત્રી જેવી બંગલાની બહાર નીકળવા જાય છે એટલે લોભી શેઠે ઉભા થઈ પુછયું તમે કોણ છો? ત્યારે તે કહે હું લક્ષ્મી છું. તેના તકદીરની છું તેથી મારે સાલ બળી ન જાય તેની સંભાળ માટે મારે આવવું પડયું છે. તે જો સાલ બળી ગઇ હોત તો રૂા. ૮૦૦ ની સાલ તેને મારે આપવી પડત.

શેઠનું પુણ્ય ઘણું છે તેથી હું ખશી શકું કે નાશ થઇ શકું તેમ નથી. કારણ કે દૈવી સંપતી છું. પછી તે લોભી શેઠને વિશ્વાસ આવ્યો કે આપણા વ્યાજે મુકેલા રૂપિયા કદી જાય તેમ નથી. વ્યાજના રૂપિયા લઇને ફક્ત ચાલ્યો જઈશ તો વાંધો નથી એમ પોતાના મન સાથે વિચાર કર્યો. પછી વળી લક્ષ્મીજીને પૂછયું કે મને જે લક્ષ્મી મળેલી છે તે કેવી છે, તો કહે કે આસુરી સંપતીની છે તે તારાથી વપરાય તેમ નથી. તે લક્ષ્મી પુત્રી તુલ્યની છે એટલે તો પુત્રી તો બીજાને આપવાની હોય. જો તું તે લક્ષ્મી વાપરવાનો સંકલ્પ કરીશ તો કોશના ૧૦૦ ડામ ખાવા પડશે માટે તું કદીપણ સંકલ્પ કરીશ નહિ. છતાં શેઠનો વૈભવ જોઇને રસ્તામાં વિચાર કરતો કરતો જાય છે તે વખતે તેના છોકરાઓ ખેતરમાં કામ કરતા હતા તેને કહ્યું કે તોરાવાળી પાઘડીઓ લાવો ને પહેરો ખેસ. જોટા લાવો ને પહેરો, દાગીના કરાવો. તે વાત સાંભળીને છોકરાઓ પણ લોભી હતા તેથી જાણ્યું કે બાપા ઘેલા થઈ ગયા છે માટે તેમને કોસના ડામ દેવા જોઇએ. પછી ત્રણે છોકરાઓએ ડોસાને ઉંધા નાખ્યા ને બરડામાં મોટા છોકરાએ કોશ ઉની કરી સો ડામ દીધા. માટે પોતાના પ્રારબ્ધની હોય તોજ લક્ષ્મી ભોગવાય છે પણ બીજાના પ્રારબ્ધની હોય તો ક્યાંથી ભોગવાય?

## ભગવાન અર્થે કરનારને ખોટ આવતી જ નથી.

એક ગામમાં ભગવાનનું મંદીર નહોતું ત્યાં એક બાઇ સત્સંગી હતી. તેને સંતની સેવા કરવાનો બહુજ આગ્રહ હતો. એક વખતે તે બાઇએ પોતાના પતિને સંતને તેડવા માટે મોકલ્યા પણ સંતે કહ્યું કે તમારા ગામમાં મંદીર નથી તેથી નહી આવીએ. એ વાત સાંભળીને બાઇએ પોતાના પહેરવાના દાગીના રૂ. ૨૦૦ ના હતા તે તુરત વેચી નાંખ્યા ને કાટ ખરીદી પોતાની જમીન હતી તેમાં મંદીર બે માસમાં તૈયાર કર્યું. પછી ગઢપુર જઇને સિદ્ધાનંદ સ્વામીને કહ્યું જે મારા ગામમાં પધારો. પછી સ્વામીએ કહ્યું કે તને પ્રથમ ના કહી હતી છતાં કેમ ફરીને આવ્યો ? કારણ કે તમારા ગામમાં મંદીર નથી માટે અમે નહી આવીએ! પછી તે હરીભક્ત બોલ્યો જે, સ્વામી! મંદીર તૈયાર થઈ ગયું છે ને મંદીરમાં શ્રી. મહારાજની મુરતી પધરાવવા પધારો. પછી એજ દીવસે તે ભક્તના ગામે સંત મહાત્મા પધાર્યા ને અત્યંત રાજી થઇ ગયા, ધન્ય છે તેવા ભકતને! કે પોતાના ઘરની મુડી વેચી એકલાએ મંદીર કર્યું! તેને અક્ષય સુખ મળશે. પછી સંત મહાત્માને બે માસ રાખીને ખુબ સેવા કરી સમાગમ કર્યો, ત્યારબાદ સ્વામી ગઢપુર પધાર્યા કે તુરત છોકરાનો સસરો આવ્યો ને કહે કે મારે આ સાલ લગ્ન લેવાં છે નહી તો તમે ના કહી દ્યો તો મારી દીકરીને બીજે પરણાવું માટે જવાબ આપો!

પછી તે હરીભક્ત તો બીચારા બહુ જ વીચારમાં પડી ગયા ને આખી રાત ઉંઘ પણ ન આવી. તેને જવાબ શો દેવો તેના વીચારમાં તેને ચેન પડયું નહી; તેથી ભગવાનની પ્રાર્થના કરવા લાગ્યો. બરોબર રાત્રીના બે વાગે શ્રીજી મહારાજ પધાર્યા ને રૂ. ૧૦૦૦ ની કોથળી ભરીને તે હરીભક્તને આપીને કહ્યું જે તમારા રૂપીઆ ખર્ચાયા છે તે મારા માટે ખર્ચાયા છે. તમે પહેરવાના દાગીના વેચીને પણ મારા માટે મંદીર કરાવ્યું તેથી હું તમારા ઉપર અત્યંત રાજી થયો છું

તેથી હાલ હું રૂપીઆ એક હજાર તમને આપું છું માટે જે ભગવાન અર્થે જે કાંઈ ખર્ચ કરે તેને નુકશાન આવતુંજ નથી એ નિર્વિવાદ છે. આ વાત સાચી બનેલી છે માટે આ સ્થળે દાખલ કરવામાં આવી છે.



## પ્રસંગ ત્રેવીસમો

### ધર્મ પાળવાથી મનુષ્ય લેખાય છે.

પશુજન્મમાં સરખાં દીસે, ભય, ભુખ, નિદ્રા કામ;
અદકો ધર્મ મનુષ્યમાં, ધર્મ રહીત પશુ નામ.

### ક્રુર સ્વભાવની સ્ત્રી માણસ મારતાં બીએ નહિ

એક શ્રીમાન શેઠ પોતાના ઘરમાં પહેલે માળે ગયા હતા ને સ્ત્રી છોકરાં ભોંયતળીયે હતાં. તે વખતે ઘરના દાદરમાં બેમણ વજનનો એક મોટો સાપ નીકળ્યો. તે સાપ પગથીએ ચઢવા જાય પણ વજનમાં બહુ જ ભારે હોવાથી નીચે સરકી જાય. શેઠ ઉપરથી બુમો મારે કે કોઈ સાપને પકડો પણ વાણીયાના ફળીઆમાં એવો કોણ હીંમતવાન હોય કે તેને પકડે ? એ વખતે એક વાણીઆની છોકરી કપડાં ધોઇને આવેલી તે હીંમતદાર અને સ્વભાવની ક્રુર હતી, તેથી તે છોકરીએ કપડાં ધોવાનો ધોકો તે સાપ ઉપર નાંખ્યો તેથી સાપના બે ટુકડા થઈ ગયા ને તુરત સાપ મરી ગયો. હવે તે છોકરી પર શેઠાણી મોહિત થઈ ગઈ કે આ છોકરી બહુ જ હુશિયાર ને હિંમતવાન છે માટે મારા દીકરા વેરે લાવવી. પણ શેઠની મરજી બીલકુલ નહોતી કારણ કે તે સમજ્યો કે તે ક્રુર સ્વભાવની સ્ત્રી કોઇ વખત માણસ મારતાં બીએ નહિ. માટે તે આપણા ઘરમાં જોઇએ જ નહિ. છતાં શેઠાણીએ છ માસ સુધી હઠ લીધી ને તકરારો કરવાથી શેઠ બીચારા થાકી ગયા ને તે સ્ત્રી પોતાના પુત્રને ન ચાલતે પરણાવી

લાવ્યા. હવે પોતાનો પુત્ર મોટો થયો તેથી તેને એમ વિચાર થઇ આવ્યો કે બાપની કમાઈ ખાવી તે દુરસ્ત નહિ માટે મારે પરદેશમાં જઇને સ્વબળથી કમાણી કરવી જોઇએ. એમ ધારી પોતે દેશાવર તરફ પોતાની સ્ત્રીને ભરભલામણ કરી રવાના થયો. ત્યાંથી દશ હજાર રૂપિયા પોતાના ગામના પવિત્ર બ્રાહ્મણ સાથે મોકલ્યા. તે બ્રાહ્મણ રૂપિયા લઇને શેઠનો બંગલો નદી કિનારે હતો ત્યાં ગયો. તે વખતે શેઠ શેઠાણી બહારગામ ગયેલાં હતાં ને એકલી તેમના પુત્રની સ્ત્રી ઘરમાં હતી. તે સ્ત્રીએ બ્રાહ્મણ પાસેથી રૂપીઆ લીધા પણ તે વખતે તેની ખોટી બુદ્ધિ થઈ કે આ બ્રાહ્મણને મારી નાખું ને આ રૂપીઆ મારા બાપને ત્યાં મોકલી આપું. તેવો વીચાર કરીને બંગલાની પાછળ બ્રાહ્મણને લઈ જઇને ધક્કો મારીને નદીમાં નાંખી દીધો. તે વખતે નદીમાં પુર આવેલું હતું તેથી બ્રાહ્મણ બીચારો તણાઇને મરી ગયો. હવે તે સ્ત્રી તો રૂપીઆ દશ હજાર તેના બાપને ત્યાં મુકવા ગઈ. પણ ઉતાવળમાં તેમાં પત્ર લખેલો હતો તે રૂમાલ લેવાનો ભુલી ગઇ તે રૂમાલ ઉંદરો પેટી નીચ તાણી ગયેલા એક વખત શેઠાણી બંગલામાંથી કચરો કાઢતાં હતાં તે વખતે તેને આ રૂમાલ મળી આવ્યો. તેમાં પત્ર હતો તે શેઠને વંચાવ્યો. તેમાં રૂપીઆ દશ હજાર બ્રાહ્મણ સાથે મોકલાવ્યા છે તે વાંચી જોયું. પછી શેઠે પોતાના પુત્રની વહુને પૂછ્યું ત્યારે કહે કે અહીં તો કોઇ બ્રાહ્મણ આવ્યોજ નથી ને રૂપીઆ પણ ક્યાંથી આવ્યા હોય? તમારા પુત્રને દેશાવર ગયે મહીનો થયો નથી ને દશ હજાર ક્યાંથી કમાઇ ગયા? પણ તે સ્ત્રી મુરખ હતી કે શેઠ શું તેનું બોલેલું માનશે? જે પ્રારબ્ધી પુરૂષ છે તે જ્યાં જાય ત્યાં તેને ધન મળે છે તેવું સૌ કોઈ જાણે છે છતાં તે સ્ત્રી જુઠું બોલી છે તે વાત શેઠ શેઠાણી જાણી ગયાં. થોડા દીવસ પછી શેઠનો છોકરો પચાશ હજાર રૂપીઆ લઇને ઘેર આવ્યો ને દશ હજાર રૂપીઆ બ્રાહ્મણ

સાથે મોકલાવ્યા હતા, તે વાત પોતાના પીતાશ્રીને કહી. શેઠે પત્ર આવેલો પુત્રને વંચાવ્યો એટલે છોકરાને પણ ખાત્રી થઇ કે મારી સ્ત્રીએ જરૂર બ્રાહ્મણને મારી નાંખ્યો છે ને રૂપીઆ તેના બાપને ત્યાં મોકલી દીધા છે. કારણકે તેનો બાપ ભીખારી હતો. તેને રૂપીયા છોકરીએ આપ્યા તેથી નવું ઘર કરાવ્યું તે ઉપરથી ચોક્કસ વાત જણાઈ ગઈ, તેથી સ્ત્રીને મારવા માંડી પણ સાચું માને શાની! કારણ કે જે સાપને મારી નાખનારી હતી તે જેવી તેવી હોય નહી. પછી રાત્રીએ તે સ્ત્રીએ પોતાના પતીના પેટમાં છરી મારી તેને મારી નાંખ્યો ને બારીએ દોરડું લટકાવ્યું. શા કારણથી તો એમ કહેવા થાય કે ચોર લોકો મારીને આ દોરડેથી નીચે ઉતરીને નાશી ગયા. પછી રાતના ચાર વાગે તે સ્ત્રી રોવા લાગી ને બુમો પાડવા લાગી પણ તેનો સસરો સાસુ ઉપર ગયાં નહિ કારણકે તે રાંડે જ મારી નાંખ્યો છે એવી ખાતરી મનમાં થઈ ગઇ હતી તેથી તેને પોલીસમાં પકડી જાય તો ઠીક, પણ આ ઢોંગી સ્ત્રી તો સતી થવા તૈયાર થઈ. વરઘોડો મોટો નીકળ્યો. તે સ્ત્રીએ શું કર્યું તો દારૂ પોતાના હાથે પગે કપડાં બાંધીને અંદર રાખ્યો હતો કે એકીવખતે દેહ સળગી જાય એટલે દુઃખ ઓછું થાય! કારણકે જીવતાં મરવું તે સાધારણ વાત નથી પણ તે સ્ત્રીના મનમાં એમ થયું જે મારા બાપને મેં દશ હજાર રૂપીઆ આપ્યા છે ને મારો સસરો તેમને હેરાન કરશે ને આબરૂહીન કરી નાખશે માટે તેમને પણ મારા સાથે બાળવા એમ ધારીને તે સ્ત્રી લાકડાની ચિતામાં બેઠી. તે વખતે પોતાના સસરાને બોલાવીને કહ્યું કે મારે તમને કાનમાં ખાનગી વાત કરવી છે. ભોળા શેઠે મનમાં એમ ધાર્યું કે વખતે દશ હજાર રૂપીઆ જમીનમાં દાટયા હશે તે વાત કહેવી હશે! જેવા શેઠજી તે સ્ત્રી પાસે ગયા કે શેઠને ઉપાડીને બે હાથ સજ્જડ કરી દીધા. તે વખતે અગ્ની તો મુકવાનો બાકી હતો પણ પોતાની પાસે દીવાસળી હતી તે સળગાવી

કે સ્ત્રીના હાથેપગે દારૂ બાંધેલો હતો તેથી એકી વખતે અગ્નિ લાગ્યો ને શેઠ પણ જીવતા બળી ગયા ને સ્ત્રી સતી થઇ ને સસરાને સતો કર્યો. માટે એવી જે નિર્દય સ્ત્રી હોય તેને માણસ મારી નાંખવાનો ડર હોતો નથી ને વળી છેવટે સતી થવાનો ડોળ કરી પોતે પણ બળી મરી પણ પોતાનું ધાર્યું તેણે કર્યું; માટે એવી ક્રુર સ્ત્રી હોય તેનો કદી વિશ્વાસ ન કરવો ને તેવી સ્ત્રી સાથે કદી તકરાર પણ ન કરવી કારણકે તેના ભેગું રહેવું માટે. જો સ્ત્રી વીફરી તો પોતાના સગા બાપને તથા પુત્રને તથા ભાઇને મારી નાંખે. આ કળીયુગમાં એવાં અનેક દષ્ટાંતો જોવામાં આવે છે માટે ચેતીને ચાલવામાં બહુ આનંદ રહેલો છે. જો પ્રથમ તે શેઠે કહ્યું તે પ્રમાણે શેઠાણીએ માન્યું હોત તો ત્રણ ખુન ન થાત! પણ સ્ત્રીની મતી પાનીએ તે કોઇનું માને નહી. પોતાના માનમાં આવે તેમ વર્તન કરે છે જ્યારે તેને દુઃખ દેખાય છે ત્યારે પસ્તાવો કરે છે. પણ રાંડ્યા પછીનું ડહાપણ શું કામ આવે?

**જે ભગવાનને અંતર્યામિ જાણે છે તે તેમની આજ્ઞા પાળે છે.**

એક ગુરૂને બે શિષ્ય હતા. તેમના દેહનો અંતકાળ આવ્યો તે વખતે ગાદી ઉપર બેસાડવાને માટે પોતાના શિષ્યની પરીક્ષા કરવા તેમણે કેરીનાં બે ફળો બંને શિષ્યોને આપ્યાં. તે બંને શિષ્યો વિદ્વાન હતા. તેમને ફળ આપતી વખતે તેમના ગુરૂએ કહ્યું કે કોઇ ન દેખે તે જગ્યાએ ખાઇને પાછા આવો. પછી એક જણ મંદીરની પાછળ કોઇ ન દેખે તેમ ખાઇ આવ્યો અને બીજો તો જ્ઞાની અને અનુભવી વિજ્ઞાન દશાને પામેલો હતો તેથી તેણે જાણ્યું કે ભગવાન સર્વવ્યાપક છે માટે શી રીતે સંતાડીને ખાવું? પછી તે ફળ ખાધા વગર આવ્યો. પછી તેના ગુરૂએ જેણે ફળ ન ખાધું. તેને ગાદી ઉપર બેસાડવાને લેખ કરાવ્યો. આ પ્રમાણે જે ભગવાનને અંતર્યામી જાણે છે તેનાથી એકે ભુંડી ક્રિયા કે અનીતિનું કામ કદી પણ થતું નથી. તે હંમેશાં ધર્મ પાળે છે અને બીજાને ધર્મ પળાવવાનો ઉપદેશ કરે છે.

## પ્રભુને બુદ્ધિવાળા ગમે છે.

બુદ્ધિવાળાને ભગવાનના સંતનો સમાગમ થાય તો તેને ભગવાનને વિશે હેત થઇ જાય છે, કારણકે બુદ્ધિવાળામાં સત અસતનો વિવેક હોય છે. શ્રીહરીએ પણ સ્વમુખે કહ્યું કે બુદ્ધિવાળા અમને બહુજ ગમે છે. તે વીશે એક વાણીયાનું સાધારણ દૃષ્ટાંત છે તે નીચે પ્રમાણે છે. એક ગામમાં વાણીઓ લક્ષાધિપતી હતો તેને વેપારમાં ખોટ ગઇ તેથી ગાંડાની માફક થઇ ગયો તેથી મોટાં શહેરના દરવાજા બહાર ચોપડી લઇને બેસે ને જેટલા માણસો જાય ને આવે તેની નોંધ કરે. તેમાં મને ફાયદો થશે એવો તેનો વિશ્વાસ દૃઢ હતો એમ જાણી એવી ક્રિયા તે કરતો હતો. એક વખતે રાજાની દાસીની બુદ્ધિ બગડી તેથી રાજાના પહેરવાના દાગીનાની પેટી રાતના બાર વાગે લઈને નાસી જવાને તૈયાર થઇ. તે વખતે દરવાજા બહાર એ ગાંડો શેઠ બેઠો હતો તેણે તે દાસીને જોઇને પોતાના ચોપડામાં નોંધ કરી લીધી. રાતના બાર વાગે રાજાની દાસી દરવાજા બહાર ગઇ ને કુવામાં કંઇક નાખી પાછી દાસી દરવાજામાં થઈ તે શહેરમાં ગઈ એ પ્રમાણે લખી લીધું. પછી રાજા સવારે જાગ્યા ને ચોરી થયેલી જાહેર થઈ પણ ઘરના ચોરનો પતો કયાંથી લાગે? બહારનાં ચોર હોય તો વખતે પત્તો લાગે. દીવાન વાણીઓ હતો તેને બેઠે બેઠે વીચાર સુઝી આવ્યો કે પેલો શેઠ ગાંડો થઇ ગયો છે તેને પુછીયે તો વખતે બાતમી મળી આવશે કારણકે તે રાત્રિના બાર વાગ્યા સુધી દરેક માણસની આવક જાવકની નોંધ કરે છે એ વાત રાજાને કહી, ત્યારે રાજા કહે કે તે શેઠ ગાંડો થઇ ગયો છે માટે તેનાથી પતો લાગશે નહી તો પણ દીવાનજી કહે તેની પાસે જઇ આવવામાં આપણને શું નુકશાન છે? રાજા દીવાનજીનું વચન માની બંને જણા ગાંડા શેઠ પાસે ગયા ને વાણીઆને દીવાનજીએ પુછયું કે અહીઆં તમે શું કરો છો? ત્યારે ગાંડો શેઠ કહે કે તમારે શું કામ છે? ત્યારે દીવાનજીએ

કહે કે રાજાના મહેલમાં રાત્રે ચોરી થઇ છે. ત્યારે ગાંડો શેઠ કહે રાજાને ગરજ હશે તો પુછવા આવશે! નહી આવે તો હું તમને જવાબ નહી આપું. પછી રાજા તો સાથેજ હતા, ત્યારે રાજાને પૂછયું ક્યારે ચોરી થઇ છે? ત્યારે કહ્યું કે ગઇ કાલે રાત્રે થઇ છે. પછી ચોપડામાં નોંધ કરેલી વાંચી કે રાજાની દાસી દરવાજા બહાર રાત્રે ૧૨ વાગે કુવા પાસે થઇને ગઈ અને ત્યાં ધબ શબ્દ થયો ને દાસી પાછી દરવાજામાં થઇને ગઇ. આ શબ્દ લખેલા કહ્યા તે ઉપરથી કુવામાં રાજાએ માણસો ઉતાર્યા ત્યારે ઝવેરાતની પેટી મળી. પછી રાજાએ તે ગાંડા શેઠને કહ્યું કે તારે જે માગવું હોય તે માગ. હું તારા ઉપર ખુશી થઈ ગયો છું. પછી ગાંડો શેઠ કહે હું આપ રાજ્ય દરબારમાં બેઠા હશો તે વખતે આપના કાનમાં કહીશ. પછી વાણીઓ બપોરે રાજા પાસે આવ્યો. તે વખતે દીવાને તે ગાંડા વાણીઆને બોલાવીને કહ્યું કે ભલા થઇને મારી દીવાનગીરી ખુચાવી લેશો નહિ. હું તને ૫૦ હજાર રૂપીઆ આપીશ. એ પ્રમાણે મોટા મોટા અમલદારો પાસેથી બધા મળીને ૧૦ લાખ રૂપીઆ બુદ્ધિથી પેદા કરી લીધા ને પછી રાજા પાસે તો વચન માગવાનું બાકી રહ્યું હતું. પછી રાજાએ તે ગાંડા શેઠને એક ગામ આપ્યું. જુઓ, બુદ્ધિ વડે શેઠે ધન મેળવ્યું ને સુખી થયો. તેમ ભગવાન મેળવવા માટે જો બુદ્ધિ હોય ને તેનો ઉપયોગ કરે તો સુખી થાય છે. પણ તે બુદ્ધિ જેને હોય છે તેને ધન, માન ને મોટપની ઇચ્છા સ્વભાવિક હોય છે. તેથી તેને સંત સમાગમ કરવાની ફુરસદ મળતી નથી ને જગતના વ્યવહારમાં તે બુદ્ધિનો ઉપયોગ થાય છે પણ મોક્ષને રસ્તે બુદ્ધિનો ઉપયોગ થતો નથી. જો મોક્ષને માર્ગે બુદ્ધિનો ઉપયોગ થાય તો બેડો પાર થઈ જાય એ નિર્વિવાદ છે.

## કર્યાં કર્મ ભોગવ્યા વીના છુટકો નથી.

એક બ્રાહ્મણે એક પટેલના ખેતરમાંથી તેને પુછ્યા વીના ચાર

પાંચ ઉંબીના છોડ લીધા. તેથી તેને બળદનો અવતાર લેવો પડ્યો હતો. બળદ નાની ઉંમરનો આખલો હતો, તેથી તેને કોઢમાં બાંધીને રાખેલો હતો. એક વખતે પટલાણી ભાત દેવાને ખેતરે ગઇ ને બાજુમાં પાડોસમાં એક બાઇને કહેતી ગઇ કે હું સાંજે ઘેર આવીશ માટે બે કલાક પછી મારા આખલાને પાણી પાજો ને ખડ નાંખજો. પછી એ પાડોશણ બપોરના વખતે તેની કોઢ ઉઘાડી ચાર નાંખવા જાય છે તો ત્યાં તલનો ઢગલો પડેલો જોઇ એક સુપડું ભરી લેવાની તેની બુદ્ધિ થઇ. તેથી જેવી તે બાઇ તલ લેવા જાય છે તેવામાં પ્રભુકૃપાથી આખલાને વાચા થઇ. તે કહેવા લાગ્યો કે "બાઇ! આ તારા પાડોશી પટેલના ખેતરમાંથી ૩–૪ ઉંબીના છોડ વગર રજાએ મેં ચોરેલા તેથી મારી આવી દશા થઇ છે, માટે તું આટલા બધા તલ ચોરીને લઇ જાય છે માટે તારે ઘણા જન્મો દુઃખ ભોગવવું પડશે. બાઇને પ્રભુકૃપાથી જ્ઞાન થયું ને તુર્ત બળદની શીક્ષા માની ચોરીના કૃત્યથી પાછી વળી. કેટલીક વખતે જનાવરોથી પણ મનુષ્યને ઉત્તમ શીખામણ મળે છે. તે આ સાધારણ દષ્ટાંતથી સમજાય છે.




## પ્રભુને જાણ્યા વિના દુઃખ મટતું નથી.

મેનાને "મેના" કહી તુર્ત મીલે જગદીશ;
અજાપુત્ર મેં મેં કહી તુર્ત કટાવે શિષ.
તુર્ત કટાવે શિષ તાન ધુનીયા ને ઘેરી,
પડે મુગદલકી માર બોલ તબ "તુંહી તુંહી."

મેના પક્ષી અને અજાપુત્ર એટલે બકરો બંનેને પુછવામાં આવ્યું કે તમારા બંનેમાં મોટું કોણ? ત્યારે મેનાએ જવાબ આપ્યો "મેના" એટલે હું મોટી નથી, પણ બકરો બોલ્યો "મેં મે" એની બોલીમાં લખીએ તો "એં એં" એટલે કે હું તો મોટો છું. હવે મેના બોલી કે હું તો મોટી નથી, તો એનેજ જગદીશ પ્રભુ મળ્યા, અને બકરો કહે કે હું મોટો છું તો પ્રભુ દુર જતા રહ્યા ને અંતે તે કસાઈના હાથે કપાઈને મુવો. તે ઉપર એક કવિએ કહ્યું છે કે,–

"લઘુતા મેં પ્રભુતાં બસે, પ્રભુતા સેં પ્રભુ દુર,
કીડી થઈ સાકર ચુને, ગજ શિર ડારે ધુર.

કીડી મંકોડી શાકર ચુની ચુની વીણીને ખાઇ શકે. જો કે તે નાનાં પ્રાણી છે, પણ ગજ કહેતાં હાથી જેવું મોટું પ્રાણી તો પોતાની સુંઢથી સાકર લેવા જાય, તો સાકર તો સુંઢમાં ન આવે, પણ રસ્તાની ધુળ આવે તે માથા ઉપર નાંખે. જુઓને મેનાને લોકો પીંજરામાં પાળીને ખાવાનું આપે છે. બકરાએ તો મોટાઇ દેખાડી એટલે કસાઇઓ આપણે જાણીએ છીએ તેમ જીવતાં તેનું શિર છેદી નાંખે છે, એટલુંજ નહિ પણ તેના મુવા પછી તેના આંતરડાની તાંત બનાવી પીંજારા તેના ઉપર મુગદળનો માર મારે છે એટલે બકરો મુવા પછી પણ "તુંહી તુંહી" બોલે છે. હે ઇશ્વર! મારી ભુલ થઇ છે મને માફ કર. આ દુનિયામાં તારા સિવાય કોઈ મોટું નથી એમ બકરો પાછળથી પશ્ચાતાપ કરે છે.

## આપણું મન જ બુરૂં છે.

બુરો દેખનકું મેં ગયો, બુરો ન મીલયો કોઇ,
જબ દેખું દીલ ખોજકે, મોસે બુરો ન કોય

## ભર્તૃહરીનું આયુષ્ય પ્રમાણ.

ભર્તૃહરીએ આપણા અઘોર પાપથી આયુષ્ય ઘટી ગયું છે તેથી વધારેમાં વધારે વર્ષ ૬૦ મા. ૨–૨૦ દિવસનું ગણ્યું છે તે નીચે પ્રમાણે:

| | વર્ષ | માસ | દિવસ |
|---|---|---|---|
| બાલ્યાવસ્થા ... ... ... | ૩ | ૦ | ૦ |
| નિદ્રાવસ્થા ... ... ... | ૨૦ | ૦ | ૦ |
| વિદ્યાભ્યાસ ... ... ... | ૮ | ૫ | ૦ |
| શૌચ ... ... ... | ૧ | ૩ | ૦ |
| દંતધાવન ... ... ... | ૫ | ૫ | ૦ |
| સ્નાન ... ... ... | ૧ | ૩ | ૦ |
| ભોજન ... ... ... | ૨ | ૬ | ૦ |
| હરવું ફરવું ને વ્યર્થ વાતચીત ... | ૫ | ૦ | ૦ |
| વ્યાધી ... ... ... | ૫ | ૦ | ૦ |
| ઉદ્યોગ–ગૃહકાર્ય ... ... ... | ૪ | ૯ | ૫ |
| પરચુરણ ... ... ... | ૧ | ૪ | ૧૫ |
| કુલ્લે... | ૫૭ | ૧૧ | ૨૦ |
| પરમાત્માનું ભજન... ... ... | ૨ | ૩ | ૦ |
| એકંદર... | ૬૦ | ૨ | ૨૦ |

## હિતનાં વચનો.

૧. કહેલું હીત જે સાંભળતો નથી તેને બહેરા સરખો જાણવો.
૨. જે ક્રોધને સ્વાધિન થાય છે તેને આંધળા સરખો જાણવો.
૩. જે સારૂં બોલી જાણતો નથી તેને મુંગા સરખો જાણવો.
૪. જે સારૂં માઠું સમજતો નથી તેને પશુ સરખો જાણવો.
૫. જેને હાથે પરોપકાર ઘણા થાય છે તેને મોટો જાણવો.
૬. જુવાની, ધન અને આયુષ્ય એમના ભરોસા ઉપર જે રહેતો નથી, તેને સાવધ જાણવો.
૭. જે સંકટે બીહીતો નથી તેને ધીર જવાન જાણવો.
૮. જેનું મન સ્થીર તે સુખી.

૯. કોઈને ગરીબ જોઇને તેનો અનાદર કરવો નહી, કારણ કે કોઈ વખત આપણી સ્થિતિ પણ તેવી થાય.

૧૦. પેદાશ ને ખરચ માંડતા રહેવું, કેમકે તેણે કરીને સાવધ રહેવાય છે

## અતિ લોભ તે પાપનું મૂળ.

એક બ્રાહ્મણ ઉપર એક રાજા પ્રસન્ન થઇ ગયો તેથી તે વિપ્રને કહ્યું કે મારા ઝવેરાતખાનામાંથી બે કલાક સુધી તારે જોઇયે તે ધન લેઈ જવાની તને રજા આપું છું. બ્રાહ્મણ બીચારો ઘણોજ રાજી થયો જેવો તે ઝવેરાતખાનામાં ગયો તો ત્યાં સોનું, રૂપું, મોતી, માણેક વિગેરે જોઈ છક થઇ ગયો ને મનમાં વિચાર કરવા લાગ્યો કે રૂપું લઉં કે સોનું પણ તેની કીંમત મોતી કરતાં ઓછી. આવી રીતે ભાવ નક્કી કરવામાં બે કલાક ચાલ્યા ગયા એટલે રાજાએ માણસ મોકલી પેલા વિપ્રને બોલાવી લીધો. ત્યારે વિપ્ર પોતાના હાથમાં કાંઇ નહીં આવવાથી બહુજ દીલગીર થવા લાગ્યો. આ પ્રમાણે આપણે પણ ક્ષણભંગુર આયુષ્યમાં જો ધર્મનાં કામ નહી કરી લઇએ તો પછી લોભી વિપ્રની પેઠે હાથ ઘસવા પડશે.

## ધનની આશા.

એક પુરૂષ ધન મળવાની આશાથી જંગલમાં ગયો ત્યાં એક મહાનયોગી સમાધી ચઢાવી બેઠેલા હતા. તેની પાસે આ ધનના લાલચુ માણસે ધન મેળવવાની આશા જણાવી. મહાત્માને સમાધી ઉતરી ને તે પુરૂષે બહુ સમજાવ્યો કે ધનમાં અનેક પ્રકારનાં દુઃખો રહ્યાં છે માટે તું તેની આશા કર નહિ; પણ તે આવનાર મનુષ્યને ધનનીજ જરૂર હતી તેથી બીજી વાત સાંભળવાને તે નવરોજ નહોતો. મહાત્મા પણ મનમાં સમજી ગયા કે આ ધનનો લાલચુ છે તે કદી પણ ધન મળ્યા વિના શાંતી પામશે નહી. એટલે તેને તે મહાત્માએ પ્રસન્ન થઈ એક તરવાર આપીને કહ્યું કે તું આ મંદીરમાં પ્રવેશ કર

એટલે તને ધન મળશે. મહાત્માના વચન પર વિશ્વાસ રાખી તેણે મંદીરમાં પ્રવેશ કર્યો તો તેને ચાર સ્ત્રીઓ દીઠામાં આવી. તે સ્ત્રીઓ બોલી તમે કોણ છો? ને શા માટે આ મંદીરમાં આવો છે? ત્યારે તેણે પુછ્યું, હે સ્ત્રીઓ! પહેલાં તમે કોણ છો ને ક્યાં રહો છો તે બતાવો. પછી હું મારૂં નામ તથા સ્થાન કહીશ. ત્યારે તે સ્ત્રીઓ બોલી–પેલીનું નામ લજ્જા, ને તે નેત્રમાં નીવાસ કરે છે. બીજીનું નામ દયા તે અંતઃકરણમાં રહે છે. ત્રીજીનું નામ કીર્તિ પણ કપાળમાં રહે છે ને ચોથીનું નામ ધીરજ તે મનમાં રહે છે. એટલે વાત પુરી થતાં ચાર પુરૂષ પ્રગટ થયા. તેને પણ તેણે કહ્યું અરે તમે કોણ! તમારૂં નામ શું? ને તમે ક્યાં રહો છો? તે પુરૂષો બોલ્યા અમે ક્ષત્રીય છીએ (૧) કામ, (૨) ક્રોધ, (૩) લોભ, (૪) મોહ. કામ કહે હું નેત્રમાં રહું છું ત્યારે મેં કહ્યું કે નેત્રમાં તો લજ્જાનું સ્થાન છે, તે કામ કહે તે તો મારી સ્ત્રી છે. બાકીના ક્રોધ, લોભ ને મોહે એ જણાવ્યું કે દયા, કીર્તિ ને વૃતિ એ અમારી સ્ત્રીઓ છે મેં ખડગે એ ચારે પુરૂષનાં માથાં ઉડાવી દીધાં ને કહ્યું તમે ક્ષત્રી થઇ બ્રાહ્મણ જાતીની સ્ત્રીને ભ્રષ્ટ કરો છો એ વાજબી નથી એ ચારે પુરૂષનો વધ થતાં એ ચારે સ્ત્રીઓ સતી થવા લાગી તે માંહેલી અંતઃપુરમાં રહેનાર સ્ત્રીને રોકી બાકીનીને સતી થવા દીધી. પછી તે તરવાર લઇ આગળ ચાલ્યો તો એક શીલા દૃષ્ટિગોચર થઇ. તેના ઉપર જઇને બેઠો એટલે એક વૃદ્ધ પુરૂષ દૃષ્ટિગોચર થયો એ પુરૂષ મુમુક્ષુ હતો ને ધનની આશાએ કે તેને આત્મજ્ઞાનની જરૂર હોવાથી તે પ્રભુની કૃપાથી ખોટા ધનની આશા છોડી આત્મદર્શી થયો અને ધનની આશા સત્વર મુકાઇ ગઇ.

## ધ્રુવજીને માંગતાં આવડયું નહી.

ધ્રુવજી ન્હાના હતા છતાં અપમાન સહન ન કરવાથી પ્રભુની ભક્તિ કરવા ચાલ્યા. તે વખતે ગામ છોડી બહાર આવ્યા ત્યાં તેને

તેનાં સગાંવહાલાંઓ થોડો ગરાસ આપવા તૈયાર થયાં પણ તે ધ્રુવે કબુલ નહી કરતાં જંગલમાં આગળ ચાલ્યા, એટલે તેને નારદજી મળ્યા તેણે કહ્યું અરધું રાજ્ય આપીશું. તમે જંગલમાં જવાનું રહેવા દો. તે પણ ધ્રુવજીએ નહી માનતાં જંગલમાં જઇ એકચીતે ભગવાનની ભક્તિ કરવી શરૂ ત્યારે ભગવાન પ્રગટ થઇ ધ્રુવને માંગવાનું કહેતાં તેણે અક્ષરપદ નહી માગતાં નશ્વર વસ્તુ રાજ્ય માગ્યું તે પ્રમાણે પરમાત્માએ તેણે આપ્યું. પણ ધ્રુવજીને માગતાં આવડયું નહી એમ મહાત્મા પુરૂષો કહે છે. બાળક હોય તો શું જાણે અક્ષરપદને. છેવટ તો તે ઘણા પસ્તાયા પણ થાય શું ?



## પ્રસંગ પચીસમો

### માયારહીત માગણીઓ.

જ્યારે રાવણને માર્યા પછી રામચંદ્રજી તથા લક્ષમણજી અયોધ્યા તરફ ગયેલા. ત્યાં એક વખત ખાનગીમાં રામચંદ્રજી ભગવાન બેઠા હતા. ત્યાં બહાર ચોકી કરવાને લક્ષમણજીને રાખેલા. તે વખતે રાવણના ભાઇ વિભીષણ ત્યાં આવ્યા. તેમને લક્ષમણજીએ અંદર જતાં રોક્યા ને કહ્યું કે અંદર જવાની ભગવાનની પરવાનગી નથી ત્યારે લક્ષમણજી વિભીષણે કહ્યું કે તમે મારૂં નામ દઈ રજા માગો. તે પ્રમાણે લક્ષમણજી ભગવાન પાસે વિભીષણની રજા લેવા ગયા. તે વખતે ભગવાને લક્ષમણને કહ્યું કે આવનાર માણસને સોગન ખાઇને અંદર આવવા દેજો તે પ્રમાણે લક્ષમણજીએ બહાર આવી વિભીષણને સોગન ખાધા કે મને રાજ્ય ઉપર કદી પ્રેમ થજોમાં, માયા કદી પણ મારા પાસે આવજો માં, બાલબચ્ચાં હે ભગવાન, તમે મને આપશો નહી, સત્સંગ હંમેશાં મારો પ્રેમ અવીચલ રહે તેમ કરશો.

ઉત્તમ પ્રકારના પંચ વિષયનો મને કદી પણ યોગ દેશો નહી. આવા આવા સોગન વિભીષણે ખાધા તે જોઇ લક્ષ્મણજીએ ભગવાનને જઇને કહ્યું કે આવનાર માણસ તો આવા પ્રકારના સોગન ખાય છે! તુરત ભગવાને જાણ્યું કે આ કોઇ મહાન ભકત છે! તુરત પોતાના ભાઇ લક્ષ્મણજીને વિભીષણને અંદર આવવાની પરવાનગી આપી. આવી રીતે જે ભકત આ જગતના સુખથી રહીત છે તેને પરમાત્મા વગર માગે નશ્વર તથા અવિચલ સુખો અનાયાસે આપેજ જાય છે.

## તજવા યોગ્ય શું છે?

પરહર પ્રીત પરનારી,
પરહરનાર કુળ ક્ષોભી,
પરહર અટકણ અશ્વ,
પરહર મીત્ર જન લોભી.
પરહર પુત કપુત,
પરહર પુરૂષ કુસંગી.
પરહર વાસ કુવાસ,
પરહર દાસ કઢંગી.
પરહર જે કારજ પુણ્ય,
વીણ પરહર ચાડી ચીતથી.
શામળ કહે પર પાપ માટે,
પરહર પર નીંદા નિત્યથી.
કામ સમ વ્યાધી નહી,
અજ્ઞાન શત્રુ માનવો.
ક્રોધ સમ અગ્નિ નહી,
સદ જ્ઞાની મીત્ર પ્રમાણવો.
નીજ માત મુખ ઉજ્જળ કરી,
સ્વધર્મ માર્ગે સંચરે.

સનમાર્ગમાં જીવન ગુજારી,
પાપથી મનમાં ડરે,
શત્રુ વખાણે સહુ સદા,
સપુત તેને જાણવો.
લાખ તારા છો પ્રકાશે,
ચંદ્ર એક પ્રમાણવો.
સ્વછંદી નૃપના રાજ્યમાં,
રહેવું ગણાયે ભુલ છે.
કુલટા મળે જો કારમી,
તો જીંદગાની ધુળ છે.
મધમાખ સમ જીવન ચુસી,
લેનાર મીત્ર અનેક છે,
સંકટ સમય શીર આપનારો,
લાખ માંહી એક છે,
પાપી જનોના હૃદયમાંહી,
દુષ્ટતાનો વાસ છે,
પાપના કરનાર ઉપર,
શ્રી હરીનો ત્રાસ છે.
પાપનાં જે વૃક્ષ તે
ફળ ઝેરનાં દેનાર છે.
પાપ છાનું ના રહ્યું,
ના કોઇનું રહેનાર છે.

## મૃત્યુલોકમાં દુઃખ જ છે.

મૃત્યુલોકમાં જે કોઈ જન્મ લે તેને સંસારીક દુઃખોને આધીન થવુંજ પડે છે. જો ઇશ્વરે આ મૃત્યુલોકની લીલાઓ કરવા અવતાર ધારણ કરે તો તેને પણ મૃત્યુલોકના નીયમ પ્રમાણે સઘળાં દુઃખ

સહન કરવાં પડે. શ્રીકૃષ્ણચંદ્રને પોતાના ભાઇ બલરામ સાથે જરા-સંધના ભયથી સમરાંગણમાંથી ભાગી જવું પડયું હતું ને તેથી બળવાન જરાસંધને હસવું આવ્યું હતું. આ જગતનો લય કરનાર મહાદેવજી જેવાને પણ સુખ દુઃખના ફરતા ચક્રમાં માનવીની પેઠે એક વખતે આવવું પડયું હતું. પોતાને એક વખતે ભષ્માસુરના ત્રાસથી જગતનું પાલન કરતા વૈકુંઠવાસી શ્રી વિષ્ણુ ભગવાનને શરણે જવું પડયું હતું. શ્રી. રામચંદ્ર ભગવાનને પણ રાજ્યાભિષેકને દિવસે ચૌદ વરસ વનમાં જવાનું થતાં અનેક દુઃખો ભોગવવાં પડયાં હતાં. આવી રીતે અવતારોમાં અનેક પ્રકારનાં દુઃખો દષ્ટિગોચર થયા ત્યાં મનુષ્યની તો શી ગણના? માટે આ સંસાર દુઃખોથીજ ભરેલો છે. તે ઈશ્વર ઇચ્છાથી આવી પડે તો ધીરજ રાખવી પણ ગભરાવું નહી.

## સિદ્ધ પુરૂષોના સંદેશા.

૧. જ્યાંસુધી દ્રવ્ય મેળવવાની શકિત છે અને દ્રવ્ય મળે છે. ત્યાંસુધી પીતા, ભાઈ, બહેન, સ્ત્રી, પુત્રો અને બીજો પરીવાર તેની સાથે પ્રેમ રાખે; પણ વૃદ્ધપણામાં ધરનું કોઈપણ મનુષ્ય તેનો ભાવ પણ પુછતું નથી.

૨. સ્વામી રામદાસ કહે છે કે જો કંઇપણ પુણ્ય હશે તો અંતકાળે કામ લાગશે, કારણકે અકસ્માત જવાનું થશે તે કોઇનાથી પણ ચુકાવી શકાશે નહી. જેમણે પુણ્ય નહી કર્યું હોય તે યમના દરબારમાં કઠીન દુઃખ ભોગવશે.

૩. પશ્ચાતાપ કરવાથી પાપનો ક્ષય થાય છે.

૪. મરણ વખતે પરમાત્માનું સ્મરણ કરનાર મનુષ્ય તેના સ્વરૂપને પામે છે એમાં જરા પણ સંશય નથી.

૫. જે મનુષ્ય એક નિષ્ટાથી પરમાત્માને ભજે છે તે ગમે તેવો દુરાચારી હોય તો પણ તેને સાધુ સમજવો.

૬. સોના જેવો મનુષ્ય દેહ પ્રાપ્ત થવા છતાં લોકો પોતાના

આયુષ્યનો વ્યય વિષય સુખ ભોગવવાને માર્ગે કરે છે. અર્થાત હાથમાં આવેલા અમૃતને છોડી દઈ મૃગજળ તરફ દોડે છે, કિંવા કલ્પતરૂ વૃક્ષ રોપવાની જગોએ ભાંગ વાવવાના પ્રયત્ન કરે છે, અથવા હાથનો ચીંતામણી આપી દઇને તેના બદલામાં કાલ્પનીક હાથી, ઘોડા, નગરો ઇત્યાદિક લેવા જેવું કરે છે. નાના પ્રકારના વિનોદ, મશ્કરી, જુગાર રમવું અને નાહક ફાલતુ કામો કરવામાં જ પ્રાણીની તૈયારી હોય છે, પ્રભુનું સ્મરણ કરવા કહેતાં જાણે બત્રીસીજ પડી ગઇ હોય તેના જેવું તેને થાય છે. ઘેર કામધેનું આવવા છતાં તેને ન સ્વીકારવી તેવું લોકો કરે છે, આહાહા! આશ્ચર્ય છે! એક નાથસ્વામીનો આવો અભિપ્રાય છે.

૭. પરમ પરમાત્માનાં દર્શન થતાં તેની હૃદયગ્રંથી તુટી જાય છે ને તેના સર્વ સંશય જતા રહે છે ને સંશય જવાથી તેનાં કર્મ પણ ક્ષીણ થઈ જાય છે.

૮. પ્રાણી સ્વર્ગાદિ ભોગ ભોગવી પુણ્ય પુર્ણ થવાથી પાછો મૃત્યુલોકમાં જન્મે છે.

૯. સત્સંગ કરવાથી મનુષ્યને નિસંગપણું આવે છે અને નિસંગ થવાથી તેનામાં મોહ પણ કમી થાય છે.

૧૦. હે ચીત! સ્ત્રીની વિષયેન્દ્રિયથી તેના સ્તનપર્યંતનો વિભાગ એક નર્કનો સમુદ્ર છે અને તેમાં જે પુરૂષો રમે છે તેઓ નર્કને કેવી રીતે તરી શકે? વિષ્ટા વીગેરે જેમાં છે એવા ઘોર નર્ક જેવી સ્ત્રીની વિષયેન્દ્રિય પણ ઘોર છે.

### કુસંગના પ્રકાર

કુસંગ ત્રણ પ્રકારના છે. એક માખી જેવા, બીજા કાગડા જેવા ને ત્રીજા કીડી જેવા. તેમાં જે માખી જેવા છે તે તે અમરૂત રૂપ સતસંગ જીવન થયો હોય તો તુરત અંતઃકરણમાં પેસી ઉલટી કરાવે છે. ને કાગડા જેવા હોય તે અશુદ્ધ વસ્તુનો અહાર કરાવે છે ને કીડી જેવા કુસંગ અંતઃકરણમાં ચીટકા ભરે છે. ને ખરી વસ્તુની ઓળખ થવા દેતા નથી.




## ચડતી પડતી દશાઓ

એક દીવસે વિક્રમરાજા પોતાના કાર્ય પરત્વે જંગલમાં થઇને ચાલ્યા જાય છે; તેવામાં તેની દૃષ્ટિ બે નવયોવના સ્ત્રીઓ ઉપર પડી. આ બે સ્ત્રીઓ પોતાના પુર યોવનમાં શણગાર સજી ઇંદ્રની સાક્ષાત ઇંદ્રાણીઓ જેવી ખુબસુરત બનીને સામેથી પુર દમામથી ચાલી આવે છે. રાજાવિક્રમ આ જોઇને આશ્ચર્યથી તેમની સામે જોઇ રહ્યા છે. પેલી બે સ્ત્રી રાજા વિક્રમની પાસે આવી પહોંચી. રાજા વિક્રમ તેને પુછે છે, કે "અરે! આ ભરજંગલની અંદર તમે આ બે સ્ત્રીઓ! અને વળી પોતાના પુર ઠાઠ સાથે! હું રાજા વિક્રમ છું. પણ મારી જીંદગીમાં મેં આવી ઉર્વશીઓ કદી જોઈ નથી! માટે મેહરબાની કરીને મને કહો કે તમે કોણ છો?" આ સાંભળીને પેલી બે સ્ત્રીઓ કહેવા લાગી કે "રાજા વિક્રમ થઇને શું અમને ન ઓળખી? અમે બંને જણીઓ સગી બહેનો છીએ. આ દુનીઆમાં જેને ચડતી પડતી દશા કહે છે તે અમે છીયે. એક રંકથી તે રાજા સુધી અમે એક સરખી રીતે ચઢીએ પડીએ છીયે." રાજા વિક્રમ બોલ્યો "ત્યારે મને તમે કાંઇ તમારો પ્રભાવ ( પરાક્રમ ) બતાવશો?" ત્યારે બંને બોલી "જો રાજા, અમે અમારો પ્રભાવ તમને બતાવીયે છીએ. પેલો એક કઠીયારો આ જંગલમાંથી લાકડાનો ભારો માથે ઉઠાવીને આવે છે. હવે તેના ઉપર અમે બંને દશાઓ અનુક્રમે પડીએ છીએ." પેલો કઠીઆરો તેમની પાસે આવી પહોંચ્યો. પડતી દશા બોલી "રાજાવિક્રમ, જો આ કઠીઆરાને તમે તમારૂં રાજ પાટ

આપી દ્યો તો પણ તેને હું કદી પણ ચડતી કળાએ પહોંચવા દઇશ નહી તથા એને પાણી સાથે વૈર કરાવીશ." આ સાંભળી રાજા વિક્રમે પેલા કઠીઆરાને કહ્યું કે "ભાઈ! તું મને ઓળખે છે? હું રાજા વિક્રમ છું. અને પર દુઃખભંજન છું, માટે મારાથી આ તારૂં દુઃખ જોઈ શકાતું નથી. માટે હું તને આ મારી હીરાની અંગુઠી આપું છું તે તું લઈ જા અને એના જે હજાર રૂપીઆ આવે તે તું તારાં બાળબચ્ચાં સાથે ખાઇ પી ચેન કર." પેલા કઠીઆરાએ લાકડાનો ભારો માથા ઉપરથી ફેંકી દીધો. હવે પેલો કઠીઆરો પોતાની વીંટી પોતાનાં આંગળામાં ઘાલીને ઘરભણી ચાલ્યો જાય છે, તેવામાં પાણીની તરસ લાગવાથી નદીમાંથી પોસ ભરીને પાણી પીવા જાય છે, એવામાં પેલી વીંટી પાણીમાં નીકળી પડી. આ જોઇને પેલો કઠીયારો પોક મુકી રોવા લાગ્યો. ને ફરી જંગલમાં ગયો ને લાકડાનો ભારો માથે મુકી ચાલ્યો આવે છે ત્યારે પેલી પડતી દશા બોલી "હે રાજા વિક્રમ! જો પેલો કઠીયારો માથે ભારો લઇને ચાલ્યો જાય છે." આ જોઇને વિક્રમ રાજા આશ્ચર્ય ચકીત થઇ ગયો. હવે વિક્રમ રાજા પેલા કઠીઆરાને ફરી બોલાવી કહેવા લાગ્યો કે "ભાઇ! તને મેં હજાર રૂપીઆની વીંટી આપી તે કયાં ગઇ, કે તું ફરી આ ભારો લઇને જાય છે?" ત્યારે પેલા કઠીયારે બનેલી હકીક્ત કહી સંભળાવી રાજા વિક્રમ આ સાંભળીને ઘણા આશ્ચર્ય પામ્યા, ને પેલા કઠીયારાને કહેવા લાગ્યા કે "ભાઈ! હશે જે બન્યું તે બન્યું પણ હવે હું તને આ મારો લાખ રૂપીઆનો હાર આપું છું તે તું વેચીને સુખેથી તારાં બાલબચ્ચાનું પોષણ કરજે." આ સાંભળીને પેલા કઠીઆરાએ માથા ઉપરથી લાકડાનો ભારો ફેંકી દીધો ને પેલો હાર હાથમાં લઇને ચાલ્યો જાય છે, તેવામાં આકાશમાંથી એક સમડી આવી એ હાર ઝડપીને લઇને ઉડી ગઇ. આ બનાવ જોઇને પેલો કઠીઆરો દીંગમુઢ બની ગયો. ફરી પેલો

કઠીઆરો જંગલમાં દોડી ગયો ને બીજો ભારો તૈયાર કરીને માથે લઇને આડકતરે માર્ગે ચાલ્યો જાય છે. આ જોઇને પેલી પડતી દશા બોલી "જો રાજા! પેલો કઠીયારો ભારો લઇને ચાલ્યો જાય છે. આ જોઇને વિક્રમ રાજાના આશ્ચર્યનો પાર રહ્યો નહી. રાજા વિક્રમે કઠીયારાને ઘણો ઘણો આગ્રહ કરી બોલાવ્યો અને પુછ્યું, "કેમ ભાઇ! તને પેલો હાર આપ્યો તોએ તું ભારો લઈ ચાલ્યો જાય છે?" પેલા કઠિયારાએ બનેલી હકીકત કહી. રાજા વિક્રમ બોલ્યા "જા, તને હવે આ મારી સોના મહોરનો કોથળો આપું છું, તે લઇ જા એટલે હવે તને કાંઇ પણ કડાકુટ કરવાની રહેશે નહિ. ફક્ત બજારમાંથી સીધું સામાન લાવીને ખાઇ પીને લ્હેર કરજે." હવે પેલો કઠીઆરો સોના મહોરનો કોથળો લઇને પોતાને ઘેર આવ્યો. રાતનો સમય હોવાથી પેલો કોથળો ઓટલે મુકી પોતાનાં બાળ-બચ્ચાંઓને શોધવા બજારમાં ગયો! એટલામાં પાડોસણે ઘરમાંથી નીકળી પેલો કોથળો પોતાના ઘરમાં ઘાલી દીધો. પેલો કઠીઆરો આવીને જુએ છે તો પેલો કોથળો નહિ મળે! આ જોઇને પેલો કઠીઆરો પોક મુકીને રોવા લાગ્યો. લોકોએ તેને ઘણો સમજાવ્યો અને કહ્યું કે "ભાઇ! રાજાને નાદે લાગવાથી તું આ વિટંબણામાં આવી પડયો માટે તું હવે જા ને તારો ભારો વેચવાનો ધંધો કરીને તારાં બાલબચ્ચાંનું પોષણ કર." હવે પેલો કઠીઆરો દૃઢ નિશ્ચય કરીને ફરી પોતાનો ભારો લેવા પેલા જંગલમાં ગયો. પેલા કઠીઆરાને જોઇ પડતી દશા બોલી "જો રાજા, પેલો કઠીઆરો ભારો લઇને ચાલ્યો જાય છે" આ જોઇને રાજાના આશ્ચર્યનો પાર રહ્યો નહી. પડતી દશાનો આવો પ્રભાવ જોઇને રાજા વિક્રમે તેને નમસ્કાર કરી કહ્યું કે બસ! હવે હું તારો પ્રભાવ જોઇને ધરાઇ ગયો છું, માટે હવે ચડતી દશા પોતાનું પરાક્રમ બતાવે એવું હું ઇચ્છું છું. આમ કહેવાથી કઠીયારાએ જેમ તેમ દૃઢ નિશ્ચય કર્યો હતો છતાં ચડતી

દશાનાં આવરણથી પેલો કઠીઆરો પોતાની મેળે વગર બોલાવે રાજા વિક્રમની પાસે આવ્યો ને પોતાની બનેલી સર્વે હકીકત કહી સંભળાવી. હવે કઠીઆરાને ચડતી દશા બેસવાથી જેવો લાકડાં કાપવા ઝાડ ઉપર ચડે છે કે પેલી સમળીના માળામાં પેલો હાર લટકતો તેની દષ્ટિએ પડયો! આ જોઇને કઠીઆરાના હર્ષનો પાર રહ્યો નહી! તેથી લાકડાં કાપવાં પડતાં મુકી પેલો હાર લઈ પોતાને ઘેર ગયો. પેલો હાર વેચી તેના એક લાખ રૂપીઆ ઘરમાં લાવી નાખ્યા! ! ઘણી ખુશીમાં આવી બજારમાં જઇને એક તાજી માછલી ખરીદ કરી ઘેર આવી તે માછલીને વાઢતાં તેના પેટમાંથી સોનાની વીંટી નીકળી પડી આથી કઠીઆરો મટીને ગામનો નગરશેઠ થયો એટલે પેલી પાડોસણના પેટમાં ફાળ પડવાથી પેલો સોના મહોરનો કોથળો રાતની વખતે પેલા કઠીઆરાના ઘરમાં ઘાલી દીધો. આ પ્રમાણે ચડતી દશાનું પરાક્રમ જોઇને રાજા વિક્રમ નમસ્કાર કરી કહેવા લાગ્યો કે બાઇઓ! તમારૂં પરાક્રમ જોઈ મારી હવે પાકી ખાત્રી થઈ છે કે આ દુનીયામાં મનુષ્ય માત્ર તમને આધીન છે.

"દશા કરે તે કોઇ ન કરે, મુર્ખ કરે અભીમાન."

## સાગર ને સુલક્ષણા

સાગર પોતે શ્રીમાન હતો પરંતુ કર્મના યોગે તે નિર્ધન થઇ ગયો હતો. તેથી તેની સુલક્ષણા સ્ત્રીએ કહ્યું કે સ્વામીનાથ! દરીદ્રાવસ્થાથી અત્યારે આપણે ઘેરાઈ ગયાં છીએ માટે આપ મારા પીતાને ઘેર ચાલો તે ધનાઢય છે. તમને ત્યાં માન મળશે. ત્યારે સાગર કહે સ્ત્રી! નિર્ધનતા પ્રાપ્ત થાય ત્યારે સગાંને ત્યાં જવામાં માલ નથી. અત્યારે હું ધન હીન થયો છું તેથી ત્યાં જતાં મને લેશ પણ સન્માન મળવાનું નથી, કારણ કે શ્રીમંતોનેજ સર્વત્ર સન્માન મળે છે. આથી પુન: તે સ્ત્રીએ કહ્યું કે હે આર્યપુત્ર! ત્યાં નીવાસ કરવા જવાને તમે ન ઇચ્છતા હો, તો પણ કંઇક દ્રવ્ય લાવવા માટે તમે જાઓ! એ

પ્રમાણે સ્ત્રીના આગ્રહથી સાગર સાસરાને ઘેર ગયો પણ ત્યાં તેને સન્માન નહી મળવાથી તેઓ ઉદાસ થઈ પોતાના ઘર તરફ વળ્યો ને એક નદી કાંઠે બેસી નદીના કાંકરા લઈ પ્રભુનું ભજન કરવા લાગ્યો. સાંજ પડી એટલે થોડા કાંકરા એક રૂમાલમાં બાંધી પોતાના ઘેર આવી પોતાની સ્ત્રીને આપીને કહ્યું લે સ્ત્રી! આ તારા બાપે ધન આંપ્યું! સ્ત્રી સતી હતી. તે વિશ્વાસુ તથા ધર્મવાળી હતી તેથી તેણે તે વાત અંતઃકરણથી સાચી માની. તે એકાંતમાં તે કાંકરા ખોલીને જોવા લાગી ત્યાં તો કાંકરાનાં રત્નો પ્રભુ કૃપાથી થઈ ગયાં ને પોતાના પતીને કહેવા લાગી તેજસ્વી ને કીંમતી રત્નો મારા પીતાએ આપને અર્પણ કર્યાં. એટલે શેઠ સાક્ષાત રત્ન જોઇ આશ્ચર્ય પામ્યો. અહો! આ બધો હે સ્ત્રી! તારા ધર્મનો ને સતિપણાનો પ્રભાવ છે. પછી પોતે સર્વે ખરી હકીકત કહેતાં આ બધો પ્રતાપ ધર્મનોજ છે એવી તેની ખાત્રી થઈ.

## અક્કલ વિષે રાજાનો અમાત્યને પ્રશ્ન

એક મોટા રાજ્યમાં વિજ્યાદશમીની સ્વારી પુર ભપકાથી ચડી હતી. તે વખતે તે ગામના માજી દીવાનના ઘરમાં એક સ્ત્રી પોતાના દશ વર્ષના બાળક આગળ આંસુ ઢાળી કહેતી હતી કે પુત્ર! તારા બાપના વખતમાં હજારો માણસો આપણા ઘેર બેસવા આવતા ને જોને આજ વિજ્યાદશમીની સ્વારી ચઢી છે તેમાં ઘણા અમલદારો પણ સામેલ છે તેઓ કોઈ આપણા ઘર સામી દૃષ્ટિ પણ કરતા નથી. દીકરા, કાળની ગતી ગહન છે! તારા પીતાશ્રી જીવતા હોત તો તને આવી રીતે ઘરમાં ઘુસી રહેવાનું બનત નહી! પુત્ર સમજુ હતો તેથી પોતાની વહાલી માતુશ્રીને કહેવા લાગ્યો. માતાજી! ધીરજ રાખો, ધીરજનાં ફળ મીઠાં છે. મને બે વર્ષની વાર છે પણ જુઓ હું મારા પીતાશ્રી કરતાં પણ વધારે સાહેબી મેળવું તો મારૂં નામ મોહન સમજજો! માતાને પુત્રના વચનથી ધીરજ આવી. આ પુત્ર

બહુ ચાલાક ને હુશીયાર હતો. બાર વર્ષ થતાં સારાં કપડાં પહેરી રાજદરબારમાં જઇને રાજાને કહેવા લાગ્યો કે "હે રાજાજી! અક્કલ ક્યાં રહેતી હશે!" રાજાથી આ પ્રશ્નનો ઉત્તર નહી થતાં બીજે દીવસે ઉત્તર આપવાનું વચન આપી આ માજી દીવાનના પુત્રને વિદાય કર્યો. રાજાએ તુરત પોતાના અમાત્યને તેડાવી કહ્યું કે દીવાનજી! અક્કલ ક્યાં રહેતી હશે? દીવાનજી વિચારમાં પડ્યા ને હાથ જોડી કહ્યું, મહારાજ આજ મારી તબીયત બરોબર નથી તેથી હું આપને કાલે આ પ્રશ્નનો ઉત્તર આપીશ.

બીજે દીવસ પ્રભાતમાં આ પુત્ર સારાં કપડાં પહેરી દીવાન સાહેબના ઘર આગળ નીકળતાં દીવાને તેને બોલાવ્યો, પણ પોતે દીલગીરીમાં બેઠેલા જોઇ તે પુત્રે પુછ્યું કે આપ આજ દીલગીર કેમ જણાઓ છો? ત્યારે દીવાન સાહેબે કહ્યું કે રાજાએ આજે એક પ્રશ્ન પુછ્યો છે કે "અક્કલ ક્યાં રહે છે?" આ પ્રશ્નનો ઉત્તર મારે આજે આપવાનો છે માટે હું વિચારમાં છું. પુત્રે કહ્યું કે જો તમે મને પચીશ હજાર રૂપીઆ આપો તો એનો ઉત્તર આપને બતાવું. દીવાને તે પ્રમાણે કબુલ કરતાં તે પુત્રે ઉત્તર બતાવ્યો કે અક્કલ પંચમાં રહે છે. દીવાન ઘણો ખુશી થયો ને રાજાને જઇને આ પ્રશ્નનો ઉત્તર કહેતાં રાજા બહુજ ખુશી થયો. હવે આ પુત્ર ત્રણ દીવસ પછી પાછો રાજા પાસે ગયો ને કહેવા લાગ્યો કે હે રાજા! અક્કલ ખાય શું? ત્યારે રાજાએ તે પ્રશ્નનો ઉત્તર બીજે દીવસે આપવા જણાવ્યું. છોકરાના ગયા પછી તુરત દીવાનજીને તેડાવ્યા ને કહ્યું કે હે દીવાનજી "અકલ ખાય શું?" દીવાનજી કહે કાલે તેનો ઉત્તર આપીશ. બીજે દીવસે દીવાનજીએ પેલા છોકરાને બોલાવી આ પ્રશ્નનો ઉત્તર માગ્યો ત્યારે છોકરો કહે એક લાખ રૂપીઆ આપો તો હું ખરો ઉત્તર આપું. દીવાનજીએ તે વાત કબુલ કરી ત્યારે છોકરાએ તેનો ઉત્તર બતાવ્યો "કે અક્કલ ખાય ગમ." આ ઉત્તર

રાજાને જઇને કહેતાં રાજાજી બહુજ રાજી થયા. આઠ દીવસ બાદ પેલા છોકરાએ રાજા પાસે જઇ ત્રીજો પ્રશ્ન પુછયો કે "અક્કલ કરે શું?" રાજાએ તુરત દીવાનજીને બોલાવ્યા ને ઉત્તર માગતાં બીજા દીવસે આપવાનું કહેતાં પોતાને ઘેર ગયો ને પેલા છોકરાને બોલાવી દીવાનજીએ પોતાની દીકરી તેને પરણાવી. આ પ્રશ્નનો ઉત્તર પોતે પોતાના સસરાને નહી કહેતાં રાજાજી હઝુરમાં કહેવાનું વચન આપ્યું. બીજે દીવસે દીવાનજી તથા તેનો જમાઇ રાજા પાસે ગયા. રાજાએ પેલો પ્રશ્ન કાઢયો કે હે દીવાનજી! અક્કલ કરે શું? ત્યારે દીવાનજી કહે આવા પ્રશ્ન તો અમારો જમાઇ કહી દેશે! એમાં મને પુછો છો શું? ત્યારે જમાઇને પુછતાં રાજા ઓળખી ગયા કે આતો માજી દીવાનનો દીકરોજ મારા પાસે આવી પ્રશ્ન પુછે છે તેજ છે. દીવાનજીના જમાઇએ બે હાથ જોડી રાજાજીને કહ્યું હે રાજા! અક્કલ આ કરે છે! હું એક રાંડીરાંડનો ગરીબનો છોકરો તેને દીવાનજીએ જમાઇ કર્યો, હજારો પૈસા મળ્યા ને આપની મુલાકાત થઈ એ અક્કલનુ કામ છે. રાજાની ખાત્રી થઈ કે આ હકીક્ત ખરી છે.

## સમુદ્રને ઠપકો

હે સમુદ્ર! તું માણેક્યનો ભંડાર છે; પારીજાતકને પેદા કરનાર વિષ્ણુના ક્રીડાગૃહરૂપ, અમૃતના એક નિવાસરૂપ, સાવિત્રી અને સીતાના દીક્ષારૂપ ગુરૂ એવા હે ક્ષારજલ સાગર! તારા આ સમસ્ત રૂપને ધિક્કાર થાઓ, કેમકે ક્ષુધીતા ચરાચર જગતના ગુરૂ તથા અભ્યાગત એવા દીગંબર દેવ (મહાદેવ) તેને વિષપાન કરાવી દક્ષીણાવર્ત શંખ આપ્યો! ધન્ય છે તને! ?

## ધર્મનાં કાર્યમાં ઢીલ ન કરવી જોઇએ

લક્ષ્મી વીજળી જેવી ચપળ છે ને આયુષ્ય વાયુના જેવું અસ્થીર છે, માટે વીવેકી પુરૂષે ધર્મકાર્યમાં વીલંબ કરવો નહિ. તેમાં પણ અધીકારી પુરૂષે તો સ્વજન્મ સફળ કરવા વિશેષ ધર્મકૃત્ય

કરવું. આ અસાર સંસારમાં મહા ભાગ્ય ભોગે મનુષ્ય જન્મ પામીને જે પ્રાણી વીષય સુખમાં લીન થઈ ધર્મ સાધન કરતો નથી તે મુર્ખ જનોમાં શિરોમણી, સમુદ્રમાં બુડતાં શ્રેષ્ટ નાવને મુકી દઇને પથરની શીલા લેવાને મથે છે. ધર્મથી સારા કુળમાં જન્મ, શરીરની સુંદરતા, સૌભાગ્ય, દીર્ઘ આયુષ્ય, બળ, નિર્મળ યશ, વિદ્યા અને અર્થ-સંપતી પ્રાપ્ત થાય છે. મહા ભયંકર એવી સંસારરૂપી અટવીમાં ધર્મજ નિરંતર રક્ષણ આપનાર છે. સમય પ્રમાણે આરાધેલો ધર્મ સ્વર્ગ અને મોક્ષને પણ આપે છે માટે આપણે ધર્મના કામમાં જરા પણ ઢીલ ન કરવી. બીજાં કામો વખતે નહી થાય તો ચાલશે પણ ધર્મનું કામ બાકી રહી જતાં વાંસેથી ભારે પશ્ચાતાપ થશે.



## પ્રસંગ સતાવીમો

### અમુલ્ય માનવ અવતાર.

( રાગ—માઢ, તાલ દાદરો )

ધારી ધારીને જો, તું વિચારીને જો<br>
મળ્યો માનવ અવતાર, અમુલ્ય આ<br>
મળ્યો માનવ અવતાર અમુલ્ય આ<br>
થયા આત્મના પ્રકાશ અતુલ ત્યાં. ધારી૦<br>
મંગળ એ માનવ અવતારને પુજ્ય<br>
પ્રેમનાં કુમ કુમ છાંટી,<br>
આશને ઉલ્લાસ, નવચેતનેથી દીપતાં<br>
પ્રાણ તણી દિવ્ય કળા શી ?<br>
ધન્ય ધન્ય માનવ અવતાર અમુલ્યા ? ધારી૦<br>
અણ ખીલ્યાં પુષ્પ નવજીવન રસ રેડી

માનવ સ્નેહથી ખીલાવે,
માનવને દેવ તણી સૃષ્ટિના ચર્ણમાં
માનવ એ દિવ્ય થઈ ધરાવે
ધન્ય ધન્ય માનવ અવતાર અમુલ્ય આ. ધારી૦

## માની યાદ

(ગઝલ)

માત! તુજને જાણી ના હમણાં સુધી અજ્ઞાનમાં,
મંત્ર એ વિસરી ગયો જે તેં દીધો પય પાનમાં;
શીખ ભૂલ્યો જે દીધી હીંચોળતાં તેં કાનમાં. માત
એ શુચિ શૈશવે ગયું ને સ્મૃતિ ખસી તુજ મુક્તિની
આંગ્લ મોહે બદ્ધ થઇ આકાંક્ષ તારી ભક્તિની;
ચર્ણ તુજ બેડી પડી એ પણ ભુલ્યો એ તાનમાં. માત
ગાય સાગર ગાન ઘેરે તુજ દશાની કરૂણતા,
અશ્રુ વહેતાં ઝરણ જગવે દાસતાની આર્દ્રતા;
હૃદય હા! ચોધાર રડતું માતના અપમાનમાં. માત
કર્મ શીખ ગીતા તણી, શિવાજી કેરી વીરતા,
શૂરવીર પ્રતાપની ભડવીર ગંભીર ધીરતા;
નવ રહી કર્ત્તવ્યમાં, રહી પૂર્વ ગૌરવ ગાનમાં. માત
મુખ શું લઇને અરે મા! ચુંમું તારા ચરણને,
શર્ણમાં તું અન્યના ત્યાં શું લઉં તું શર્ણને;
થાઉં હું કટિબદ્ધ કર્મે આશ ધરી ભગવાનમાં. માત

## કલાપીની કાવ્યકળા

જ્યાં જ્યાં કદમ ઇશ્કે ધર્યું આલમ તહીંથી દૂર છે!
એ દૂર છે! દૂર રહો! આ ઇશ્ક નૂરેનૂર છે!
આલમ બધી ડાહી બની બીતી બનાવે કાયદા?
જો છે ન ડર–છે ના ફિકર તો કાયદા સૌ દૂર છે!

પીતાં સનમ બીતી હતી જે જે હમે જામો ભર્યાં ?
આલમ મહીં પીતાં ડરી એ સૌ શરાબો દૂર છે ?
ઇશ્કને આલમ લગાડી આંસુડાં પેદા કર્યાં ?
જે ઇશ્કનો તેની સનમ ? દુનિયા મહીં ત્યાં દુર છે ?
જે ઇશ્કમાં પીવું ઘટે—જે ઇશ્કમાં પાવું ઘટે ?
તેથી સદા પાયું હમે ! પીતાં ડરી એ દૂર છે ?
જેથી અહીં યારી ઉઠી તેથી તહીં દુનિયા ઉઠી ?
આ લાખ શિશા પામતાં યે હું અહીં, એ દૂર છે ?
જે કાયદા તોડયા હમે તે સાંધતી આવી સદા ?
એ કાયદે હું, કાયદે એ છે દિલે પણ દૂર છે !
હું બોલતો 'પી પી' અને તે બોલતી 'ના ના' હતી ?
"ના ના' કહી તેની સદા ? હું પી રહ્યો ? તે દૂર છે ?
મેં ઝેર પીધું છે ? સનમ ? છે તો મજા આ અર્થની ?
આ આગ ઠંડી ઉઠતી ? શું દૂરની તું દૂર છે !
તું ખૂબ પી દુનિયા હવે ? આ ઇશ્ક પી પી ચાલતો !
'ના ના' કહે કે 'હા' કહે—હા વાં સદા તું દૂર છે !
તું દૂર છે ? આ ઝેર છે ! પણ ઇશ્કનું તો પૂર છે !
જેના શરાબે ? ના સનમમાં ! તે હવે ના દૂર છે !
જે ઝિંદગીથી ના બન્યું તે મોત આ દેશે કરી !
જે મોતથી દૂરે રહ્યું તે ઇશ્કથી એ દૂર છે !
પીએ શરાબો ! ઓ સનમ ! આ ઝેર અંતે પામજે !
એ છે દુવા પીનારની ! પીવું પરન્તુ દૂર છે ?

## વિવેકાનંદજીના વચનો

એક શિષ્યે સ્વામીજીને કહ્યું :—"મહારાજ, કોઈ કોઈ વાર હું નાઉમેદ થઇ જાઉં છું અને હું શું કરી શકવાનો છું એમાં થઇ આવે છે તેનું કેમ કરવું ?"

સ્વામીજીએ કહ્યું કે એવે વખતે તરતજ વીર પુરૂષની માફક ઉભો થા અને મનમાં નહિ પણ મોઢેથી ઘાંટો પાડીને કહે કે, "મારામાં અગાધ સામર્થ્ય રહેલું છે." મારામાં પવિત્ર બુદ્ધિએ વાસ કરેલો છે. મારામાં શ્રેષ્ટ જ્ઞાન રહેલું છે. હું આનંદમય બ્રહ્મ છું. કાંચન અને કામિનીનો વિજેતા છું, એવા વિચાર કરીને તારા સ્વમાનને ટકાવી રાખ. જેનામાં એવું સ્વમાન નથી તેનામાં બ્રહ્મ કદીએ જાગૃત થતો નથી સ્વામીજી એક વખતે અલવરમાં ગયા હતા ત્યાં એક વૃદ્ધ સ્ત્રી-એ ઘણા ભાવથી જાડા રોટલા ખવરાવીને તેમનું સન્માન કર્યું હતું. તેણે બીજી વખત સ્વામીજી આવ્યાની વાત સાંભળી તે સ્ત્રી મનમાં ઘણીજ ખુશી થતી હતી. તે વખતે સ્વામીજીને અનેક ગૃહસ્થો તરફથી જમવાને માટે આમંત્રણો આવેલાં હતાં પણ તેમણે તે વૃદ્ધ સ્ત્રીને કહેવરાવી મોકલ્યું કે; ઘણા વર્ષ ઉપર હું તમારે ઘેર જાડા રોટલા ખાઈ ગયો હતો તેવા ને તેવા જાડા રોટલા ખાવાને આજે હું તમારે ઘેર આવીશ!

એ સાંભળીને વૃદ્ધ ડોસીનું હૃદય હર્ષથી ઉભરાઈ ગયું. તેની આંખોમાં પ્રેમનાં અશ્રુ આવી ગયાં ને પોતાની જાતને તે ધન્ય માનવા લાગી. જ્યારે સ્વામીજી ભિક્ષા લેવાને માટે બેઠા એટલે તે બાઇ બોલી,—"મારા દિકારા શું કરૂં? હું ગરીબ છું નહિ તો સારૂં-સારૂં કરીને હું તમને ન ખવરાવું?" સ્વામીજી તો જાડા રોટલા ઘણા હર્ષ ને સ્વાદથી ખાવા લાગ્યા ને પોતાના શિષ્યોને કહેવા લાગ્યા કે—"જુઓ આ માઈ કેવી ભાવિક છે! તેનામાં કેવો પ્રેમ વસી રહ્યો છે. આપણી મા જેવોજ તે ભાવ બતાવી રહી છે. તેના હાથના જાડા રોટલા કેવા સત્વગુણની વૃદ્ધિ કરનારા છે?"

## શ્રીમંતાઈ સદા રહેતી નથી.

એક ગરીબ માણસે એક દિવસે કોઈ ધનવાન પાસે જઇ કંઇક યાચના કરી. ધનવાને તેને કાંઇ આપવાને બદલે નોકર પાસે ધક્કા

મરાવી કાઢી મૂકયો. કેટલાક વખત પછી સમય પલટાયો. ધનવાનના ધનનો નાશ થઈ ગયો અને તેને ખાવાનું પણ ઠેકાણું ન રહ્યું. તેનો નોકર એક એવા સજ્જનને ત્યાં રહ્યો કે જેનું દીલ દીન જનને જોઇને દયાથી ઉભરાઇ જતું. પેલા ધનવાને ઘણો સમય દુઃખમાં પસાર કર્યો. એક દિવસે રાતના સમયે ઉપલા સજ્જનના બારણે કોઈ ભીખારીએ આવીને ભોજન માગ્યું. તરતજ સજ્જને નોકરને ભોજન આપવા આજ્ઞા કરી. નોકર ભોજન આપી પાછો ફર્યો તે વખતે તેનાં નેત્રમાંથી અશ્રુ વહી રહેલાં જોઈ તે સજ્જને પૂછ્યું કે “રડે છે કેમ?” નોકરે કહ્યું: આ ભિખારીને જોઇ મને ઘણું દુઃખ થયું છે. એક વખતે હું એનો સેવક હતો. જેની પાસે પુષ્કળ ધન વૈભવ હતાં તેજ માણસને આજે બારણે બારણે ભીખ માગતો જોઇને મારૂં હૃદય ભરાઈ આવે છે.” સજ્જને એ વાત સાંભળીને ગંભીરતાથી કહ્યું કે, “હે ભાઈ! સંસારનું એજ ગૂઢ રહસ્ય છે. હું પણ તેજ દીન માણસ છું કે જેને એ ધનના મદવાળા માણસે તારી પાસે ધક્કો મરાવીને હાંકી મૂકયો હતો.”

## શેખ સાદીની શિખામણો.

(૧) દુષ્ટના હાથની મીઠાઇ કરતાં સજ્જનના હાથનું ઇંદ્રવારણું સારૂં.
(૨) ધનના વધવાની સાથે તૃષ્ણા પણ વધતી જાય છે.
(૩) સ્વાભાવિક સૌંદર્યને ટાપટીપની જરૂર નથી.
(૪) સ્વભાવથી જ જે અયોગ્ય હોય તેના પર સત્સંગની અસર થતી નથી.
(૫) મોટાઈનું માપ ધન ઉપર નથી પણ હૃદય ઉપર છે ને વૃદ્ધ પણાનો આધાર વર્ષો ઉપર નથી પણ અક્કલ ઉપર છે.
(૬) ઇર્ષાળુ માણસ જાતેજ ઇર્ષાગ્નિમાં બળ્યા કરે છે તેને વિશેષ સજા કરવાની જરૂર નથી.
(૭) દુઃખ આવે છે ત્યારેજ સુખનું મુળ સમજાય છે.
(૮) જેનું નામું સાચું છે તેને હિસાબ તપાસવાનો શો ભય છે?

(૯) વિપત્તિમાં જે કામ આવે તેજ મિત્ર છે.

(૧૦) સજ્જનના સંગમાં કેદખાનું પણ સ્વર્ગ છે અને દુર્જનના સંગમાં સ્વર્ગ પણ નર્ક સમાન છે.

(૧૧) અવગુણથી દુર રહીશ તો તારૂં કોઇ પણ બગાડી શકશે નહિ. ધોબી માત્ર મેલાં લુગડાંને જ પટકે છે.

(૧૨) કુમાર્ગે ચાલવાથી લોકો વખાણે તેના કરતાં સન્માર્ગે ચાલવાથી લોકો વખોડે તે પણ સારૂં છે.

(૧૩) પ્રભુ સર્વની સંભાળ લઇ રહ્યો છે તો પણ સમજુ માણસોનો ધર્મ છે કે સહાયપાત્રને સહાય આપ્યા કરવી.

(૧૪) તૃષ્ણા ચતુરને પણ મૂર્ખ બનાવે છે.

(૧૫) નિસ્પૃહીનું જ શિર સદા ઉચ્ચું રહે છે.

(૧૬) કાગડો હંસ નથી થઇ શકતો.

(૧૭) મૂર્ખના પ્યાર કરતાં સમજુની તાડના સારી.

(૧૮) દારૂનો શોખીન ધનવાન નથી બની શકતો અને ધનનો શોખીન દાની નથી બની શકતો.

(૧૯) ધ્યાનમાં રાખ કે દીવાલને પણ કાન હોય છે.

(૨૦) સ્વાર્થી અને સંગ્રહ વૃત્તિવાળાને કદિ માન નથી મળતું.

## સમર્થ રામદાસ સ્વામી

ઇ. સ. ૧૬૦૮ ના એપ્રિલ માસમાં ચૈત્રમાસના શુકલ પક્ષની નવમીના દિવસે રાણુબાઇ અને સૂર્યાજીપંતના ઘેર એમનો જન્મ થયો હતો. તેમનો જન્મ થયા પછી તેમનાં માતાપીતા એકનાથ સ્વામીનાં દર્શને આવ્યાં હતાં. તે વખતે એકનાથ સ્વામિ ભવિષ્યવાણી નિચે પ્રમાણે બોલ્યા હતા. " તમને ધન્ય છે, તમારી કુક્ષીને ધન્ય છે, અને તમારા વંશને પણ ધન્ય છે. તમારી ઉપાસના ને ભક્તિ અનુપમ છે તેથી હનુમાનજીના અંશથી આ બાલક તમારે ત્યાં જન્મ્યો છે. શિવના અંશથી એક પ્રસિદ્ધ છત્રપતિ રાજ મહારાષ્ટ્રમાં

અવતીર્ણ થનાર છે, તેના દ્વારા તમારો આ પુત્ર ભુભાર ઉતારશે અને જનોદ્ધાર કરશે. અમારા પ્રારંભ કરેલા ધર્મકાર્યની સંપૂર્ણતા એના હાથમાં છે. હવે અમે તો અમારો અવતાર સમાપ્ત કરનાર છીએ. આ ભવિષ્ય વાણી કહ્યા પછી થોડા દિવસમાંજ એકનાથ મહારાજ નિર્વાણપદને પ્રાપ્ત થયા.

માતાની અનેક ઈચ્છા પૈકી પોતાના પુત્રના વિવાહ જેમ બને તેમ વહેલા કરવા માટે ઇચ્છા હોય છે. આ નિયમાનુસાર સમર્થની માતા રાણુબાઇ પણ પોતાના પુત્ર નારાયણના વિવાહની ચિંતા કરવા લાગી. આ વિવાહની વાત થતાં નારાયણ બહુ નારાજ થતા ને એક વખતે તો ઘર છોડી જંગલમાં જતા રહ્યા હતા ને તેમના શ્રેષ્ટ બંધુ તેને સમજાવીને ઘેર લાવ્યા હતા. માતાએ સમજાવી વિવાહ કરવાની હા પડાવી. થોડા સમય બાદ વિવાહનો પ્રસંગ આવ્યો તે વખતે બ્રાહ્મણોએ મંગલાષ્ટક બોલવાનો પ્રારંભ કર્યો. સર્વ બ્રાહ્મણો એકી સાથે "સાવધાન" એમ બોલ્યા. સમર્થ તે વખતે એમ બોલ્યા કે હું સદા સર્વદા સાવધાન છું અને તેમ છતાં પણ આ લોકો મને સાવધાન રહેવાનું કહે છે માટે એ શબ્દમાં અવશ્ય કાંઇ ને કાંઇ ભેદ હોવો જોઇએ! એવો વિચાર કરી સમર્થ લગ્ન મંડપમાંથી એકદમ ઉઠીને નાઠા ને પોતાના ગામ જાંબની સીમમાં એ ચાર રોજ ગુપ્ત રીતે છુપાઇ રહ્યા. ત્યાંથી પોતે નાશિક પાસે પંચવટીમાં આવી ભક્તિમાં જોડાયા. કાર્ય કરનાર પુરૂષાર્થી અને

**मनस्वी कार्यार्थी गणयति न दुःखं न च सुखम् ।**

સાહસિક મહાત્મા સુખદુઃખની કાંઈ પણ પરવા કરતો નથી. દક્ષિણ દેશમાં ઘણા મહાત્માઓ થઇ ગયા તેમાં રામદાસ સ્વામી મહા સમર્થ હતા. તે શિવાજી મહારાજના ગુરૂ હતા. તેમણે શિવાજી મહારાજને ઉપદેશ મંત્ર આપીને એવી આજ્ઞા કરી હતી કેઃ "રાજ્ય સંપાદન કરી ધર્મ સ્થાપના કરવી. દેવ અને બ્રાહ્મણની સેવા કરવી. પ્રજાની

પીડા દુર કરી તેનું પાલન તથા રક્ષણ કરવું એ તમારો મુખ્ય ધર્મ છે." પછી તેજ સમયે સમર્થે એવો આશિર્વાદ આપ્યો હતો કે "તમારા સર્વ મનોરથ પૂર્ણ થશે." એક દિવસ સમર્થ માહુલી સંગમ આગળ સ્નાન સંધ્યા કરી ભીક્ષા માગતાં માગતાં સતારામાં શિવાજીના મહાલયમાં ગયા અને "જય જય શ્રી રઘુવીર સમર્થ" ની ગર્જના કરી ભીક્ષા માગી. સમર્થની વાણી શ્રવણ થતાં જ શિવાજીનું હૃદય ગદગદ થઇ ગયું. તેઓ વિચાર કરવા લાગ્યા કે આવા સત્પાત્ર સદ્‌ગુરૂની ઝોળીમાં શું નાંખવું? પછી તરતજ તેમણે એક કાગળ પર "શ્રી સમર્થના ચરણો મેં સર્વ રાજ્ય સમર્પણ કરી દીધું છે." એ શબ્દો લખ્યા અને તે પત્ર પર મોહર કરી બહાર આવી, તેને સમર્થની ઝોળીમાં નાખી સાષ્ટાંગ દંડવૃત કર્યા. એ જોઇ સમર્થે પૂછ્યું:—"કેમ શિવબા? આ કેવી ભિક્ષા આપી? મુઠીભર ચોખા ઝોળીમાં નાંખ્યા હોત તો બપોરનું ભોજન થાત. આજે શું કાગળનો ટુકડોજ સમર્પણ કરીને મારૂં આતિથ્ય કરો છો?" આટલું બોલી જ્યારે તેમણે ઉક્ત કાગળ બહાર કાઢીને વાંચ્યો ત્યારે તેમને ખબર પડી કે શિવાજીએ તો તેમને પોતાનું સર્વ રાજ્ય સમર્પણ કરી દીધું હતું? સમર્થ શિવાજીને પૂછ્યું કે;—"કેમ શિવબા, રાજ્ય તો તમે મને અર્પણ કરી દીધું, હવે તમે શું કરશો? શિવાજીએ હાથ જોડી નર્મતાપૂર્વક કહ્યું:—"આપના ચરણની સેવામાં રહી કાળક્રમણ કરીશ;" આ સાંભળી સમર્થ હસ્યા અને બોલ્યા:—"બાપુ! જે જેનું કામ છે તે તેણેજ કરવું ઉચિત છે. બ્રાહ્મણોએ જપ–તપ કરી જ્ઞાન સંપાદન કરવું જાઇએ! અને ક્ષત્રિઓએ ક્ષત્રિ ધર્મનુંજ પાલન કરવું જોઇએ! આ પ્રકારે પોત પોતાના કર્મ કરવાથીજ મુક્તિ પ્રાપ્ત થાય છે. પોત પોતાના કર્મ યથાવત્ કરવાથીજ જન્મની સાર્થકતા થાય છે. પૂર્વે શ્રીરામચંદ્રે પણ પોતાના કુળગુરૂ વસિષ્ઠને અર્ધું રાજ્ય અર્પણ કરી દીધું હતું, પરંતુ તે સમયે વસિષ્ઠે શ્રીરામને યોગ-

વસિષ્ઠના રૂપમાં જાતિ, ન્યાય અને ધર્મનો ઉપદેશ આપ્યો અને તેમનું રાજ્ય તેમને પાછું સોંપી દીધું. રાજા જનકે યાજ્ઞવલ્કયને રાજ્ય અર્પણ કર્યું હતું અને તે સમયે તેમણે જનકને રાજધર્મનો ઉપદેશ આપ્યો હતો. શિવબા! અમો વૈરાગીઓને રાજ્યની શી અગત્ય છે! કદાચિત્ હું તેને અંગીકાર પણ કરી લઉં તો તેને સંભાળવાને માટે પ્રધાનની જરૂર છે. પ્રધાન તુંજ બન, અને રાજ્ય મારૂં ગણીને તેનો પ્રબંધ કર."

આ ઉપદેશ સાંભળતાં શિવાજીનું અંતઃકરણ ગદ ગદિત થઇ ગયું. તેમને લાગ્યુ કે હવે રાજ્ય પાછું હાથમાં લીધા વિના ગત્યંતર નથી. તેથી તેમણે સમર્થને પ્રાર્થના કરી;—હવે આપ કૃપા કરી આપની પાદુકા મને આપો. તેને રાજ્યાસનપર સ્થાપિત કરી હું પ્રધાનની પેઠે રાજ્ય વ્યવસ્થા સંભાળીશ." સમર્થે આ પ્રાર્થના સ્વીકારી. આજ સમયથી શિવાજી મહારાજે પોતાના રાજ્યનો ઝુંડો ભગવા રંગનો બનાવ્યો. મરાઠા લોકોનો "ભગવો" ઝુંડો ઇતિહાસમાં સુપ્રસિદ્ધ છે.




## ઉત્તમ તીર્થ કાશી

કાશીનું મરણને સુરતનું જમણ એ આપણામાં એક સાધારણ કહેવત ચાલે છે તે બરોબર છે. સુરતના લોકો જમણમાં ઘણાજ શોખીન છે તેમ કાશીમાં રહેનારા માણસો તે સ્થાનમાં મરણ થાય તેને મુક્તિ માને છે. કાશી આ હિંદુ પ્રજાનું સૌથી ઉત્તમમાં ઉત્તમ તીર્થ આજ લાંબા વખતથી ગણાય છે. આ ઉત્તમતા એ તીર્થે હજુ

પણ જાળવી રાખી છે. આ સંતોષની વાત છે તેને ઘણા લોકો મુક્તિ પુરી માને છે. કાશીનું પ્રાચીન નામ વારાણસી છે, કેમકે ત્યાં આગળ વારણાને અસી એવી બે નદીઓ ભેગી થાય છે.

કાશીમાં ગંગાનું જળ પુર જોસમાં વહે છે. ત્યાં વિશ્વનાથનું દ્વાદશ જ્યોતીલિંગ માંહેનું એક પ્રાચીન મહાદેવનું મંદીર છે. આ મંદીર બહુજ ભવ્ય છે. આ શહેરમાં બીજાં ઘણાં મંદીરો છે. તેની ગલીઓ બહુ સાંકડી હોવાથી અજાણ્યા માણસો ભુલા પડી જાય છે. તે વિદ્યાનું મોટું સ્થાન છે. અત્યારે પણ સંસ્કૃત વિદ્યામાં તે પ્રખ્યાત છે. ત્યાં સેંટ્રલ હિંદુ કોલેજનું મકાન ખરેખર જોવા લાયક છે. દર વર્ષે ઘણા યાત્રાળુ લોકો આ સ્થાનમાં આવે છે. ત્યાં મણી-કર્ણીકાનો કુંડ છે. તે વિષે એવી વાત ચાલે છે કે અકબર બાદશાહના વખતમાં જગન્નાથ પંડિત કરીને મહાસમર્થ વિદ્વાન થઈ ગયા છે. આ વિદ્વાન અકબર બાદશાહની દીકરી ઉપર આશક થયો. અકબર બાદશાહે આ વિદ્વાનને બક્ષિસ માગવા કહ્યું. જગન્નાથ પંડિતે અકબર બાદશાહને વચનથી બાંધી બક્ષીશમાં તેની દીકરી માગી. અકબર બાદશાહે આ વિદ્વાનને પોતાની દીકરી પરણાવી અને એક હિંદુ અને તે પણ બ્રાહ્મણ ઇસ્લામી બાદશાહની દીકરી પરણવાથી તેને નાતે નાતબહાર કર્યો. પ્રેમના આવેશમાં નાતબહારનું દુઃખ તેને કાંઇજ જણાયું નહિ, પણ પાછળથી તેને નાતમાં આવવા ઇચ્છા થઇ અને નાતને પ્રાર્થના કરી. નાત બાદશાહના જમાઇને નારાજ કરવા પણ તૈયાર નહોતી. તેમ જગન્નાથ પંડિતને નાતમાં લેવા એ તૈયાર નહોતી. આથી નાતે કહ્યું કે તમે મણીકર્ણિકાના કુંડ ઉપર બેસો અને ગંગા કુંડની ઉપર આવી તમને સ્નાન કરાવે તો તમે પવિત્ર ગણાઈ નાતમાં આવી શકશો. આ ઉપરથી પંડિત જગન્નાથે ગંગાલહરી નામનો એક ઉત્તમ ગ્રંથ કર્યો અને એના દરેક શ્લોકે ગંગાજી મણીકર્ણીકાનું એકેક પગથીઉં ઉપર ચડવા

લાવ્યા અને છેલ્લે પંડિત જગન્નાથને પવિત્ર કર્યા અને તેઓ નાતમાં આવ્યા. એ ઘાટમાં નાહી પવિત્ર થઇ જાત્રાવાસીઓ ગંગાજીમાં સ્નાન કરે છે. બીજા ઘાટ તો ઘણા છે પણ આ મુખ્ય ઘાટ ગણાય છે. કાશી ૨૦ થી ૨૨ ગાઉમાં મોટું શહેર ગણાય છે. ત્યાં વ્યાપાર ધંધો સારો ચાલે છે. શહેરમાં ઉતરવાને માટે શ્રીમાન લોકોએ ઘણી ધર્મશાળાઓ બંધાવી છે.

**સજ્જનતા સુવર્ણથી અધીક છે.**

સજ્જનતા ગુણ સરસ,
મળે નથી ખરચે મુલે,
શીખવ્યાથી ન શીખાય,
નથી ફળતી કો ફુલે.
વિચરે દેશ વિદેશ,
લેશ જીવમાં નહીં જામે,
પવીત્ર તીર્થ પ્રવેશ,
કીધે પણ કોઇ ન પામે.
કદી પ્રગટે નહીં દલપત કહે,
ઘર ઘર અથડાયે ઘણું,
ઇશ્વર કરૂણાથી ઉપજે,
પુરૂષ વિષે સજ્જનપણું.
તરૂવરનો નહીં તાગ,
ભાગ્યથી સુર તરૂ ભેટે,
હીરા મળે હજાર,
કોહીનુર છેક્જ છેટે.
બગલા બાણું કરોડ,
હંસ તો ન મળે હળવો,
સસલા મળે અસંખ્ય,
ગરૂડ મહીમા ક્યાં મળવો.

જનતો બહુ જડશે જગતમાં,
તન તાપ ન તેથી ટળે,
દીલ સત્યપણે દલપત કહે,
મહાભાગ્ય સજ્જન મળે.

## જીવની સપ્ત ભુમીકા.

(૧) પહેલી ભુમીકા યોગ ભુમીકા છે. આ ભુમીકામાં જીવ પરમાર્થનું તથા સાર્વજનીક પુણ્યનું સેવન કરે છે, પાપથી દુર રહે છે, સાધુઓનો સમાગમ કરે છે ને તેમની જે સેવા બની આવે તે કરે છે. આ ભુમીકામાંથી તે જીવ વિચારને પામતો થકો બીજી ભુમીકામાં પ્રવેશ કરે છે.

(૨) વિચાર ભુમીકા, સમાગમ કરતો થકો તે જીવ સદ્‌ગુરૂના સહવાસમાં જતો જાય છે, શંકાનું સમાધાન કરાવતો જાય છે, ને શુદ્ધ અંતકરણથી કપટરહીત બની ધીમે ધીમે વિચારને પામતો જાય છે.

(૩) અસંગ ભુમીકા—જીવ વિચારને પામી ભગવાનના સ્વરૂપનો નિશ્ચય કરે છે, ને નિયમમાં પ્રવર્તે છે, પવિત્ર રહે છે, ગુરૂના જણાવેલા સિદ્ધાંતોને ઠસાવતો થકો, ભગવાનના સ્વરૂપ સંબંધી વિચારનું બુદ્ધિમાં સ્થાપન કરતો થકો અસંગ ભુમીકામાં પ્રવેશ કરે છે. હું અસંગી છું, દેહ ને આત્મા નોખા છે, પ્રારબ્ધ કર્મ વડે સુખ દુઃખ આવે છે ને જાય છે, સર્વે કર્યું તે ભગવાનનુંજ થાય છે, એમ બુદ્ધિમાં દઢાવ કરતો થકો તે ભક્ત સ્વધર્મ તપ, નિયમ ને સતસંગમાં દઢ રહે છે. સંસારની ભાવનાનો ત્યાગ કરવા કુશળ થાય છે, દેહ તો હાર્દીક સર્વે જુડા છે એમ જાણી તેનાથી અસંગ કેમ રહેવાય તે માટે પ્રયત્ન કરે છે.

(૪) સ્વપ્ન ભુમીકા—આ જીવનમુક્ત ભુમીકા છે. આ ભુમીકામાં જે ભક્ત પ્રવેશ કરે છે તે સ્થિરતાને પામે છે, તે સદા સુખી

જીવન ગાળે છે. ગમે તે આશ્રમમાં, ગમે તે સ્થાનમાં કે સ્થળમાં તે ભકત સુખી રહી શકે છે. ગુરૂની આજ્ઞામાં રહ્યો થકો અનુવૃતિ પામતો થકો તે ભકત આત્મા આકારે વર્તે છે, અને ભગવાનના ધામમાં જવાનો અધિકારી બને છે, જગતને સ્વપ્નતુલ્ય લેખે છે, દેહ ને આત્માથી લક્ષણો તેને જુદી દેખાય છે, મ્યાનમાં તરવાર તથા ગોટલામાં ગોટલીની માફક તેનો આત્મા તેના આત્મા દેહથી જુદો ખડખડે છે, સત્તાપણે વર્તે છે, સંકલ્પને હડાવે છે, અને દેશકાળે વિષયની ઝાંખી થાય, વૃતિ અનુલોભ થાય, તથા વિષયમાં લેપાઇ જાય તો અતી દાઝ થાય.

(૫) સુષુપ્તિ ભુમીકા–આ ભુમીકામાં તે ભકત સ્થિર મતિવાળો થાય છે. સુખ, દુઃખ, હાણુ વૃદ્ધિ, ખોટ, લાભ, માન, અપમાન, જય, પરાજય વગેરેના જોગે કરીને તેની ધીરજ ડગતી નથી, પ્રતિલોમપણે વર્તતો થકો નિર્ભય રહે છે, અને બ્રહ્મપણાની ભાવનાને સિદ્ધ કરે છે.

(૬) સચ્ચિદાનંદ–એટલે બ્રહ્મ સત્તાને પામે છે. આ ભુમીકામાં તે ભકત ને ભગવાનને ભક્ત એ બેજ વહાલા રહે છે. આત્મબુદ્ધિની દઢતા ગુરૂને વિષે દઢ થાય છે, ભગવાનનો આસરો દઢ થાય છે અને ભકત કૃતાર્થ થાય છે. ભકત નિર્લેપ છે, અસંગી છે, ને માયામાં રહ્યો થકો નિર્લેપ ને અસંગી બને છે. કાળ, કર્મ ને માયાથી તે ભકત નિર્ભય બની જાય છે, તેનું પ્રારબ્ધ ભગવાન બને છે. એ ભકતના મનમાં એમ રહે છે કે મારે સઘળી પ્રાપ્તી થઈ રહી છે ને મારે હવે કાંઈ કરવું બાકી નથી. એમ અતિ આનંદમાં રમે છે. આ ભુમીકામાં ભજનનો કરનારો જીવ નિર્વિકલ્પપણે પામતો તેને પણ સર્વ પ્રકારે ભગવાનની પેઠે માયા પરાભવ કરી શકતી નથી. એવો મહત્કૃપાવાળો ભકત બ્રહ્મસ્વરૂપ બને છે. તે અખંડ જાણુપણે વર્તે છે. અંતર સન્મુખ દષ્ટિ રાખીને નિરંતર ભગવાનની

સેવામાં રહે છે. વિદેહીપણે રહ્યો થકો દેહની ક્રિયા કરે છે, સ્થિતિમાંથી ક્યારે પણ ડગતો નથી.

(૭) ગુણાતીત–સાતમી ભુમીકા ગુણાતીત છે. આ ભુમીકા મેળવવાને કોઈ ભક્ત ભાગ્યશાળી થાય છે. બ્રહ્મસ્વરૂપે રહ્યો થકો ભગવાનનું સુખ અનુભવે છે, ભગવાનનો અખંડ સંબંધ રહે છે, જ્યાં જ્યાં આ ભક્ત જાય છે, જે જે ક્રિયા કરે છે તે સર્વ ક્રિયામાં ભગવાન થઈ રહે છે.

## નામ તેહનો નાશ.

મિથ્યા સુખ સંસારના,
રખે કરો વિશ્વાસ.
ક્ષણીક વિષય વણસી જશે,
નામ તેહનો નાશ.—૧
વધુ વિદ્યાને વીતનો
ખોટો મદ છે ખાસ,
કાળે આવ્યાં કંઇક જણ,
નામ તેહનો નાશ —૨
ધન ધુત્યાની ધાંખના,
દામ તણા થઇ દાસ,
બાંધી મુઠીએ ગયા,
નામ તેહનો નાશ.—૩
તન જોબન ને જુવતીએ,
કંઇને આપ્યા ત્રાસ,
ભુંડે હાલે તે મુવા,
નામ તેહનો નાશ.—૪
વિદ્યાથી કંઈ વહી ગયા,
પડી પાપને પાશ,

નરક વિષે સીધાવીઆ,
નામ તેહનો નાશ.—૫

ઉંચા કુળમાં અવતરી,
મુખ દારૂનો વાસ,
વ્યસનોમાં વંઠી ગયા,
નામ તેહનો નાશ.—૬

અધીકારના તોરમાં
મુકી ન પાછની આસ,
ફીટકારે ફાટી પડયા,
નામ તેહનો નાશ.—૭

પરધન પોતાનું ગણી,
વીધવીધ કરી વીલાસ,
કાળે દેવાળે દળ્યા,
નામ તેહનો નાશ.—૮

ગુણુ હીણા ગુરૂ થઇ,
શિષ્યનું સત્યાનાશ,
વળી વન્હીમાં બળ્યા,
નામ તેહનો નાશ.—૯

જંગમ જતી ને સેવીકા,
કંઇક આપ્યા ત્રાસ,
મઠ બાંધીને મરી ગયા,
નામ તેહનો નાશ.—૧૦

ભગત બની ભરમાવતા,
રાંડો સાથે રાસ,
ખેલીને જે ખપી ગયા,
નામ તેહનો નાશ.—૧૧

રાજા બનીને રાચતા,
　　હતાં ગામ ને ગ્રાસ,
ઉઘાડે અંગે બળ્યા,
　　નામ તેહનો નાશ.—૧૨
કરતા નિંદા પારકી,
　　હૈયે ધરી ઉલ્લાસ,
પાપે પેટ ભરી ગયા,
　　નામ તેહનો નાશ.—૧૩

## જ્ઞાન વચન

૧. જગતમાં વીરપુરૂષ કોણ? તે માણસજ ખરો વીર છે કે જે માનવહૃદયના શત્રુ ષડરીપુને સારી રીતે જીતે છે. અને પોતાના હૃદય ઉપર આધિપત્ય સ્થાપવા સમર્થ થાય છે. હૃદયના બળની તુલનામાં શરીરનું બળ ઘણું ઓછું છે. જો વીર થવા ઇચ્છતા હો તો તે બળ મેળવો.

૨. જે પરમેશ્વરથી દુર રહે છે તે પાપ કરે છે.

૩. વિનયનાં મુળ અંગ ત્રણ છે. ૧. પોતાની અજ્ઞાનતાનું સ્મરણ કરવું. ૨. પોતાના પાપનું સ્મરણ કરવું. ૩. પોતાની ભુલો ઈશ્વર પાસે સ્મરણ કરવી.

૪. જીવનના માર્ગો બે છે. (૧) પહેલો સરલ, પહોળો અને સુખદાયક છે પણ જેમ જેમ આગળ વધતા જોઓ તેમતેમ સાંકડો, કાંટાવાળો તથા કલેશકારક થાય છે. પહેલો પાપનો માર્ગ છે બીજો ધર્મનો માર્ગ છે.

૫. સંસારમાં સંતોષ માનશો તો ઈશ્વરના ઉપર તમારા મનમાં સંતોષ રહેશે નહિ. તમે લોકોનો ભય કરશો તો ઈશ્વર ભય તમારા અંતરમાંથી સ્પષ્ટ રીતે ચાલ્યો જશે. બીજાના ઉપર તમારી આશા રહેશે તો ઇશ્વર ઉપરની આશા તમારા અંતરમાંથી દુર થશે.

૬. કામ કરીને કોઈ પાપનું નિવારણ કરવા ઘણા ધારે છે કે "અમે પાપથી છુટા છીએ" પરંતુ વાસ્તવિક શું તેમજ છે? નહિ. કામ કરીને પાપ કરે અથવા ન કરે પણ તેના હૃદયમાં પાપના વિચારો પ્રવેશ ન કરે તેજ પાપથી છુટા છે.

## મોતનો ભય કોને નથી

આ દુનીયામાં પ્રાણીઓ ઉપર જે સૌથી મોટામાં મોટો ભય છે તે મોતનો છે. મોતની આગળ સૌ ઝુકી જાય છે અને મોતના નામથી સૌ ડરી જાય છે, કારણ કે કોઈ પણ જીવને મોત ગમતું નથી. સૌને પોતાની જીંદગીની હયાતી ગમે છે, અને સૌને અમરપણું ગમે છે, પણ અમરપણું મેળવવાના માર્ગો કાંઇ સૌને હાથ આવતા નથી અને એ માર્ગોની ખબર હોય તો પણ સૌ લોકો કાંઇ એ માર્ગોમાં ચાલી શકતા નથી. એ મહાન માર્ગે તે ઉત્તમ ભક્તોજ ચાલી શકે છે, જેથી જે મોતનો આખી દુનિયાને ભય લાગે છે, તે ભયંકર મોત વખતે પણ ભક્તો આનંદમાં હોય છે, કારણ કે ભક્તને અમરપણું મળેલું છે.

## દયા પણ વખતે જન્મ મરણનું કારણ થાય છે

ભરતજી તો રૂષભદેવ ભગવાનના પુત્ર હતા ને ભગવાનને અર્થે સમગ્ર પૃથ્વીનું રાજ્ય ત્યાગ કરીને વનમાં ગયા હતા ને ત્યાં ભગવાનનું ભજન કરતા હતા. એક વખતે સાંજને સમયે એક મૃગલીનું તરતજ જન્મેલું બચ્ચું પાણીમાં તણાતું તેમની નજરે પડયું. તેના ઉપર દયા કરીને તેને પોતે બચાવી લીધું. ને તેને પોતાના આશ્રમે લઇ ગયા. તેની પોતે આસનાવાસના કરી તેના ઉપર સ્નેહ દર્શાવવા લાગ્યા તેથી કરીને પોતાની મનની વૃત્તિ મૃગના આકારે થઇ ગઈ. એવા મોટા હતા તોપણ તે મને દયા ને સ્નેહના પાપે કરીને મૃગનો અવતાર આવ્યો માટે અનંત પ્રકારનાં પાપ છે પણ તે સર્વ પાપ થકી ભગવાનના ભક્તની ભગવાન વિના બીજે ઠેકાણે જે હેત કરવું તે અતી મોટું પાપ છે. માટે જે સમજુ હોય ને તે જો એ ભરતજીની વાત વિચારે

તો અંતરમાં અતી બીક લાગે કે રખે ભગવાન વિના બીજે ઠેકાણે હેત થઈ જાય. એવી રીતની અતીશે બીક લાગે અને ભરતજી જ્યારે મૃગના દેહનો ત્યાગ કરીને બ્રાહ્મણને ઘેર અવતર્યા ત્યારે ભગવાન વિના બીજે ઠેકાણે હેત થઇ જાય તેની બીકે કરીને સંસારના વ્યવહારમાં ચીત દીધુંજ નહિ અને જાણીને ગાંડાની પેઠે વતર્યા અને જે પ્રકારે ભગવાનમાં અખંડ વૃત્તિ રહે તેમજ રહેતા હતા. આધુનીક સમયમાં કેટલાક ત્યાગી સાધુઓ સંસારની ખોટી ઉપાધી રાખી ભગવાં લુગડાં કરી ઉપાધી ટાળતા નથી તેમને નિર્વિકલ્પ સ્થિતિ થતાં ઘણો વખત લાગે છે. જુઓને, એક મહા પુરૂષનું મન અંત વખતે એક પાકેલા બોરમાં રહેવાથી તે વૈકુંઠમાં નહિ જતાં બોરમાં કીડારૂપે પ્રગટ થયા; માટે વાસના એ વિષરૂપ છે. તેણે ઘણાનાં વિના કારણે મોત કરેલાં છે. માટે જીવના ટાળવી એજ ખરો ધર્મ છે.

## વીવેકી વચનો

(૧) અપાત્રે દર્શાવેલી ઉદારતા દુર્ગુણ બને છે.

(૨) સહાય લેવા કરતાં સહાય આપવામાંજ વધારે માન અને વધારે આનંદ સમાયેલો છે.

(૩) સતકાર્યો માનવ હૃદયોમાં બાંધેલાં કીર્તી મંદીરો સમાન છે.

(૪) એડીસને કહ્યું છે કે નવાણું ટકા પરસેવો ને એક ટકો પ્રેરણા.

(૫) આજે દુનીયા અગજો જીવોના અને લાખો વરસના અનુભવોની વારસ છે.

(૬) ડોડ કહે છે: અપકાર કરનારા ઉપર ઉપકાર કરવો એના જેવો માણસને વશ કરવાનો બીજો માનપ્રદ રસ્તો નથી.

(૭) બીજાની આંખમાંથી વહેતાં અશ્રુ લુછવાનો પ્રયત્ન કરવો એજ ખરી કીર્તી છે.

(૮) ખરો માણસ પોતે એકલો સુખ ભોગવી શકતો નથી.

(૯) તમારી અંદરના દયાના ખજાનાનું રક્ષણ કરો.

(૧૦) મનુષ્ય માત્રના હૃદય અનુકંપાને માટે પોકારી રહ્યાં છે.

## કીડી અને ખડમાકડી

ખડમાકડીને એક વખતે કીડીબાઇએ કહ્યું કે "વરસાદ સાંબેલાની ધારે પડશે ત્યારે દાણા નહિ મળે." તેના ઉત્તરમાં ખડમાકડીએ કહ્યું કે કીડીબાઈ, દાણા જ્યાં દેખાય છે તે સર્વ મારા છે. આવી જ્યાં અજ્ઞાનતા હોય ત્યાં કીડીબાઇ શું કરે! વરસાદ તુટી પડયો ત્યારે ખડમાકડીને કીડીના શબ્દો યાદ આવ્યા કે "જેને ભવિષ્યનો વિચાર નથી તે જીવતાં મુઓ છે." તે ઉપરથી કવિશ્વર દલપતરામભાઇએ કહ્યું કે "કીડી કણ સંગ્રહ કરે જુઓ જનાવર જાત." કીડીને ભવિષ્યની ચિંતા છે જેને ભવિષ્યનો વિચાર નથી તે આખરે દુખી થાય છે કેમકે એક સરખો વખત કદી આવતોજ નથી. તેમ રહેતો પણ નથી.

## ત્રણ પ્રકરણનું જીવન

હમેશાં જીવનના ત્રણ માર્ગ છે. ઉંચે, આંતર અને બાહ્ય. ઉંચે ઇશ્વર તરફ, આંતર આત્મા પ્રતી, અને બ્રાહ્ય દુનીયા પ્રતી. જેમ જેમ માણસ ઇશ્વરને ઓળખે છે તેમ તેમ તેના પોતાનાજ આત્મા પ્રતી વળવાની ઇચ્છા વધારે ને વધારે તીવ્ર બને છે. શુદ્ધ થવાની આતુરતા વધારે ઉંડી થાય છે અને ગમે તે ભોગે બીજાને સ્હાય આપવાની વૃતી વધારે બળવાન થાય છે.

આ દુનીયામાં માણસને ત્રણ પ્રકારનું જીવન ગાળવાનું છે. એકાંતમાં ભક્તિમય જીવન, જાહેરમાં પવિત્ર જીવન અને સેવામાં પ્રવૃતિમય જીવન, એમાંનું એક નહિ, બીજું નહિ, કોઇપણ બે સાથે નહિ, પરંતુ ત્રણે જાતનાં જીવનાં જીવન એક સાથે ગાળવાં યોગ્ય છે, અને એનું નામજ ખરેખરૂં સંપૂર્ણ જીવન છે. અને ખસુસ યાદ રાખજો કે સેવાનો ખરો ચિતાર આવું સંપૂર્ણ જીવનજ આપી શકે

છે. સેવાનું વૃક્ષ બીજાં બેમાંથી પ્રગટે છે. તેનાં મુળ ભક્તિ અને પવિત્રતામાં રહેલાં છે. આથીજ આપણને સમજાય છે કે એકાંતિકની આટલી બધી સેવા કેમ વ્યર્થ જાય છે? કારણ એજ કે પ્રથમનાં બે પ્રકારનાં જીવન રૂપી પાયોજ તેમાં હોતો નથી અથવા લુલો હોય છે.

## સુબોધ સંગ્રહ

(૧) ગાય તૃણ ખાઇને દુધ આપે છે ને સર્પ દુધ પીને ઝેર ઉત્પન્ન કરે છે.

(૨) શ્રીમંતો સંતતી વિના રીબાય છે ને રાંકને ત્યાં છોકરાં ઉભરાઇ જતાં હોય એજ પ્રભુની માયા છે.

(૩) હંસ બચ્ચાંને જન્મ આપી પોતે ઉડી જાય છે ત્યારે વાંદરાં બચ્ચાંને પોતાની છાતી પર રાખે છે.

(૪) રાવણ સીતાના વિલાસને મુકીને મુવો, દુર્યોધન, કીચક, કંસ. સાંપ્રત કાળમાં શંભાજી, નેપોલીયન, ગુજરાતનો સુજ્ઞ કરણ વિગેરેએ ધાર્યું હતું શું ને પરીણામ શું આવ્યું? તેમના પ્રારબ્ધમાં દુઃખ હતું છતાં સુખને માટે તેઓ ખોટો પ્રયાસ કરી રહ્યા હતા.

(૫) લાખો માણસોને મારનાર બળવાન અર્જુન કાબાથી લુટાયો તે પ્રારબ્ધની લીલા નહિ તો બીજું શું?

(૬) મનુષ્યના મન રૂપી ત્રાજવામાં સંકલ્પવિકલ્પ રૂપી બે ત્રાજવાં છે, (ઇચ્છા) (વિષાદ)

(૭) બુદ્ધી મનની સ્ત્રી છે, પરંતુ તે અથાગ વ્યભિચારીણી હોવાથી પોતાના મનને આધીન બનાવી તેને પ્રેમ બંધનમાં બાંધી લઇ, પોતે યથેચ્છ વિહાર કરે છે. એ બુદ્ધિના સંકલ્પ ને વિકલ્પ એ બે પુત્ર છે તેને મન લાડ લડાવે છે ને તેમાં તે સુખ માની પોતાનું આયુષ્ય વ્યર્થ ગુમાવે છે. મનનો પીતા જ્ઞાન છે.

(૮) પુત્ર સદા દુઃખ રૂપ છે, ને પ્રાપ્તિ દુઃખ એક,
ગર્ભ સમય દુઃખ જન્મ દુઃખ, મરે તો દુઃખ અનેક.




## મુર્ખાઈ ભરેલાં વીશ કૃત્ય

૧ જે મનુષ્ય શિક્ષા કરવા લાયક નહોય તેને શિક્ષા કરે.

૨ જે મનુષ્ય થોડોજ લાભ મળે કે તરતજ છકી જાય.

૩ જે મનુષ્ય સ્ત્રીની ચાકરી કરી તેનાજ કહેવા પ્રમાણે વર્તી પેટ ભરે.

૪ જે મનુષ્ય યાચના કરવા લાયક નહોય તેની યાચના કરે.

૫ જે મનુષ્ય થોડુંજ કામ કરી પોતાની બડાઈ કરે.

૬ જે મનુષ્ય કુળવાન થઇ ન કરવાનું અઘટીત કામ કરે.

૭ જે મનુષ્ય પોતે નિર્બળ છતાં બળવાન પુરૂષો સાથે નિત્ય વેર કરે.

૮ જે મનુષ્ય અશ્રદ્ધાવાન હોય તેની સાથે શ્રદ્ધાની વાતો કરે.

૯ જે મનુષ્ય ઇચ્છા કરવા લાયક ચીજ નહોય તેની ઇચ્છા કરે.

૧૦ જે મનુષ્ય દીકરાની વહુ સાથે ઠઠ્ઠા મશ્કરી કર્યા કરે.

૧૧ જે મનુષ્ય પારકા ખેતરમાં પરવાનગી વિના બીજ વાવે.

૧૨ જે મનુષ્ય પોતાની સ્ત્રીનો હમેશાં તીરસ્કાર કર્યા કરે.

૧૩ જે મનુષ્ય પોતાને મળ્યા છતાં મને આ સાંભરતું નથી એમ કહે.

૧૪ જે મનુષ્ય વચનની કબુલાત આપ્યા છતાં મને યાદ નથી એમ કહે તે બાબતમાં મોટાઇ માને.

૧૫ જે મનુષ્ય દુષ્ટને સાધુ પુરૂષ છે એમ માને.

૧૬ જે મનુષ્ય ચાહીને વરસાદમાં ચાલે એટલે બહાર જાય.

૧૭ જે મનુષ્ય સારી સ્થિતીમાં હોવા છતાં કાંઇ પણ વિદ્યાભ્યાસ ન કરે.

૧૮ જે મનુષ્ય પોતાનો વખત આવ્યા છતાં કોઈના ઉપર હાથ ન રાખે.

૧૯ જે મનુષ્ય પોતાના ઘરમાં ગુણવાન અને સ્વરૂપવાન સ્ત્રી છતાં પારકી સ્ત્રી સાથે અનીતિથી વરતી વ્યભિચાર કરે.

૨૦ જે મનુષ્ય વાણીએ કરીને માત્ર બીજાઓ સાથે વૈર કરવાની ઇચ્છા રાખે અને જે પુરૂષ સમય આવ્યા છતાં બોલી શકે નહિ તે મુર્ખ ગણાય.

વળી શાસ્ત્રનું જ્ઞાન નહિ છતાં જે ઘણાજ અભિમાની છે, દરીદ્ર છતાં ઉદાર મનવાળો છે અને હલકાં કામ કરીને એટલે જુગટું વગેરે રમીને ધન મેળવવાની ઇચ્છા કરે તેને પંડિતો મુઢ મુરખ કહે છે. જે માણસ પોતાનું કામ મુકી પારકા માટે પ્રયત્ન કરે છે, અને મિત્રને માટે નઠારૂં કામ કરે છે, તે મુઢ મુર્ખ કહેવાય છે. જે માણસો પ્રેમ વગરના માણસોને ચાહે છે ને પોતાના ઉપર પ્રેમ રાખનાર માણસોનો ત્યાગ કરે છે, તથા બળવાનનો દ્વેષ કરે છે તેને વિદ્વાનો મુઢબુદ્ધી એટલે મૂર્ખ કહે છે. જે માણસ શત્રુ સાથે મિત્રતા કરે છે, મિત્રોને દ્વેષ કરી તેને મારી છે અને નઠારાં કામનો આરંભ કરે છે તેને પંડીતો મુઢબુદ્ધિ કહે છે. જે માણસ પોતે કરવા લાયક કામ ચાકર મારફત કરાવે છે તોપણ સઘળાં કામમાં શંકા રાખે છે ને ઉતાવળે કરવાનાં કામમાં વાર લગાડે છે તેને મુઢ જાણવો. જે પીતૃઓનું શ્રાધ્ધ કરતો નથી, દેવતાઓની પુજા કરતો નથી તથા જેને હીતેચ્છુ મિત્ર મળતો નથી તેને વિદ્વાનો મુઢ બુદ્ધિ કહે છે.

પ્રીતીવાન પ્રવીણ થઇ,
નીતી, નિર્મળ જ્ઞાન,
ભીતી ત્યાગી મન ધરો,
વ્યવહારીક શુભ ધ્યાન.

## પાખંડીના પ્રસંગથી દુર રહો

પુર્વે એક શતધનુ નામે રાજા હતો. શૈલ્યા નામે તેની સ્ત્રી કે જે ધર્મમાં અતી તતપર હતી એટલુંજ નહિ પણ તે પતીવૃતા મોટી ભાગ્યશાળી સત્ય, પવિત્રતા, વિનય અને દયા આદી ગુણો તથા સર્વ શુભ લક્ષણે સંપન હતી. તેની સાથે રાજાએ દેવના દેવ જનાર્દન વિષ્ણુની એકાગ્ર ચીતે આરાધના કરવા માંડી. એક દીવસ સ્ત્રી પુરૂષ બેઉ ગંગાજીમાં સ્નાન કરવા ગયાં. એ દીવસે કારતીક પુરણીમાનો તહેવાર હતો. સ્નાન કરી નીકળતાંજ એક પાખંડી તેમના જોવામાં આવ્યો. તે રાજાના ધનુરવીદ્યા ગુરૂનો મીત્ર થતો હતો તેથી મોટા માનથી રાજાએ તેને બોલાવ્યો પણ રાણી બોલ્યાં નહિ. તેમણે સુર્યને પ્રણામ કરી કહ્યું કે મહારાજ! હું આજ વરતમાં છું એમ કહિ બંને પોતાના સ્થાન પર જઇ વિષ્ણુની પુજા કરવા લાગ્યાં. કેટલાક દીવસ પછી રાજાનું મૃત્યુ થયું. રાણી શબની સાથે ચીતામાં બળી સતી થઇ પરંતુ તે દીવસે પેલા પાખંડીને બોલાવવાના કારણથી રાજાને કુતરાનો અવતાર આવ્યો અને રાણી વૃતના પ્રભાવથી પુર્વ જનમની સ્મૃતીવાળી રહી કાશી રાજાને ત્યાં રાજપુત્રી જન્મી હતી. જેવાં સૌંદર્ય ગુણ રૂપ આદિ રાજકુમારીઓમાં જોઇએ તેવાં શુભ લક્ષણો તેનામાં હતાં. પીતાએ તેને પરણાવવાનો વીચાર કર્યો પણ કન્યાએ ના પાડવાથી વીચાર બંધ રહ્યો. પછી તેણે દીવ્ય દ્રષ્ટિએ ધ્યાન કરી જોયું તો માલુમ પડયું કે તેનો પતી પેલા પાખંડીના સાથે બોલવાથી વૈદીશપુરમાં શ્વાન થયો હતો. વળતી તે ત્યાં જઇને શ્વાન રૂપ પોતાના સ્વામીને જોઈ તેને સારૂં સારૂં ખાનપાન ખવરાવવા લાગી. શ્વાન રૂપ રાજા બીજા કુતરાની પેઠે પુંછ હલાવવું વગેરે નીશાનીઓથી ગેલકરી પોતાને પાળનારીનું મન રીઝવવા લાગ્યો. ત્યારે રાજકુમારી બહુ લજીત થઇ ખેદયુક્ત નમન કરી બોલી કે મહારાજ, ગયા જન્મની વાત આપ ભુલી ગયા! પેલા પાખંડી સાથે વરતમાં બોલવાથી આપ કુતરાની ગતીને પ્રાપ્ત થયા છો તેનું સ્મરણ

કરો. આ વચનો સાંભળી શ્વાન રૂપ રાજા અતી ખેદ પામ્યો. એ દેશથી નાશી મરૂ દેશમાં જઇ મરણ પામ્યો. પછી કોલાહલ પર્વત ઉપર શીયાળ થયો. તેની ખબર થતાં રાજકુમારી બીજે વરસે ત્યાં ગઇ અને તેને કહેવા લાગી કે, જે મેં આપને કુતરાની જાતીમાં પેલા પાખંડીના સંસર્ગની વાત કહી હતી તે સાંભરે છે? નહિ તો સંભારો. ફરી રાજાને તે સાંભરી આવતાં નીરાહાર રહી એજ વનમાં તેણે શરીર છોડી દીધું. પછી તે વરૂ થયો. રાજાકન્યાએ વળી ત્યાં જઇ સમજાવ્યો. આપ વરૂ નથી પણ શતધનુ રાજા છે. પેલા પાખંડીના સંસર્ગથી શ્વાન થઇ શીયાળ થયા હતા અને હાલ વરૂ બન્યા છો. વરૂને પુર્વ જન્મનું સ્મરણ થતાં તેણે દેહ છોડી દીધો ને ગીધ થઇને જન્મ્યો. ત્યાં પણ રાજકન્યાએ જઇને તેને સમજાવ્યો એટલે તે દેહને તજી કાગડો થયો. આત્મયોગથી સ્ત્રીને ખબર પડતાં ત્યાં જઈ વીલાપ કરી કહેવા લાગી કે હાય! પુર્વે સર્વ વશ થયેલા રાજાઓ આપને બલીદાન દેતા હતા ને તમે આજ બલીભુક બન્યા છો! એવું સાંભળીને કાક પક્ષીનો દેહ તજી જનકપુરમાં મોર થઇ જન્મ્યો. ત્યાં જઇને રાજકુમારી ખાવાપીવા વીગેરેની સંભાળ લઇ તેને કહેવા લાગી. એ અવસરમાં જનકપુરના રાજાએ અશ્વમેધ યજ્ઞ કર્યો તેના અવભરૂથ સ્નાન જળમાં એ મોરને નવરાવ્યો અને બધા જન્મને યાદ કરાવ્યા એટલે મોરનો દેહ તજી ઇશ્વર કૃપાથી જનકપુરના રાજાને ત્યાં તે પુત્ર થઇને અવતર્યા. વળતી રાજકુમારીએ આવી કેટલાક દીન વીત્યા પછી પોતાના પિતાને કહ્યું કે હવે મારા વિવાહને માટે યત્ન કરો કાશીરાજાએ સ્વયંવર રચ્યો જેમાં જનકપુરનો રાજકુમાર ગયો. રાજકુમારીએ વરમાળા તે કુવરના કંઠમાં આરોપી. એવી રીતે તેણે પોતાના પતીને ફરી પ્રાપ્ત કર્યો. દુર્જન માણુસના સંગથી કેટલું દુઃખ થાય છે તે જોવાનું છે,

## મીઠી વાણી

ઇંદ્રે બૃહસ્પતીને કહ્યું કે પ્રભો! એવો એક શબ્દ બતાવો કે જે

આચરવાથી મનુષ્ય સર્વત્ર સારો કહેવાય! અને માન પ્રાપ્ત કરે. બૃહસ્પતીએ કહ્યું–"મીઠાશ" એનું પાલન સર્વ શ્રેયને સાધે છે. મીઠા બોલ વગર દાન પણ શાક વગરના અન્ન જેવું લુખું લેખાય છે.

## સાંસારીક ઉપદેશ

અનેક જન્મો થયા પછી આ નરદેહ પ્રાપ્ત થાય છે, માટે મનુષ્યે નીષ્કપટ રીતે તથા નીતી ન્યાયથી વરતતું જોઇએ. સાંસારીક કાર્યો નીયમ પુર્વક કરવાં જોઇએ, પરંતુ તેની સાથે પરમાર્થનો વીવેક પણ રાખવો જોઇએ કેમકે એથી ઇહલોક અને પરલોક બંને સંતોષ પામે છે. મુળમાં સો વરસનો નીયમ આયુષ્યનો છે તેમાંથી બાલ્યાવસ્થા તો અજ્ઞાનમાં ગઇ ને તરૂણાવસ્થા સર્વે વીષયોમાં ગુમાવી ત્યારે પરમાત્માને ઓળખવાનો સમય કયો તે હંમેશાં વીચારવું જોઇએ. જેણે આપણે માથે અનહદ કૃપા કરી ભરતખંડમાં ઉત્તમ મનુષ્યનો દેહ આપ્યો છે તેનો આપણે ગુણ ન માની તેની ભકતી ન કરીએ તો પછી આપણા જેવો કૃતઘ્ની કોણ કહેવાય? માટે હજારો કાર્યો પડતાં મુકીને તેની ભકતી અવસ્ય કરવી જોઇએ.

## પરમઔષધ રૂપ વચનો

૧. તત્વજ્ઞાનનો અભ્યાસ કરો ને પોતાના વીચારોને નીર્મળ કરવાને પ્રયત્ન કરો.

૨. આપણા જીવનનો વીચાર કરો કે આપણે છોડવા જેવું શું છે, સ્વીકારવા જેવું શું છે! અને જાણવા જેવું શું છે તેનો વીચાર કરવો જોઇએ.

૩. આપણી શકતીનો પ્રથમ વીચાર કરો ને પછી આગળ વધવાને માટે પ્રયાસ કરો.

૪. આત્મ વિશ્વાસ રાખો, બીજાને વિશ્વાસે ન રહો. આપણો ઉદ્ધાર આપણા વિચાર ને પુરૂષાર્થ ઉપર ખાસ કરીને રહેલો છે.

૫. આળસમાં આપણું અમુલ્ય જીવન વીતાડવું નહિ, માન અને

ખોટી આશાથી કદી પણ શ્રેષ્ટ કામ બનતું નથી. હું શું કહિ શકું! એવું વચન કદી પણ બોલવું નહિ.

૬. ગ્રહસ્થાશ્રમમાં રહીને આપણે પ્રભુની સેવા પ્રેમથી કરીશું તો અવસ્ય આપણુને મુક્તીપુરીનું દ્વાર મળશે.

જો ચાહો શુભ ભાવસે,
નીજ આત્મ કલ્યાણ,
તીન સુધારો પ્રેમસે,
ખાન, પાન, પહરાન.
બ્હેતા પાણી નીર્મળા,
ખડા સો ગંદા હોય,
સાધુ તો રમતા ભલા,
દાગ ન લાગે કોય.

## ધર્મીને ઘેર ધાડ ને ખાટકીને ત્યાં ક્ષેમકુશળ

એક વખતે નર્મદાના તટપર પાર્વતીજીએ શંકર પાસે વીનંતી કરી કે મહારાજ આપનો એવો કેવો અવળો ન્યાય છે કે આ અનીત્ય સંસારમાં પાપી મનુષ્યોને ત્યાં આનંદ હોય છે ને જેવો ધર્મી હોય છે તે બીચારા દુઃખ ભોગવતા નજરે પડે છે. શંકરે આ વાતનો નિર્ણય કરવા તથા પાર્વતીજીને પ્રત્યક્ષ જ્ઞાન દેવા માટે એક મોટા શહેરમાં જઇને એક ભીખારીનો વેષ લઇ વેપારીની દુકાનો ઉઘડતાં તે વેશધારી શંકર તથા પાર્વતી એક મારવાડીની દુકાને ભીક્ષા માંગવાને ગયા પણ મારવાડીએ તેને ભીક્ષા નહિ આપતાં કાઢી મુકયા એટલે તે વેષધારી ભીખારી એક ગરીબ બ્રાહ્મણને ઘેર ગયા ત્યાં જઇને સવાલ નાંખ્યો એટલે તે બ્રાહ્મણે અતી પ્રેમથી તેને ખાવાનું આપ્યું. પછી બીજે દીવસે તેજ પ્રમાણે તે વેષધારી ભીખારી મારવાડીની દુકાને જતાં મારવાડી ક્રોધમાં આવી જઇ ન બોલવાના બે ત્રણ શબ્દો બોલી તેને હાંકી કાઢયા ને ત્યાર પછી તે ભીખારી પેલા બ્રાહ્મણને ઘેર ગયા તો અતી પ્રેમથી તેનું સન્માન

ફરી તેને જમવાનું આપ્યું. નસીબ પ્રમાણે તેજ દીવસે મારવાડીને વેપાર ઘણો થવાથી નફો ભારે થયો ને બ્રાહ્મણના ઘરમાં તેનો દીકરો માંદો પડયો.

ત્રીજે દીવસે તે વેષધારી ભીખારી તેજ પ્રમાણે ભીક્ષા માગવા આવતાં તેને મારવાડીએ ક્રોધ કરી કાઢી મુકયા ને બ્રાહ્મણના ઘરથી અનાજ મળ્યું, પણ તેજ દીવસે મારવાડીને પુનઃ ઘણોજ વેપારમાં ફાયદો થયો ને એક સટો કર્યો હતો તેમાંથી પણ એક લાખ રૂપિયા નફાના મળ્યા ને પેલા બીચારા ધર્મી બ્રાહ્મણનો દીકરો તેજ દીવસે તાવમાં મરી ગયો. બીજે દીવસે તેનો બીજો દીકરો સાપ કરડવાથી મરી ગયો ને ચાર પાંચ દીવસ બાદ બ્રાહ્મણ મરી ગયો. ત્યારે ફરીને પાર્વતીએ હાથ જોડીને શંકરને કહ્યું મહારાજ! આજ તમારો ન્યાય કે! આ બીચારા સત્યશીલ બ્રાહ્મણે તમારો આદર સત્કાર કરી તમોને ભોજન આપ્યું તેના પ્રાણ લીધા ને તમારૂં અપમાન કરી ક્રોધ કરી એક રાતી પાઇ પણ દીધા વિના ધક્કા મારીને કાઢી મુકનાર મારવાડીને લક્ષાધીપતી કર્યો? તુરત શંકરે પાર્વતીજીનું સમાધાન કરવા માટે તેને વૈકુંઠમાં લઇ ગયા તો જુએ છે કે પેલા બ્રાહ્મણના બે પુત્રો તથા પોતે અક્ષય સુખના અધીકારી થયા ને તે વખતે પાર્વતીજીને શંકરે કહ્યું કે મારવાડીને મૃત્યુલોકમાં પુર્વજન્મની શુભ કરણીથી હજુ પણ સુખ દેખાશે, પણ આ દેહ છુટયા પછી તેઓ અઘોર નર્કમાં મહાદુખ ભોગવશે એનીઃસંદેહ છે.

## પ્રભુ અને બાળકો

એક વખતે વંદ્રાવનમાં પરમાત્મા શ્રીકૃષ્ણે પોતાની સાથે રમતા બાળકોને કહ્યું કે બાળકો! હું તમોને આ સુંદર બાગમાં મુકું છું ને હું એક જમીનની અંદર ગુફા છે તેમાં સંતાઉં છું. તમે મને બધા તુરત શોધી કાઢો! બાળકો તો આ નુતન નવીન બાગ જોઈ તેમાં સર્વે લુબ્ધાઇ રહ્યા ને પરમાત્માને શોધવા તૈયાર થયા નહિ.

આ તો એક દૃષ્ટાંત છે પણ તેનો સિદ્ધાંત એવો છે કે જગતરૂપી પંચ વીષયરૂપી બાગમાં બધા બંધાઇ રહ્યા છે અને પરમાત્માની શોધ કરવાને આત્મજ્ઞાન મેળવવા કોઇને નિવૃત્તિ નથી, એતો મહાન ચેતન પુરૂષો જ એ શોધમાં રાત દીવસ મચ્યા છે. સંસારી જીવો શું કરી શકે ?

## પ્રભુ પાસે શું માંગવું જોઇએ ?

એક કુંભાર ઉપર રાજા રીઝયો ત્યારે તે કુંભારે એક ગધેડાની માંગણી કરી, બાળકે પોતાના પીતા પાસે બે પૈસા માગ્યા, તેનાં આશીર્વચનો ન માગ્યાં, પતી રીઝયો ત્યારે પત્નીએ વસ્ત્રાદીક માગ્યાં. પણ તેની કૃપા ન માગી, ચોર લોકો ખાતરો પાડે ત્યારે કોયલા ન ચોરે પણ રૂપિયા ને ઘરેણાં ચોરે, લુંટારા સાધુનાં તુબડાં ન લુંટે પણ શેઠની પોંચીયો ને કડાં લુંટે તે પ્રમાણે પ્રાતઃકાળમાં ઘીનો દીવો કરી પ્રભુ પાસે આ સંસારનાં નશ્વર સુખ માંગવા નહિ પણ અવીચળ સુખ માગવું જોઇએ કે જેથી જન્મ મરણનો ફેરો મટી જાય.

## મહાન પુરૂષની રીત

પાની તારે કાટકુ, કહો કહાંકી પ્રીત.<br>
અપનો સીંચ્યો જાનકે, યું બડોંકી રીત,<br>
સીંચ્યો તે તરૂવર ભયો, કટયો ભયો ઝાજ,<br>
તુમ તારે તબ મગન તરે, બાંહ્ય ગ્રહ્યાકી લાજ.

અર્થ—પાણી કાટને એટલે લાકડાને તારે છે. તે કહો ભાઇ એ ક્યા ઘરની પ્રીત. ત્યારે લાકડું કહે કે મને રોજ પાણી પીવા મળતું હતું, તેથી પાણી મારો મીત્ર થાય, એવી બડા એટલે મોટા માણસોની રીત સમજવી. હવે પાણી સીંચવાથી તરૂવર મોટું ઝાડ થયું, સુકાઇ જવાથી કાપ્યું તેનું બન્યું વહાણ. પણ પાણીની અસલ દોસ્તી, એટલે પાણી તેને ડુબાડે નહિ, પણ તારે. આવી મહાન પુરૂષોની રીત છે.



## નૌકાનો આશ્રય ઉત્તમ છે

કેળનું એક પાંદડું તળાવમાં નાંખી તેના ઉપર આપણે બેસીયે તો આપણે તળીયે જઈ ડુબી મરીશું, પરંતુ પાંદડું પાછું પોતે તરીને બહાર ઉપર નીકળી આવશે. તેજ પ્રમાણે એક પત્થરની લાદી પર બેસનાર બંને પાણીમાં ડુબી તળીયે જઈ બેસશે, અને પુનઃ ઉપર તરી આવવાની આશાજ ન રાખવી. અર્થાત એવા લોકો પોતે પણ ડુબે, અને તેનો જે કોઈ આશ્રય લે તેને પણ ડુબાડે. હવે લાકડું જેનાં વહાણો સ્ટીમરો બને છે તેમાં જો બેસીએ તો વહાણ પણ તરે છે ને બેસનારને પણ તારે છે ને પોતે પણ તરે છે. માટે નૌકા જેવા મનુષ્યનો આશ્રય લેવો ઉત્તમ છે.

## સંગ પ્રમાણે રંગ લાગે છે

બેઠીયે ન જહાં તહાં,
કીજીએ ન સંગ કુસંગ,

કાયરકે સંગ સુર ભાગેહી ભાગે......૧
કાજલકી કોટડીમેં કયેસેહી જતન કરે,
કાજલકી એક રેખ, લાગેહી લાગે......૨

દેખો એક બાગનમેં, ફુલયકે બાસનમેં,
કામીની કે સંગ કામ જાગેહી જાગે......૩

કહત હયે બીહારીલાલ, સુનીએહી હમારો
ખ્યાલ ઇતને મે એક ફંદ લાગેહી લાગે,......૪

## મમતી કેવા હોય છે?

દોહરો.

મમતી જન માને નહીં, ભલે કરેલી ભુલ
હૈયું તેનું હા કહે, મુખે કરે ન કબુલ.

## મનુષ્ય જન્મ દેવને પણ દુર્લભ છે

દેવોને દુર્લભ છે એવો મનુષા દેહ આ મળીયો,
તોય હજી હરી ભકતીમાં નથી,
ચીત તમારો ચડીયો.–ટેક
ચેતો નહી તો મહા દુઃખ થાશે
ચોરાશીમાં જાતાં,
તે કરતાં શું દુઃખ ઘણું છે
ઘરમાં ગોવીંદ ગાતાં.–દેવોને
હરી ભકતી ભુલ્યા તો અંતે
શ્વાન શુકર થઇ ભમશો,
રોમ રોમ નરકોમાં પડીને
ખુબ પીડા ત્યાં ખમશો.–દેવોને
ત્યાં વળી બુમ બરાડા દેશો
જમના મારો ખાતાં,
તે કરતાં શું દુઃખ ઘણું છે
ઘરમાં ગોવીંદ ગાતાં.–દેવોને
હરી ભકતી ભુલ્યા તો અંતે
ખાવી પડશે એઠ,
વળી રાત દીન ભમવું પડશે
પુરૂં કરવા પેટ.–દેવોને
હડહડ થઇ જન્મારો જાશે
લાત લાકડી ખાતાં,
તે કરતાં શું દુઃખ ઘણું છે
ઘરમાં ગોવીંદ ગાતાં.–દેવો.

## સંસારમાં કોઈ સુખી નથી

ઝુલણા છંદ

તંતુ કાચા તણો તાણો સંસાર છે,
સાંધીએ સાત ત્યાં તેર તુટે.

શરીરે આરોગ્ય તો યોગ્ય સ્ત્રી હોય નહિ,
યોગ્ય સ્ત્રી હોય ખોરાક ખુટે.
હોય ખોરાક તો ન હોય સંતાન ઉર,
હોય સંતાન રીપુ લાજ લુંટે,
કોઇ જો શત્રુ નવ હોય દલપત કહે,
સમીપ સંબંધીનું શરીર છુટે.

## ગાયની પુજા

બધાં પ્રાણીઓમાં ગાયને હિંદુઓ સર્વથી વધારે માન આપે છે. પૃથ્વીમાંથી સર્વ સંપત્તિ નીકળે છે. તે સર્વ વસ્તુ અર્પનાર પૃથ્વીનો ગાયનો નમુનો છે. સર્વ પ્રાણીમાં ગાય વિશેષ પવિત્ર ગણાય છે. તેના શરીરના દરેક ભાગમાં એક કે બીજો દેવ વસે છે. તેનાં શરીરના એક વાળનો પણ તિરસ્કાર કરી શકાતો નથી. તેનાં મળ મૂત્ર પવિત્ર ગણાય છે. એક રજને પણ અપવિત્ર ગણી ફેંકી દેવાની નથી. એથી ઉલટું, તેનું મુત્ર પવિત્ર પાણી તરીકે સંઘરી રાખવાનું છે, તે સર્વ પાપનો નાશ કરે છે અને જેને તે સ્પર્શ કરે છે તે સર્વને પવિત્ર બનાવે છે. ગાયના છાણ જેવું બીજું કાંઇ પવિત્ર નથી. ગંદામાં ગંદી જગ્યા પર છાણનો અબોટ કરવામાં આવે તો તે તુરત જ શુદ્ધ થાય છે અને સર્વ અપવિત્રતાથી મુક્ત થાય છે. આ પવિત્ર છાણને બાળવાથી જે રાખ થાય છે તે એવી પવિત્ર છે કે ગમે તેવા ગંદા, પાર્થિવ પદાર્થને સાફ કરે છે એટલુંજ નહિ, પણ પાપી પર માત્ર છાંટવાથીજ તે પાપીને સાધુ બનાવી દે છે આગ્રાના કિલ્લામાં મુકુન્દ નામના માણસની મૂર્તિ છે. તે એક પવિત્ર સાધુ પુરૂષ હતો; પરંતુ તેને આગ્રાના કિલ્લાની પાસેથી વહેતી યમુના નદીમાં આત્મપાત કરી આત્મહત્યા કરવાની જરૂર પડી હતી: કારણકે ગળ્યા વિના દુધ પીવાથી અજાણતાં તેના પેટમાં ગાયનો વાળ ગયો હતો. આ પ્રમાણે તેણે પોતાની ઇચ્છાથી આત્મઘાત કર્યો હતો તો પણ તે શિક્ષા પુરી

ગણાઇ નહોતી; કારણકે ત્યાર પછીના જન્મમાં તેને મુસલમાન થવાની શિક્ષા થઇ હતી પણ તેની પવિત્રતા ધ્યાનમાં લઇને શિક્ષા થોડા અંશે નરમ કરવામાં આવી હતી અને તે અકબર બાદશાહ તરીકે ફરી જન્મ્યો હતો.

## રાજનીતિ-સુજ્ઞ વજીર

કોઈ બાદશાહે એક ગુન્હેગારને ફાંસીની શિક્ષા ફરમાવી હતી. એ શિક્ષા સાંભળતાંજ અપરાધી પોતાની જીંદગીથી નાઉમેદ બની ગયો અને તેણે પોતાની ભાષામાં બાદશાહને ખૂબ ગાળો દીધી. જેમ કુતરાથી ચોતરફ ઘેરાયલી બિલાડી પોતાનું મરણ નજીક આવેલું જુએ છે એટલે નિર્ભય બની જઇ ઉલટી કુતરા પર હુમલો કરે છે; તેમ જ્યારે માણસની સર્વે આશા નષ્ટ થઇ જાય છે ત્યારે તે મનમાં આવે તેમ બોલી નાંખીને મનનો ઉભરો ખાલી કરે છે.

બાદશાહ અપરાધીની બોલી નહિ સમજતો હોવાથી તેણે વજીરને પુછ્યું કે, એ શું કહે છે? દયાળુ વજીરે ધાર્યું કે અપરાધીનું કહેવું બાદશાહને કહી સંભળાવીશ તો તેને ઘણીજ ક્રુર રીતે મરાવી નાખશે; તેથી તેણે જવાબ આપ્યો કે મહારાજ! એ કહે છે કે જે માણસ પોતાના ક્રોધને શાંત રાખે છે અને જીવો પર દયા રાખે છે તેને પ્રભુ પોતાનો મિત્ર બનાવે છે.

બાદશાહને આ વાત બહુજ ગમી ગઈ અને પેલા અભાગી કેદીને તેણે જીવતદાન આપ્યું.

પરંતુ એટલામાં બીજો એક નિર્દય વજીર ત્યાં બેઠેલો હતો તે બોલી ઉઠ્યો કે, "વજીરની પદવી ધરાવનારે બાદશાહની સમક્ષ અસત્ય બોલવું તે યોગ્ય નથી. એ કેદીએ તો આપ નામદારને મનમાં આવી તેવી ગાળો દીધી હતી અને તેથી એને તો ઉલટી વધારે સજા કરી રીબાવી રીબાવીને મારી નાખવો જોઇએ."

એની વાત સાંભળી બાદશાહે નારાજ થઇ કહ્યું-તમારી વગર વિચારની સાચી વાત કરતાં પહેલા વજીરની સમયસૂચકતા ભરેલી

જુદી વાત મને બહુ ગમી છે—કેમકે તે વાત મારી અને કેદીનો ભલાઇના હેતુથી કહેવામાં આવી હતી. અને તમે જે કહ્યું છે તે પહેલા વજીર ઉપરની તમારી અદેખાઇનેજ લીધે કહ્યું છે. બુદ્ધિશાળી જનોનું કથન છે કે:—જેનું પરીણામ ખરાબ આવે એવી સાચી વાત કરતાં તે જુદી વાત લાખો ઘણી ઉત્તમ છે કે જેથી ભલાઇ કરવાનો ઉપદેશ મળે છે.

બાદશાહોને અનેક પ્રકારની જંજાળ રહેતી હોવાથી તેમને ઘણી વખત પોતાના મદદનીશોનીજ સલાહ ઉપર આધાર રાખવો પડે છે; માટે જેઓ તેમને ક્રુર થવાની સલાહ આપે છે તેમને ધિક્કાર છે! બાદશાહ ફરીદેની મહેલની દીવાલના એક સુંદર ગોખમાં લખ્યું છે કે:-

"આ સંસાર ચાર દિવસનું ચાંદરણું છે; માટે જો હંમેશને માટે પોતાનું ભલું ઇચ્છતા હો તો પ્રભુ તરફ લક્ષ રાખીને જેટલા થવાય તેટલા ન્યાયી અને દયાળુ થાઓ; અને રાજ્ય સત્તાનો નિશોજ જરાપણ ચડવા દેતા નહિ—જુઓ, તમારા જેવા કેટલાએ તેણે બનાવ્યા છે અને ફના કરી દીધા છે અને:-

જ્યારે મરણ પાસે આવે છે ત્યારે સિંહાસન ઉપર મરવાવાળા બાદશાહમાં અને નીચે ભૂમિ પર મરનારા ભિખારીમાં કશોજ ભેદ રહેતો નથી."

## બુદ્ધનો વૈરાગ્ય

એક દિવસ શહેરના પૂર્વ દરવાજામાં થઇને રાજકુમાર મોટા રસાલા સાથે એક મોટા બાગમાં જતા હતા, તેવામાં રસ્તામાં તેમણે એકજ જર્જરિત અને અતિ નિર્બળ વૃદ્ધ પુરૂષને જોયો તે ઉપરથી તેણે પોતાના સારથીને પૂછ્યું આ કોણ છે? અને એ નિર્બળ કેમ થઇ ગયો છે? ત્યારે સારથીએ કહ્યું મહારાજ, એને ઘડપણે ઘેરી લીધો છે તેથી તેનું શરીર એવું નિર્માલ્ય થઇ ગયું છે. તમારા પીતા,

માતા, અને સર્વ સબંધીઓ એ દશામાં આવશે. સર્વ પ્રાણીની નિર્માણ કરેલી અન્ત દશા છે. કુમારે જવાબ દીધો "અરેરે! વૃદ્ધાવસ્થા તેમની સામાં ડોકીયાં કરે છે અને જુએ છે છતાં પણ પ્રાણીઓ શું એટલાં બધાં અજ્ઞાન, એટલાં બધાં નબળાં, અને મૂર્ખ છે કે જુવાનીથી મત્ત થઇ તેમાં મગરૂબ થાય છે! હું તો ચાલ્યો જાઉં છું, સારથી! મારો રથ જલદી ફેરવી દો. મારા શા હીસાબ છે? હું તો હવે પછી વૃદ્ધાવસ્થાના પંજામાં સપડાવાનો છું?" એમ કહી બાગમાં જવાને બદલે રાજકુમાર ઘેર પાછા ફર્યા.

બીજે દિવસે કુંવર રથમાં બેસી ગામના દક્ષિણ તરફના દરવાજામાં થઇને આનંદ બાગમાં જતા હતા. એવામાં તેમણે રસ્તામાં એક પુરૂષને મંદવાડથી પીડાતો જોયો. તાવથી તે સેકાઇ જતો હતો, તેનું શરીર ક્ષીણ થતું હતું અને કાદવથી છવાઇ ગયું હતું. તેને મિત્ર નહતો કે ઘર નહોતું. તેનાથી ભાગ્યેજ શ્વાસ લઇ શકાતો હતો; અને પોતાની દશા જોઇ અને મરણ પાસે આવેલું જોઈ તે ત્રાસ પામતો હતો. સારથિને તેને વિષે પુછતાં પોતે ધારેલો જવાબ મલ્યો. તે જોઇ તરૂણ કુમારે કહ્યું, "અરેરે તંદુરસ્તી માત્ર સ્વપ્નાના ખેલ જેવી છે; અને દુઃખના ભયથી આવી ભયંકર દશાજ થવી જોઇએ. પોતાનું ખરૂં સ્વરૂપ જાણ્યા પછી કયો ડાહ્યો પુરૂષ આનંદ ને મોજશોખનો વિચાર મનમાં કાયમ રાખશે!" કુંવર રથ ફેરવી ઘર તરફ પાછો ફર્યો.

ત્રીજી વખત શહેરના પશ્ચિમ દરવાજામાં થઇને તેઓ આનંદ બાગમાં જતા હતા, એવામાં તેમણે રસ્તામાં એક શબને ઠાઠડી પર સુવાડેલું અને તેના પર ચાદર ઢાંકેલી જોઇ. તેની ચારે તરફ સગાંને મિત્રો રૂદન કરે છે, ડુસકાં ભરે છે, વાળો તોડી નાંખે છે, માથે ધૂળ નાંખે છે, છાતી કુટે છે, અને હાય પીટ કરી તરેહવાર શોકના શબ્દો બહાર કાઢે છે. રાજકુમારે સારથીને આ દુઃખદાયક બનાવ જોવા કહ્યું અને પોતે બોલી ઉઠયો, 'અરે ધિક્ છે જુવાનીને, કેમકે વૃદ્ધા-

વસ્થાથી તેમનો અંત આવવાનો છે; ધિક છે તંદુરસ્તીને, કેમકે તેનો આટલા બધા રોગથી નાશ થવાનો છે, ધિક છે આ જીવનને; કેમકે મનુષ્ય બહુ ટુંકો વખત ભોગવે છે. પછી પ્રથમથીજ પોતાના વિચાર પ્રગટ કરી બાળકુમારે કહ્યું, "ચાલો, આપણે પાછા ફરીએ. મુક્તિ શી રીતે મેળવવી તે વિષે મારે વિચાર કરવોજ જોઇએ." એક છેલ્લા બનાવે તેમના વિચારનો છેડો આણ્યો. આનંદ બાગમાં જવા સારૂ તેઓ નગરના ઉત્તર દરવાજામાં થઇને જતા હતા એવામાં તેમણે એક ભીખારૂને જોયો. તે બહારથી શાન્ત અને વશ થયેલો દેખાતો હતો. તે નીચું જોતો હતો અને તેણે ભગવાં કપડાં પહેર્યાં હતાં. તેની આકૃતી પ્રૌઢ હતી અને તેના હાથમાં ભિક્ષા પાત્ર હતું. રાજકુમારે પૂછ્યું કે આ કોણ છે? સારથિએ ઉત્તર આપ્યો, 'સાહેબ, જેમને ભિક્ષુ એટલે ભીખ માગનારા કહે છે તેમાંનો આ એક છે. એણે સર્વ આનંદ અને સર્વ કામનાનો ત્યાગ કર્યો છે. અને તપશ્ચર્યામાં જીવન ગાળે છે. એ ઇન્દ્રિઓને વશ કરવા ધારે છે. એ ભક્ત થયો છે, ક્રોધ અને ઇર્ષા વગર તે ભીખ માગતો ચાલ્યો આવે છે. રાજકુમારે કહ્યું, "આ બરાબર કહ્યું, ભક્તના જીવનનાં હમેશાં ડાહ્યા માણસો વખાણ કરે છે. એ જીવન મારો આશ્રય છે તેમ બીજાં બધાં પ્રાણીનો પણ આશ્રય થશે. એથી આપણે ખરા જીવનમાં, સુખમાં, અને અમરત્વમાં જઇશું." આ શબ્દો બોલી બાલકુમારે રથ વાળ્યો ને ઘેર પાછો ફર્યો. સંસારનો ત્યાગ કરવાનો વિચાર માતા પીતાને જાહેર કર્યો. રાતના બાર વાગે કોઇ ન જાણે તેમ પોતાની સ્ત્રી તથા ન્હાના બાલકને સુતાં મેલી બૌદ્ધ એકદમ જંગલમાં તપશ્ચર્યા કરવા ચાલી નિકળ્યો. આ તીવ્ર વૈરાગ્ય બૌદ્ધ ભગવાનનો હતો.

## મન સાફ રાખવું જોઇએ.

મણીધર ઝળકે ઉપરથી અંદર વિષની સે'ર,  
કાંચન ઝળકે કેટલું ? થતાં કરે છે કેર.

સફેત પણ દેખાવમાં સોમલ કરતું ઝેર,
કાળી તોયે કસ્તુરીમાં બસ જીવન લ્હેર
માટે મારા નાથનો તો નિર્મળ ઈન્સાફ,
મેલા તનના માનવી મન હો ત્હારૂં સાફ.

## !!! એકયતા !!!

## ( હિંદુ અને મુસલમાનોની )

હીરા હિંદુ મુસલમાનો તણા બે એક ખાણે છે,
ખરા બંદા ખુદાના તો બધાને એક જાણે છે.
(બિરાદર આપણે બંને, અમે ગણીએ તમોને જો,)
બિરાદર આપ અમને ને, અમે ગણીએ તમોને જો
તુટે બંધન જુદાઈનાં અધુના જે પ્રથાને છે.
બનો અમ દુઃખમાં ભાગી બનાવા આપમાં અમને,
પરસ્પર દઈ દિલાસો એ બતાવા એકતાને છે
તમારૂં તે અમારૂં ને અમારૂં આપનું માનો,
ધર્મ ઈસ્લામ ને હિંદુ લખેલા એક પાને છે.
હવે હિંદુ–મુસલમાનો પરસ્પર ભાઈ ને ભેટી,
બિરાદર બેઉ સંપીને અભાગી દેશ ઉધ્ધારો.
"એક કુટુંબી આપણે, એક પીતા પરીવાર,"

## હાફીઝની કાવ્ય પ્રસાદી.

ભરી દે પ્રેમનો પ્યાલો હે! સાકી પી લઉં ખાંતે,
સરળ દીઠો શરૂમાં સ્નેહ દસ્તુર નીવડ્યો અંતે.
પ્રિયાના કસ્તુરી સમ કેશનો પરિમલ મલમ ચોરે,
તથા વળદાર કાળાં ઝુલ્ફ જીગરનું ખુંવરાવે છે.
નીખાલસ પ્રેમ ભક્તિથી તું બાહ્યાચાર રંગી લે,
ગુરૂ આદેશ શિષ્યોને પ્રણય પથની મીમાંસા દે
પ્રિયા પ્રાસાદમાં સુખની ઘડી ક્યાં આ લલાટે છે.

ઉડાવા બીસ્તરા ચાલો પળે પળ ઘંટ નાદો કરે.
નિશા છે ઘોર અંધારી વમળમાં જીવ અટવાયે,
કીનારે સ્વસ્થ ઉભેલાં તમોને હાસ્ય તો આવે.
સુખીને રિદ્ધ જીવન જઇ થયો બદલામ પુરો હું,
છુપું એ ગુહ્ય શાનું રહે જેમ જલીરામાં ગવાયે તે.
પ્રિયા પ્રત્યક્ષ દર્શન પામવાને ઇચ્છતો હારીઝ,
જગત જંજાળ છોડીને પ્રભુમાં લીન થાય છે.

## મહારાજા સયાજીરાવનો પ્રજાપ્રેમ

નામદાર વડોદરાના મહારાજા સાહેબે પ્રજા કલ્યાણ માટે શું કર્યું તેનું દિગ્દર્શન કરતાં બેહદ ખુશાલી પ્રાપ્ત થાય છે. કેમકે દરેક પ્રજા તેમજ વ્યક્તિની પ્રગતિનો પાયો કેળવણી ઉપર રચાય છે. તેથી મહારાજાએ કેળવણીનો ખુબ પ્રચાર કર્યો. જાપાનના મીકાડોની એવી અભિલાષા હતી કે પોતાના રાજ્યમાં એક પણ ગામડું નિશાળ વગરનું રહી જાય નહિ; અને એક પણ કુટુંબમાં નિરક્ષર માણસ રહે નહિ. જાપાનની પ્રજાનું આત્મબળ આપણા કરતાં એટલું બધું ઉત્તમ હતું કે મીકાડોની અભિલાષા પરીપૂર્ણ થઇ છે. હીંદી સરકાર તથા બીજાં દેશી રાજ્યોથી આગળ ધસી જઇને નામદાર ગાયકવાડ મહારાજાએ પ્રાથમિક કેળવણી આપણા રાજ્યમાં મફત અને ફરજીયાત કરી દીધી. આજે તેઓ નામદાર આવકનો સાતમો ભાગ એટલે લગભગ ૩૦ લાખ રૂપિઆ કેળવણી પાછળ ખર્ચે છે ને તેથી કેળવણીમાં બેહદ સુધારો થયો છે. મોટી ઉમરની પ્રજામાં જ્ઞાનનો ફેલાવો થાય એવા હેતુથી ગામેગામ લાઇબ્રેરીઓ કઢાવવામાં આવી છે ને પુસ્તકાલયો માટે દરવર્ષે લાખો રૂપિઆનું ખર્ચ કરી રહ્યા છે, એટલુંજ નહિ પણ પોતાની વહાલી પ્રજાને પુત્રવત ગણી તેને અનેક પ્રકારના સંસાર સુધારાના, નીતિ ધર્મના, સ્વરાજ્યના, ઇત્યાદી અનેક પ્રકારના ઉત્તમ લાભો આપ્યા છે કે જેના વડે વડોદરાની પ્રજા આજ રામ રાજ્યની પેઠે સ્વર્ગનું સુખ ભોગવી રહી છે.



## પ્રસંગ એકત્રીસમો

### સુભાષિત રત્ન

**अस्थिरं जीवितं लोके अस्थिरे धन यौवने ।**
**अस्थिरा पुत्र दाराश्च धर्मकीर्तिर्द्वयंस्थिरं ॥**

પ્રાણી માત્રના જીવતરનો, પૈસાનો, જુવાનીનો, છોકરાનો બરીનો, કોઇનો ભરોસો નથી. આજ છે ને કાલે નહિ; પણ ધર્મ અને કીર્તિ એ બે તો સ્થિર રહેવાનાં. માણસ મરી જાય છે પણ તેનાં સુકૃતો વીસરાતાં નથી.

**शिद्धांतः सर्वशास्त्राणामयं न कल्मषः परं ।**
**विश्वासघातात्पुण्यं च न परोपकृतेः परं ॥**

સર્વ શાસ્ત્રનો સિદ્ધાંત એવો છે કે વિશ્વાસઘાત સરખું મોટું પાપ નથી અને પરોપકાર જેવું બીજું મોટું પુણ્ય નથી.

**दरिद्रान्भर कौंतेय मा प्रयच्छेश्वरे धनं ।**
**व्याधितस्यौषधं पथ्य नीरुजस्यकिमौषधं ॥**

હે કુંતીના પુત્ર, અર્જુન, તું દરિદ્રીઓને આપ, ધનવંતને ન દેતો; રોગીને ઓષડથી ગુણ થાય છે; પણ નીરોગીને ઓષડ શું કરવા જોઇએ ? શંકરાચાર્ય પણ લખે છે કે **देयं दीनजनाय च चित्तं** દીન માણસને ધન આપ એવા દાખલા ઉપરથી ઉઘાડું થાય છે કે નિરાશ્રિતોનેજ દાન કરવું.

**परित्यजेदर्थकामौ यौ स्यातां धर्मवर्जितौ ।**
**धर्मचाप्य सुखोदर्कं लोकविद्विष्टमेव च ॥**

શાસ્ત્રથી ઉલટે રસ્તે દોલત અને સુખ મળતાં હોય તો તે

દોલત અને સુખનો ત્યાગ કરવો અને જે શાસ્ત્રોથી ભવિષ્યમાં દુઃખ પ્રાપ્ત થાય અથવા તે માણસ જાતને દુઃખદાયક થઈ પડતાં હોય તો તે શાસ્ત્રનો પણ ત્યાગ કરવો.

**नष्टं मृतमतिक्रांतं नानुशोचांति पंडिता**
**पंडितानां च मूर्खाणां विशेषोयं यतः स्मृतः ॥**

જે વસ્તુનો નાશ થયો છે, જે માણસ મરી ગયું, જે વાત થઈ ગઈ, તેનો શોક પંડિતજન કરતા નથી. પંડિતમાં અને મૂર્ખમાં એટલોજ ભેદ છે.

**शोकस्थान सहस्त्राण भयस्थान शतानि च**
**दिवसे दिवसे मूढमाविशति न च पंडितं ॥**

શોકના ઠેકાણાં હજારો છે ને ભયના સ્થાન સેંકડો છે માટે એવા જો શોક કર્યા કરીએ તો દહાડે દહાડે મૂઢપણું આવે ને ડહાપણ જતું રહે; મૂઢને શોક નડે છે; પંડિતને નહિ.

**दानेन पाणिर्नतुकंकणेन ।**
**श्रोतं श्रुतेनैव नतु कुंडलेन ॥**
**विभाति कायः करूणापराणां ।**
**परोपकारेण नतु चंदनेन ॥**

હાથ દાન ધર્મ કરવાને માટે આપ્યા છે. કલ્લાં, સાંકળાં તથા ફૂલના ગજરા ઘાલવાને નહિ; કાન આપેલા છે તે હરી ગુણ સાંભળવાને, કડકીઆંને કુંડળો લડકાવાને નહિ; પારકાના ઉપર દયા અને પરોપકાર કીધાથી કાયા શોભે છે, મળીઆગરાં તથા ચંદન કેસરના લેપથી અને તીલકો કરવાથી નહિ.

**अनन्याश्चिन्तयं तोमा ये जनाः पर्युपासते ।**
**तेषां नित्याभियुक्तानां योगक्षमं वहाम्यहम ॥**

જે પુરૂષો અનન્ય ભાવથી મારૂં ચિંતન કરતા થકા મારી

ઉપાસના કરે છે તે નિત્ય આદરપૂર્વક મારૂં ચિંતન કરનારા પુરૂષોના યોગક્ષેમને હું વહન કરૂં છું.

**मातृवत् परदारेषु परद्रव्येषु लोष्टवत् ।**
**आत्मवत् सर्व भूतेषु यः पश्यति स पश्यति ॥**

જેની વૃત્તિ પર સ્ત્રીમાં માતા સમાન છે, જે પર દ્રવ્યને માટીના ઢેફા સમાન માને છે, તથા ભૂત માત્રને પોતાના તુલ્ય જુએ છે; તેજ ખરેખરૂં જુએ છે.

**अनित्यानि शरीराणि विभवो नैव शाश्वतः ।**
**नित्यः सन्निहितो मृत्युः कर्त्तव्यो धर्मसंग्रहः**

શરીરો નાશવંત છે; તેમજ વૈભવો શાશ્વત નથી; અને મૃત્યુ નિત્ય પાસે રહેલું છે, તેથી ધર્મનો સંગ્રહ કરવો.

**यद्दच्छा लाभ संतुष्टो द्वंद्वातीतोविमत्सरः ।**
**समः सिद्धावसिद्धौ च कृत्वापि न निबध्यते ॥**

દૈવેચ્છાથી પ્રાપ્ત થએલી વસ્તુથી સંતોષ માનનારો સુખદુઃખથી રહિત, મત્સર વિનાનો, કાર્યની સિદ્ધિ કે અસિદ્ધિને સમાન માનનારો, અનેક કર્મ કર્યાં છતાં પણ બંધાતો નથી.

**કુમારપાળ રાજાના વખતની પાટણની મહત્તા.**

અણહીલવાડનો ઘેરાવો બાર કોસમાં છે, જેમાં ૮૪ ચોક અને ૮૪ બજાર છે, સોના અને રૂપાના સીક્કા પાડવાની ટંકશાળો છે, દરેક નાતનો જુદો મહોલ્લો છે, તેમજ હાથીદાંત, રેશમ, હીરા, મોતી વગેરે દરેક ચીજનું જુદું બજાર છે. એક સરાફોનું બજાર, એક તેલો અને અત્તરનું બજાર, એક વૈદ્યોનું બજાર અને એક કારીગરોનું બજાર છે. ખારવાઓનાં અને ભાટો તથા ચારણોના જુદા મહોલ્લા છે. આ શહેરમાં અઢાર વર્ણના લોક રહે છે, રાજ્યમહેલ, શસ્ત્રાગાર, હસ્ત્યાગાર, અશ્વાગાર, રથાલય વીગેરે તથા રાજ્યનાં વહીવટી ખાતાનાં મકાનોથી એક જુદા શહેર જેવો લાગે છે. તેજાના, ફળો, ઔષધો,

કપુર, ધાતુઓ અને બીજી મોંઘી સ્વદેશી કે પરદેશી ચીજોના આવક જાવક તથા વેચાણ ઉપર કર લેવા માટે દરેક માલની જાતદીઠ જુદી માંડવી છે. આ શહેરમાં બધી દુનિયાનો વેપાર ચાલે છે, દરરોજ એક લાખ ટકા (લગભગ પાંચ હજાર રૂપીઆ) ની આવક થાય છે. તમે પાણી માગો તો ત્યાંના લોકો દુધ આપે છે. અહિં ઘણાં જૈન મંદિરો છે, અને તળાવના કાંઠા ઉપર સહસ્રલિંગ મહાદેવનું મંદિર છે. ચંપક, પુન્નાગ (એટલે નાગકેશર) તાલ, જાંબુ, ચંદન, આંબા વીગેરે વૃક્ષોની લતાથી આચ્છાદિત તથા અમૃત જેવાં જળનાં ઝરણા-વાળી ઘટાઓમાં લોકો ફરવા જાય છે. અહિ બ્રાહ્મણો વેદ વિષે વિવાદો કરે છે. તથા શિષ્યોને ભણાવે છે. અહીં ઘણા જૈન યતિઓ છે અને પોતાનું વચન પાળનાર તથા વેપારમાં કુશળ ઘણા વેપારીઓ છે. વ્યાકરણની ઘણી પાઠશાળાઓ છે. અણહીલવાડ નરસમુદ્ર છે. સ-મુદ્રનું પાણી માપી શકાય તો અણહીલવાડની વસ્તીની ગણતરી કરી શકાય. લશ્કર અસંખ્ય છે તેમજ ઘંટાધારી હાથીઓનો પાર નથી.

### દશા ફરે ત્યારે બુદ્ધિ કામ આવતી નથી.

અજ્ઞાની જરા જોને ઝીણી આંખ ખોલી. અ૦
કેમ માયામાં રહ્યો ડોલી—અજ્ઞાની.

સીતા હરી જ્યારે રાવણે ગઇ ક્યાં ?
રામની શકિત અતોલી,
એજ રાવણ બળ ક્યાં ગયું,
જ્યારે રામે લંકા રોળી.—અજ્ઞાની.

દશા ફરે ત્યારે બુદ્ધિ ફરે, જાય ચુલે ચતુરાઇ;
હાથકેરાં હથિયાર રહે હાથમાં, એમના એમ કટાઇ. અ૦

### કર્મ પ્રમાણે સુખદુઃખ આવે છે.

કોઇનું કર્યું કંઇ થાય નહિ, છે કર્મ સહુ કરનાર—કોઇ૦
કર્મ સહુ કરનાર ન કોઇથી, કર્મ કદી ફરનાર—કોઇ૦

કર્મ કાગળે પૂર્વ જનમમાં, દીધાં જમે થનાર;
દીધાં તેવા લેવા પાછા, એજ કર્મ વ્યવહાર—કોઇ૦

જમે કરાવ્યા હશે કાંકરા, મણી નથી મળનાર;
જમે મણી તો વિશ્વધણીથી, ટાળ્યા નથી ટળનાર.—કોઇ૦

## સંસાર સ્વપ્ના જેવો છે.

આ સ્વપ્ના સમ સંસાર, સમજી લ્યોને શાણા;
દુર્લભ માનવ અવતાર, અવની મહીં ઓરાણા;
બાળપણું રમતાં ગુમાવે, જુવાનીમાં લંપટપણું ભાવે;
વૃદ્ધપણાએ, જીવ લોભે તણાયે રટે નહિ કીરતારરે—આ૦
મરણશ્વાસ જવ ચાલુ થાયે, કૃત્ય કુડાં નજરે ઉભરાયે;
પીડાય ભારે પસ્તાય પાપી ત્યારે આંસુ વહે ચોધારે—આ૦

## સુખદુઃખ સદા રહેતાં નથી.

સુખદુઃખ નિશદિન ન રહેતાં, ઘટ માળે જાય જળ વહેતાં,
ભરતીઓટ સાગરમાં થાતી, સૂર્ય ચંદ્રતણી ગતિ પલટાતી;
પ્રાણી માત્રના ચક્ર ભાગ્યનાં, ઉંચે નીચે ચઢતાં–ઘટ.
સંપત્તિમાં કદી નવ હરખાતાં, વિપત્તિમાં મનમાં ન મુંઝાતા;
સજ્જન ઇચ્છા ગણી હરીની, મનમાં મગ્ન ફરતા, ઘટ.

## આવો જન્મ પુનઃ મળનાર નથી.

આવો જન્મ મળે નહિ વારંવાર, કરો પ્રભુ પ્રીતમથી પ્યાર
પ્યાર–આવો.
ઝાકળ જળથી કેમ બને કહો, મુક્તા મણીના હાર;
કાયા તમને કાંચન જેવી, ફરી ફરી ક્યાં મળનાર–આવો.
દેહ દેવળના મન મંદિરમાં, પ્રભુ પ્રીતમના દ્વાર;
કોટિક કામ રસાળ છબીએ, ફરી ફરી ક્યાં મળનાર–આવો.

## સેવાભાવી.

સત્તા, ધન અને કીર્તિની લાલચથી અમુક વસ્તુ સંબંધી પ્રેમ ધારણ કરનારાઓ તો અસંખ્ય છે, પણ સદ્‌ગુણોની પ્રાપ્તી માટે અને સર્વના લાભ માટે કોઈ પણ બાહ્ય પદાર્થની ઇચ્છા વિના સર્વત્ર સર્વદા પ્રેમ ધારણ કરનારાઓ તો વિરલા છે.







આ રમલશાસ્ત્રનો કર્તા કોણ હતો ? તથા તે કેટલા વર્ષ પુર્વે લખાએલું તેની ખરી માહીતી હજુ સુધી મળી નથી. પણ આ રમલશાસ્ત્રનું પુસ્તક નેપોલીયન બોનાપાર્ટની ચમત્કારી વસ્તુસંગ્રહ કરવાની લીપઝીગમાં સંગ્રહસ્થાનમાં હતું. ત્યાંથી આ પુસ્તક મળી આવેલું છે, તે પોતાની મોટી મોટી મસલત કરવાની વખતે ઘણું કરીને આ પુસ્તક ઉપરથી પ્રશ્ન જોતો એવું કહેવાય છે. આ પુસ્તક આસરે પાંચસે વર્ષ ઉપર જર્મન ભાષામાં લખેલું હતું. તથા તે ભાષામાં એક જ પ્રત હતી. આ રમલશાસ્ત્રમાં કોઈ પણ પ્રશ્ન જોવામાં આવે તો તેનો જવાબ ઘણું કરીને ખરો આવે છે. એવું ઘણાં કારણો ઉપરથી સમજાયું છે.

## પ્રશ્ન જોવા માટે સુચના.

એક જ દહાડે એક જ પ્રશ્ન બે વખત જોવો નહિ ને પ્રશ્ન જોતી વખતે મન સ્થીર રાખવું.

પ્રશ્ન જોયા પછી ફળપ્રાપ્તિ માટે યથાશક્તિ ધર્મદાન કરવું.

પ્રશ્ન જોતી વખતે તમારા ઈષ્ટદેવનું સ્મરણ કરવું.

પ્રશ્ન હમેશાં સારા ચોઘડીયામાં જોવો.

પ્રશ્ન જોતી વખતે સ્થાન પવિત્ર હોવું જોઇએ !

## આ નીચે જણાવેલા પ્રશ્નોમાંથી કોઈ પણ પ્રશ્ન ધારો.

૧ મારી ઈચ્છા પુરી થશે કે નહિ ?

૨ મને મારા કામમાં જશ મળશે કે નહિ ?

૩ મને મારા ધંધામાં લાભ થશે કે નહિ ?

૪ મને પરદેશમાં રહેવું પડશે કે નહિ ?

૫ ગામ ગયેલો પાછો આવશે કે નહિ ?

૬ મારી ચોરાએલી મીલકત પાછી મળશે કે નહિ ?

૭ મારો મિત્ર મારી સાથે પ્રમાણિકપણે ચાલે છે ક નહિ ?

૮ મને મુસાફરી કરવી પડશે કે નહિ ?

૯ તે માણસ મને ચાહે છે અથવા માને છે કે નહિ ?

૧૦ આ લગ્ન સફળ થશે કે નહિ ?

૧૧ મને કેવા પ્રકારની સ્ત્રી અથવા વર મળશે ?

૧૨ તે સ્ત્રીને છોકરો થશે કે છોકરી ?

૧૩ તે રોગી સારો થશે કે નહિ ?

૧૪ તે કેદમાંથી છુટશે કે નહિ ?

૧૫ આજને દહાડે મને લાભ થશે કે નહિ ?

૧૬ મારૂં સ્વપ્નું શું બતાવે છે ?

નીચે બતાવેલી શૂન્યોની માળામાંથી તમે બનાવેલી માળા શોધો ને પછી જેટલામો પ્રશ્ન ધાર્યો હોય, તેટલા અક્ષર તે માળા નીચેથી ગણો. જે અક્ષર આવે તે અક્ષરના કોઠામાં તમારી માળા સામે જવાબ છે.

| | | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| શૂન્યોની હારમાળા | | ○ | ○○ | ○ | ○○ | ○○ | ○○ | ○○ | ○○ | ○ | ○ | ○○ | ○ | ○ | ○ | ○ | ○○ |
| | | ○ | ○ | ○○ | ○ | ○○ | ○○ | ○ | ○○ | ○ | ○ | ○ | ○○ | ○○ | ○ | ○○ | ○○ |
| | | ○ | ○○ | ○ | ○ | ○○ | ○ | ○ | ○ | ○○ | ○ | ○○ | ○○ | ○○ | ○○ | ○ | ○○ |
| | | ○ | ○ | ○ | ○○ | ○ | ○○ | ○ | ○ | ○○ | ○○ | ○○ | ○○ | ○ | ○ | ○○ | ○○ |
| પ્રશ્ન | ૧ | ક | ખ | ગ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ | ઞ | ટ | ઠ | ડ | ઢ | ણ | ત |
| | ૨ | ખ | ગ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ | ઞ | ટ | ઠ | ડ | ઢ | ણ | ત | ક |
| | ૩ | ગ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ | ઞ | ટ | ઠ | ડ | ઢ | ણ | ત | ક | ખ |
| | ૪ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ | ઞ | ટ | ઠ | ડ | ઢ | ણ | ત | ક | ખ | ગ |
| | ૫ | ઙ | ચ | છ | જ | ઝ | ઞ | ટ | ઠ | ડ | ઢ | ણ | ત | ક | ખ | ગ | ઘ |
| | ૬ | ચ | છ | જ | ઝ | ઞ | ટ | ઠ | ડ | ઢ | ણ | ત | ક | ખ | ગ | ઘ | ઙ |
| | ૭ | છ | જ | ઝ | ઞ | ટ | ઠ | ડ | ઢ | ણ | ત | ક | ખ | ગ | ઘ | ઙ | ચ |
| | ૮ | જ | ઝ | ઞ | ટ | ઠ | ડ | ઢ | ણ | ત | ક | ખ | ગ | ઘ | ઙ | ચ | છ |
| | ૯ | ઝ | ઞ | ટ | ઠ | ડ | ઢ | ણ | ત | ક | ખ | ગ | ઘ | ઙ | ચ | છ | જ |
| | ૧૦ | ઞ | ટ | ઠ | ડ | ઢ | ણ | ત | ક | ખ | ગ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ |
| | ૧૧ | ટ | ઠ | ડ | ઢ | ણ | ત | ક | ખ | ગ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ | ઞ |
| | ૧૨ | ઠ | ડ | ઢ | ણ | ત | ક | ખ | ગ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ | ઞ | ટ |
| | ૧૩ | ડ | ઢ | ણ | ત | ક | ખ | ગ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ | ઞ | ટ | ઠ |
| | ૧૪ | ઢ | ણ | ત | ક | ખ | ગ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ | ઞ | ટ | ઠ | ડ |
| | ૧૫ | ણ | ત | ક | ખ | ગ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ | ઞ | ટ | ઠ | ડ | ઢ |
| | ૧૬ | ત | ક | ખ | ગ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ | ઞ | ટ | ઠ | ડ | ઢ | ણ |

# પ્રશ્ન જોવાની વિગત.

પ્રથમ પાનામાં આપેલા સોળ પ્રશ્નોમાંથી તમારી મરજી પડે તે એક પ્રશ્ન ધારો, પછી એક કોરા કાગળ ઉપર તમારી મરજી પડે તેટલાં મીંડાં અથવા (૦) શુન્યોની ચાર લાઇન બનાવો, દરેક લાઈનમાં તમારી મરજી પડે તેટલાં મીડાં મુકવાં. જુઓ નીચે મુજબ:—

| | | | |
|---|---|---|---|
| ૧ | ૦૦૦૦૦૦૦ | ૦ | |
| ૨ | ૦૦૦૦૦૦ | ૦૦ | પછી દરેક લાઇનનાં મીડાં |
| ૩ | ૦૦૦૦૦ | ૦ | એકી છે કે બેકી તે ગણી |
| ૪ | ૦૦૦૦૦૦૦૦ | ૦૦ | જુઓ |

એકી હોય તો બાજુમાં બે મીડાં મુકવાં. આ સામે બતાવેલાં મીંડાંની પહેલી લાઈનમાં સાત મીંડાં છે તો તે એકી ગણાય માટે તેનું એક મીંડું બાજુમાં મુકવું. બીજી લાઇનમાં ૭ મીંડાં હોવાથી તે બેકી ગણાય માટે બાજુમાં બે મીંડાં મુકવાં. આ પ્રમાણે ચારે લાઇનમાં મીડાંઓ ગણીને એકી સંખ્યાનું એક ને બેકી સંખ્યાનાં બે મીંડાં બાજુમાં મુકવાં. આ પ્રમાણે જે એકી, બેકી મીંડાંઓ આવ્યાં તેને શુન્યમાળા કહેવામાં આવે છે. આ માળા તૈયાર થયા પછી પાછળ પાનામાં કોઠો બતાવેલ છે તેની અંદર જે માળાઓ બતાવેલી છે તેમાંથી આપણી બનાવેલી માળા શોધવી. પછી જેટલામો પ્રશ્ન ધાર્યો હોય તેટલા અક્ષર તે માળાની નીચેથી ગણવા. જે અક્ષર આવે તે અક્ષરનો કોઠો જોવો તેમાં તમારી શુન્યની માળા પાસે તમારો જવાબ તમને મળશે.

જે તું ઇચ્છે છે તે તને જલદીથી મળશે.                    ક

દુઃખ તથા સંકટો છે.

તે તું કાંઈ આજ કરે છે, તે વિષે સાવધ રહે, નહિ તો તારા ઉપર સંકટ પડશે.

તે કે દી મરશે અને તે બાબત તેના મિત્રને ઘણી ધાસ્તી લાગી છે.

તે હાલ જીવશે, પણ તેને મરવાનો ભય છે.

એક સારી રૂપવાળી પણ કલશ કરાવનારી છોકરી થશે.

તને એક ધર્માત્મા અને સારા ગુણવાળી સ્ત્રી યા પુરૂષ મળશે.

જો તું આ સ્ત્રી યા પુરૂષ સાથે લગ્ન કરીશ તો ઓચિંતે ઠેકાણેથી શત્રુ પેદા થશે.

જો તું આ પ્રીતિ છોડી દે તો સારૂં છે, કેમકે તે હંમેશની ખરી નથી.

તું મુસાફરી કરવી છોડી દે, તેથી તારો સ્વાર્થ સરવાનો નથી.

ગામ ગયેલો આનંદથી પાછો આવશે.

હમણાં જે ઠેકાણે તું છે ત્યાંથી તું ખસવાનો નથી.

તું હીન ભાગ્યનો છે, તેથી સહાય થવાને તું પરમેશ્વર પાસે આજીજી કર.

સારા કામમાં પરમેશ્વર તને આશ્રય આપશે.

તમો બંનેમાં સાચી તથા કપટ વગરની મૈત્રી છે.

તારી ચોરાઈ ગયેલી વસ્તુ પાછી મળવાની નથી.

જે લાભ તારા નસીબમાં છે તે લેવાનો બીજાને લોભ થયો છે. બ

જે કાંઈ તારી આશાઓ છે તે હમણાં છોડી દે.

કોઇ એક પુરૂષ તારા ઉપર કૃપા તથા મહેરબાની કરશે.

તારા ઉપર કેટલા એક શત્રુ છે તે તને ફાંસામાં નાંખીને દુઃખ દેશે.

મોટી મહેનતથી તેને ફરીથી માફી અથવા રજા મળશે.

તે રોગી બચવાનો નથી.

તે બાઇડીને છોકરો થશે, તે ભણેલો થશે તથા શાણો થશે.

તેને માતબર વર્યા સ્ત્રી મળશે.

આ લગ્નથી તને મોટું ભાગ્ય તથા દોલત મળશે.

આ પ્રીત એ એક પ્રમાણિક તથા નિષ્કપટી માણસથી છે.

મસાફરીમાં પરમેશ્વર તારી સંગાથે રહેશે તથા તારૂં કલ્યાણ કરશે.

જે ખોટા તથા ઠગ મિત્ર છે તેથી હોંશિયાર રહે.

તારી ચીજ તને એકાએક મળશે.

સ્નેહ ભાવ માટે તેનાથી ઘેર પાછું અવાતું નથી.

તારૂં રહેવાનું મકાન અહિયાં નથી માટે જગ્યા બદલવાની તૈયારીમાં રહેજે.

તને લાભ થવાનો નથી માટે ડાહ્યો થઇને હોંશિયાર રહેજે.

પરમેશ્વરના આશિર્વાદથી તને મોટા લાભ થશે. ગ

ખરેખર તું ભાગ્ય હીન છે પરમેશ્વરની સહાયતા માટે તેના કાલાવાલા કર.

તારી ઇચ્છાઓ જો નિર્મળ હશે તો તે પુરી પડશે.

તારા મિત્રોમાં શાંતિ તથા વૃદ્ધિ છે એમ દેખાય છે.

આજ સારી પેઠે હોંશિયાર રહે નહિ તો તારા પર સંકટ પડશે.

તે કેદીને મારી અથવા છુટ મળવામાં ઘણી અગવડ પડશે.

તે રોગી સારો થશે અને પછી શરીર સંપત્તિ ભોગવશે.

તે સ્ત્રીને છોકરી થશે અને દુઃખ પડશે.

તે માણસ પાસે ઘણું ધન નથી, તેમ દયામય અવસ્થાનો છે.

તું આ લગ્ન કરીશ તો દુઃખી થઇશ.

લગ્નને માટે સ્ત્રીની ખુશામત કરવી છોડી દે, તેથી તારો નાશ થશે.

તારૂં મુસાફરી જાવું મિથ્યા છે, ઘેર રહીશ તો સારૂં છે.

ખરી તથા નિષ્કપટી મિત્રાચારી ઉપર વિશ્વાસ રાખ.

જે તે ખોયું છે તે ફરીથી મળવાનું નથી.

ગામ ગયેલો માણસ આજારી છે માટે તે તને મળવાનો નથી.

જ્યાં તું છે ત્યાંજ રહેવું વધારે બહેતર છે.

બીજા દેશમાં તને પુષ્કળ ધન દોલત મળશે. **ઘ**

પ્રમાણિક પણે જો તું રહેશે તો તને બમણું મળશે.

પરમેશ્વર તારા નઠારા ભાગ્યને બદલીને તને જશ તથા સુખ આપશે.

તું પોતાની કલ્પના ફેરવ, નહિ તો દુઃખી તથા દરીદ્રી થઈશ.

તારા ઉદ્યોગમાં પણ વિઘ્ન આડાં આવશે એમ દેખાય છે.

જે કાંઇ વાસનાઓ તારા મનમાં હોય તે કાઢી નાખ!

આ વખત પણ તે કેદીના બંધ ફરીથી ખલાસ થશે.

રોગીનું દુઃખ ઘણા દહાડાનું તથા સંદેહવાળું છે.

તે સ્ત્રીને એક સ્વરૂપવાન તથા આજ્ઞા પાળનારો છોકરો થશે.

તે પુરૂષ હલકી પદવીનો છે, પણ પ્રમાણીક મનનો છે.

આ લગ્ન તારાં કલ્યાણની તથા સંપત્તિની વૃદ્ધિ કરશે.

તારૂં સારૂં બોલતો નથી એવા એક પુરૂષ ઉપર તે પ્રીતિ કરે છે.

આગલા પાછલા વિચાર કરી, જોઇને ચાલજે તો મુસાફરી સફળ થશે.

તે જે બોલે છે તેવું તેના મનમાં નથી, કેમકે તે ખોટા મનનો છે.

કાંઈ પૈસા ખરચ્યાથી તથા શ્રમ કર્યાથી તારી વસ્તુ તને ફરીથી મળશે.

ગામ ગયેલાને ફરીથી જોવાની આશા રાખીશ નહિ.

પરદેશ ગયેલો તું ધારે છે તેમ, જલદીથી પાછો આવવાનો નથી. ૬૦

તું પોતાના મિત્રોમાં રહે, તેથી કરીને તારૂં સારૂં થશે.

જે તું બોલે છે તે તને આગળ મળશે.

તું ભાગ્ય હીન છે માટે પરમેશ્વરની પાસે કાલાવાલા કર તથા પ્રમાણિકપણે રહે.

એક મિત્રથી તારી ઇચ્છા પુરી થશે.

તારૂં સ્વપ્નું એમ કહે છે કે તારા શત્રુઓ છે. તારો નાશ કરવા તથા દુઃખ દેવાનો ઉદ્યોગ કરે છે.

એક વેરી તારી સાથે કજીઓ કરીને દુઃખમાં નાંખવાનો ઉપાય કરે છે.

કેદીને ચિંતા તથા દુઃખ મોટું છે અને તેનો છુટકો થવાનું ખચિત નથી.

રોગી જલ્દીથી સારો થશે અને તેને હવે ભય નથી.

તે સ્ત્રીને છોકરી થશે, તે આબરૂદાર તથા માનવાળી થશે.

તને સદ્દગુણી સ્ત્રી યા વર મળશે.

આ લગ્નથી તને મુશ્કેલી પેદા થશે માટે સમજણો થા.

તેની પ્રીત તારા ઉપર ખોટી છે તથા બીજા ઉપર ખરી છે.

હવે તું મુસાફરી કરીશ મા તેથી તને સંકટ પેદા થશે.

આ માણસ ભલો તથા કપટ વગરનો તથા સારૂં માન આપવા યોગ્ય છે.

તારી ખોવાયલી જણસ મળવાની નથી.

ઉતાવળ નહિ કરીશ તો તારી જણસ તને પાછી મળશે, ચ

ગામ ગયેલા માણસનું પાછું આવવું તેના હાથમાં નથી.

પરદેશમાં તને લાભ તથા યશ મળશે.

ધીરજ ધરીને રહે, તારા નશીબમાં મોટો લાભ થવાનો છે.

હમણાં તારૂં કામ થવાને મોટી અડચણ છે.

હમણાં તારી ઇચ્છાઓ નિષ્ફળ છે.

તારા ઉપર સંકટ તથા દુ:ખ પડશે એમ દેખાય છે.

આ દહાડા નઠારા છે તે માટે તું તારી ધારણા ફેરવ.

તે કેદી બંધન મુક્ત થઇને છુટશે.

તે રોગી સારો થશે એ વિષે સંદેહ છે.

તે સ્ત્રીને સારો શોભીતો છોકરો થશે.

તને એક ગમતા સ્વભાવનો વર યા સ્ત્રી મળશે.

તારી ધારણાઓ તારી શાન્તિ તથા સમાધાનનો નાશ કરશે.

આ પ્રીતિ કરવાનો આરંભ કરે છે તેથા તને દુ:ખ થવાનું નથી.

તું મુસાફરી કરવાનો આરંભ કરે છે તેથી તને દુ:ખ થવાનું નથી.

જો તું આ મિત્ર ઉપર વિશ્વાસ રાખીશ તો તને દુ:ખ પેદા થશે.

આ મિત્ર બીજા સઘળા કરતાં સઘળી વાતે સારો છે, ૬૭

તારે આ તોટો ધીરજથી સહેવો જોઇશે.

ગામ ગયેલો માણસ એકાએક પાછો આવશે.

તું તારાં સગાંવહાલામાં રહે તેથી તારી આફત મટશે.

તારા ધંધામાં તને લાભ થનાર નથી.

તારા ઉપર પરમેશ્વર કૃપા કરશે.

તારૂં કામ નહિ બને.

તું તારા શત્રુના હાથમાંથી વહેલો છુટીશ.

તારા ઉપર આફત આવે છે તેમાંથી બચવાનું તને અઘરૂં પડશે.

તે કેદી મુવા વગર છુટવાનો નથી.

પરમેશ્વરની કૃપાથી તે રોગી સારો થશે.

તે બાઇડીને દીકરો થશે, પણ તેનું શરીર રોગી થશે.

તને એક જુવાન પ્રમાણિક તથા શોભીતી સ્ત્રી કિંવા પુરૂષ મળશે.

આ લગ્ન રહેવા દે, એથી તને સુખ થવાનું નથી.

આ પ્રીતિ છોડી દે.

કોઈ વખત તને બહાર મુસાફરી કરવી પડશે. પણ કાં અચાનક તારે ઘેર પાછું આવવું પડશે.

તું પરદેશ જવા નીકળ્યાથી તારા મનમાં છે તેવું થશે. **૭૪**

તારો ઢોંગી મિત્ર તારા ઉપર વેર રાખે છે.

તારી ખોવાએલી મિલ્કત પાછી મળવાની આશા ફોગટ છે,

કોઈ એક કામ માટે તેનાથી પાછું અવાતું નથી.

પરદેશમાં તારૂં ભાગ્ય મોટું છે.

આ ધંધો છોડી દે એટલે તારૂં સારૂં થશે.

તારૂં કામ થવાનું નથી, તારી આશા ફોગટ છે.

જે તું ઇચ્છે તે તને મળશે.

આજ તારા નસીબમાં સારો લાભ છે એમ દેખાય છે.

તું તારા જીવને ધીરજ આપ, તારૂં નસીબ જલદીથી ઉઘડશે.

ઘણા દહાડા તે કેદમાં રહી છુટો થશે.

તે રોગી સારો થશે.

તે સ્ત્રીને એક નિરોગી છોકરો થશે.

થોડા દહાડામાંજ તું પોતાની બરાબરની સાથે લગ્ન કરીશ.

જો તું સુખી થવા ચાહતો હોયતો આ સ્ત્રી અથવા પુરૂષ સાથે લગ્ન કરજે.

તે માણસની તારાપર પ્રીતી છે તે છેવટ સુધી તેવીજ રહેશે.

પ્રીતિ ઘણી છે, પણ લોક તેની અદેખાઇ કરશે. ૭૬

મુસાફરી કરવાથી કાંઇ તને મળવાનું નથી.

તારો મિત્ર જેવો પ્રમાણિક હોય એમ તું ઇચ્છે છે, તેવોજ તે પ્રમાણિક છે.

એક ધુતારા માણસથી તારી ચોરાએલી ચીજ મળશે.

ગામ ગયેલું માણસ ખુશીથી વહેલું પાછું આવશે.

પરદેશમાં તારૂં સારૂં થનાર નથી.

તારૂં નસીબ વહેલુંજ નઠારૂં થશે.

તારા ધાર્યા પ્રમાણે કામ સિદ્ધ થશે.

તારા પર સંકટ આવશે એવી જે તને બીક છે તે દુર થશે એમ દેખાય છે.

જે તારા વેરીઓ તારૂં નઠારૂં ઇચ્છે છે તે વિષે તું હોશિયાર રહેજે.

થોડા દહાડા પછી તે કેદી વિષેની તારી ચિંતા મટશે.

જે થકી તને સુખ થવાનું નથી તેવી સ્ત્રી યા પુરૂષ તને મળશે.

પરમેશ્વર તે રોગીને ફરીથી તંદુરસ્તી તથા શક્તિ આપશે.

સર્વનું સારૂં કરનાર જે પરમેશ્વર તે ઉપર તું ભરોસો રાખ.

તે સ્ત્રીને એક સારી શોભીતી છોકરી થશે.

એ લગ્ન તારી મરજી પ્રમાણે થનાર નથી.

ઞ

આ લગ્ન થવું કઠણ છે.

એક પ્રમાણિક માણસથી આખરી પ્રીતિ છે.

મુસાફરીમાં તારી આબાદી થશે,

તું આ માણસની દોસ્તી ઉપર વિશ્વાસ રાખીશ નહિ.

તારી જણસ ગઈ છે, પણ તેના ચોરને સજા થશે.

તું મુસાફરીમાંથી કેટલાક દિવસ સુધી આવવાનો નથી.

પરદેશમાં તને દ્રવ્ય તથા સુખ મળશે.

હમણાં તારા કામની સિદ્ધ થવાની નથી.

તારૂં કામ સિદ્ધ થશે.

તું પોતાની ધારણા ફેરવ એટલે તારૂં સારૂં થશે.

તારી પાસે ઘણા ઠગો છે એમ દેખાય છે.

ઘણી વિપત્તિ ભોગવ્યા પછી તું સુખી થઈશ.

તે કેદી છુટશે.

તે રોગી મરશે.

તે સ્ત્રીને છોકરો થશે.

તું સંપથી રહે એટલે તારૂં કામ વહેલું થશે.

૮

તને એક સુંદર સ્ત્રી તથા વર મળશે.

આ લગ્નમાં ઘણાં વિઘ્ન પડશે.

આ પ્રીતિ ખોટી અથવા ચંચળ છે.

મુસાફરીમાં દૈવ તને પ્રતિકુળ થશે.

તારા ઉપર તે માણસની પ્રીતિ ખરી છે, તું વિશ્વાસ રાખ.

તારી વસ્તુ તને પાછી મળવાની નથી, પણ તેના ચોરને સજા થશે.

ગામ ગયેલો માણસ વહેલો પૈસાદાર થઈને આવશે.

જો તું ઘેર રહીશ તો તારૂં સારૂં થશે.

તને ઘણો લાભ થનાર નથી.

તને સંકટ તથા દુઃખ પેદા થશે.

તારી મરજી પ્રમાણે તારૂં કામ થશે.

તને પૈસા મળશે એમ દેખાય છે.

શત્રુની અદેખાઈને લીધે તું સારૂં કરીશ નહિ.

તે કેદીને કેદખાનામાં ઘણા દિવસ રહેવું પડશે.

તે રોગી સારો થશે.

તે સ્ત્રીને છોકરી થશે.

૬

આ બૈરીને એક છોકરો થશે.

ઘણા પૈસા ખર્ચવાથી તથા ઘણી મહેનત કર્યાથી તારૂં લગ્ન થશે.

તે લગ્ન સારી રીતે થશે.

તે સ્ત્રી અથવા પુરૂષ આ વખત તારાં થવા ઇચ્છે છે.

બહાર ગામ ફર્યાથી તારૂં સારૂં થશે.

તે માણસ ઉપર ઘણો વિશ્વાસ રાખીશ નહિ.

એક મુકરર કરેલે વખતે તારી ખોવાએલી વસ્તુ મળશે.

મુસાફરનું પાછું આવવું તેના ચાલ ચલણ ઉપરથી ખચિત નથી.

પરદેશમાં તારી મરજી પ્રમાણે સિદ્ધ થશે.

લાભની આશા રાખીશ મા તે ફોકટ છે.

તારી ઇચ્છા કરતાં તને વધારે મળશે.

જે કાંઈ તારી ઇચ્છાઓ છે તે વહેલી પુરી થશે.

તને ઓચિંતો લાભ થશે એમ દેખાય છે.

આજે તું એકાદ સારી વાત સાંભળીશ.

કોઈ એકને દયા આવ્યાથી તે કેદી છુટો થશે.

રોગીનું સારૂં થવું બરાબર નથી.

તે રોગી સારો થશે પણ ઘણા દીવસ જીવવાનો નથી. ૬

તે સ્ત્રીને છોકરી થશે.

તને એક કુળવાન પુરૂષ અથવા સ્ત્રી મળશે.

આ લગ્ન તને કંઇ ફળવાનું નથી.

થોડો વખત ધીરજ રાખ તારા ઉપર તેની પ્રીતિ છે.

ઘરમાંથી બહાર જઇશ નહિ.

આ માણસ ખરો મિત્ર છે.

તારી ચોરી મળવાની નથી.

મુસાફર વહેલો પાછો આવનાર નથી.

પરદેશમાં તારી મરજી પ્રમાણે સિદ્ધ થશે.

જે કાંઇ થોડું તું ઇચ્છે છે તે તને મળશે.

તને મોટો જશ મળશે.

જે કંઈ તારા નસીબમાં લખ્યું છે તેમાં તું સંતોષ માન.

દુઃખ થઇને સુખ મળશે એમ દેખાય છે.

તારૂં નસીબ વહેલું ઉઘડશે એમ દેખાય છે.

તે કેદખાનામાંજ મરી જશે.

૯

તે કેદી મોટા હરખથી છુટશે.

તે રોગીનું જીવવું સંભવિત નથી.

તે બાયડીને છોકરો થશે, તે ઘણા દિવસ જીવશે.

તને એક સારા ગુણવાળી સ્ત્રી અથવા પુરૂષ મળશે.

આ લગ્ન કરવામાં વાર લગાડીશ નહિ, તને સુખ છે.

તારા ઉપર તેની પ્રિતી નથી.

નિશ્ચય કરી તું મુસાફરી જા.

તે મિત્ર નથી પણ છાનો વૈરી છે.

તારી ચોરાયલી વસ્તુ જલ્દી પાછી મળશે.

તે મુસાફરીથી પાછો આવનાર નથી.

પરદેશમાં એક સ્ત્રીથી તારૂં નસીબ ઉઘડશે.

તું પોતાના લાભ થકી ઠગાયો જઈશ.

તારા નઠારા ભાગ્યનો નાશ થશે ને તું સુખી થઇશ.

તારી આશા ફોગટ છે, હમણાં તારૂં ભાગ્ય ઉઘાડું છે.

તું એકાદી સારી વાત વહેલો સાંભળીશ.

તારા ઉપર નઠારૂં ભાગ્ય ટાંપી રહ્યું છે.

ણ

આ દીવસોમાં તારા સુખની વૃદ્ધિ થશે.

આ કેદી પોતાના શત્રુના હાથમાંથી છુટશે.

તે રોગી સારો થશે તથા ઘણા દીવસ જીવશે.

તે સ્ત્રીને છોકરો થશે.

એક જુવાન પૈસાદાર સ્ત્રી અથવા પુરૂષ સાથે લગ્ન કરશે.

તું લગ્ન કરવાની ઉતાવળ કર જેથી તને સુખ મળશે.

તે માણસ તને દીલથી ચાહે છે.

પરદેશમાં તારા કામની સિદ્ધિ થવાની નથી.

આ મિત્ર સોના કરતાં વધારે મુલનો છે.

તારી ખોવાયલી જણસ પાછી મળવાની નથી.

તે રોગી સારો થશે.

તું પોતાની મહેનત ઉપર વિશ્વાસ રાખ તથા ઘેર રહે.

તું ખુશીથી ઘેર રહે એટલે તારૂં ધાર્યું થશે.

તું તારા સારા ભાગ્યને લીધે ખુબ ધન મેળવીશ.

જે તું ઇચ્છે તે તુને મળતું જ જશે.

તારૂં સ્વપ્ન એમ કહે છે કે આજ તું હુશીઆર રહે નહી
તો એકાએક જોખમમાં પડશે.

**ત**

તું તારા મિત્રોમાં ઘણું સુખ તથા આનંદ ભોગવીશ એમ દેખાય છે.

આ દહાડા ઘણા નઠારા છે માટે તારી ધારણા ફેરવ.

જો તું હમણાં દુઃખ ભોગવે છે તો આગળ મોટી આબરૂ મેળવશે.

તે રોગી સારો થશે પણ અચીત મરશે.

તે સ્ત્રીને છોકરો થશે તે આગળ સારો નીવડશે.

એક નઠારા સ્વભાવની સ્ત્રી અથવા વર મળશે.

આ સ્ત્રી યા પુરૂષ સાથે લગ્ન કરીશ તો મુકરર સુખ મળશે.

આ માણસની તારા ઉપર પ્રીતિ છે પણ તે ઉઘાડી કરવા ચાહતો નથી.

તું નિર્ભયપણાથી મુસાફરી જા.

તેના ઉપર વિશ્વાસ રાખીશ નહી તે ચંચળ તથા કપટી છે.

તને વિચીત્ર રીતે ખોવાયલી ચીજ પાછી મળશે.

મુસાફર ઘણો વહેલો પાછો આવશે.

તું પરદેશમાં સુખ તથા શાન્તિથી રહીશ.

જો તું પ્રમાણિકપણે રહેશે તો જશ પામશે.

હજી તું વૈભવમાં તથા દોલતમાં રહીશ.

તું પોતાની હમણાંની સ્થિતિમાં રહીશ તો સારૂં છે.

**સમાપ્ત**

## લોકમાન્ય થઈ પડેલ ભારે વખણાયેલ સાદી શિખામણનાં પુસ્તકો વિષે મળેલા

# અભિપ્રાયો.

—○—

**મે. રા. રા. મહેસાણા પ્રાંતના સુબા સાહેબ પીલાજી રાવ વિઠલરાવ ગાયકવાડનો અભિપ્રાય.**

રા. મગનલાલના "**સાદી શિખામણ**" નાં પુસ્તકો જોયાં. પુસ્તકો સારાં અને સરલ ભાષામાં લખાયેલાં છે. રાજ્યના પુસ્તકાલયોમાં અને ઇનામ માટે મુકરર થયેલાં પુસ્તકોની યાદીમાં દાખલ થવાની ખાસ જરૂર જણાય છે. તેમજ પુસ્તકોનો બહોળો પ્રચાર થાય તો નીતિ અને જીંદગીની અગવડોમાં મદદરૂપ થઇ પડશે. તા. ૨૦ એપ્રીલ ૧૯૩૨ ચૈત્ર પૂર્ણિમા. મુ. **વડોદરા.**

(૨)

**સાંજ વર્તમાન તા. ૨૪ મી અકટોમ્બર સને ૧૯૩૧**—સાદી શિખામણ પુસ્તક ૧ લું એ પુસ્તકની પ્રસ્તાવના લખનાર ડૉ. લાલભાઈ ધોળકીયા જણાવે છે તેમ આ પુસ્તકમાં એકલવ્ય, ભારવી કવી; ખટવાંગ રાજા, અને વેન રાજા વિગેરે પૌરાણિક વાતો દૃષ્ટાંતરૂપે આપીને લોકની વાંચનરૂચીને કેળવવા પ્રયાસ કરવામાં આવ્યો છે. આ પુસ્તક આગળ પ્રગટ થઇ ગયું છે અને હાલમાં બહાર પાડવામાં આવેલું પુસ્તક બીજી આવૃત્તિ છે. ખરૂં જોતાં સાદી સિખામણ પુસ્તકના આઠ ભાગ પ્રગટ થઈ ચુક્યા છે તેના સંગ્રહકર્તા અને પ્રકાશક શ્રી. મગનલાલ શંકરભાઈ પટેલે (ગુગડી દરવાજે મુ. પાટણ, ઉત્તર ગુજરાત) જ્ઞાન દીપક, સુખીસદન તથા બોધવચન નામનાં પુસ્તકો પણ તેમણે બહાર પાડયાં છે. કીંમત રૂ. ૨).

(૩)

**મુંબઈમાં પ્રગટ થતા અઠવાડીક કેસરે હિંદનો અભિપ્રાય.**

અનેક પ્રકારની જંજાળો, ફીકર કે દુઃખ વખતે કાંઇ પણ દીલાસાની જરૂર હોય, કે મનને શાન્તિ આપી આનંદ મેળવવા જીવ તત્પર થતો હોય ત્યારે આ સાદી શિખામણના પુસ્તકનું એકાદ પાનું કાઢી વાંચવાથી કાંઇક જીવને રાહત મળી શકે એમ છે. નાની રમુજી બોધદાયક વાતો, કવિતાઓ વગેરે કર્તાએ જુદા જુદા વિષયો પર આપી જનસમાજને એક ઉપયોગી વાંચન પુરૂં પાડયું છે એજ આવાં રસીલાં પુસ્તકની અગત્યતા બતાવી આપી છે. કીંમત રૂ. ૨ છે. કર્તા પાસેથી (ગુગડી દરવાજે પાટણ, ઉત્તર ગુજરાત) મળી શકે છે.

(૪)

**ગુણસુંદરી, મુંબઇ,** જાનેવારી સને ૧૯૩૨.

સાદી શિખામણ પુસ્તક ૧ લું આવૃત્તિ બીજી સંગ્રાહક ને પ્રકાશક શ્રી. મગનલાલ શંકરભાઇ પટેલ. અનેક ગ્રંથોનું દોહન કરી નીતિ, ભક્તિ આદિ વિષયો ઉપર સુવાકય ફકરાઓ એકત્ર કરી તેમને પુસ્તકાકારે પ્રગટ કરવા માટે શ્રી. પટેલ જાણીતા છે. અત્યાર સુધીમાં તેમણે આ પુસ્તકના આઠ ભાગ પ્રસિદ્ધ કર્યા છે. પ્રથમ ભાગની આ બીજી આવૃત્તિ તેમને કરવી પડી છે તે પુસ્તકની માગણી સાક્ષીરૂપ છે. મોટા મોટા ગ્રંથો વાંચી તેમાંથી સાર તારવવાનો જેમને અવકાશ ન મળી શકે તેમને માટે આ ટુંક સમયમાં એ સર્વ ગ્રંથોનું નવનીત મેળવવા આ પુસ્તક અત્યંત આવકારદાયક છે.

(૫)

**કૃષીવિજ્ઞાન,** (વર્ષ ૨૦ મું અંક ૭ મો માહે ફેબ્રુઆરી સને ૧૯૩૨ મુ. **લીંબડી,** કાઠીયાવાડ).

સાદી શિખામણ પુસ્તક પહેલું આવૃત્તિ બીજી કીંમત રૂ. ૨ પ્રગટકર્તા મગનલાલ શંકરભાઇ પટેલ. આ પુસ્તકની પહેલી આવૃતી

છપાઇ ત્યારે તે સંબંધમાં અમારો અભિપ્રાય આપેલો છે. આ બીજી આવૃતીની કીંમત રૂ. ૧) ઓછો કર્યો છે ને ગ્રંથકર્તાનો ફોટો પણ આપ્યો છે ને કેટલોક સુધારો વધારો કર્યો છે. પુસ્તક ઘણું સારૂં બોધદાયક ને દરેક ઘરના પુસ્તકાલયમાં રાખવાજેવું છે.

આ બીજી આવૃતી બહાર પાડવામાં પાલણપુરના પીરસાહેબ મહેરહુસેન સાહેબે અર્પણપત્રિકા સ્વીકારી આ પવિત્ર પુસ્તકને મહત્વ આપ્યું છે તો તે સાહેબની પીરાઇ ને ખાનદાની દર્શાવી આપે છે. આવા શિખામણના પુસ્તકોને સુદ્રવ્યવાળા શ્રીમંતો ને પવિત્ર મહાત્માઓ મદદ કરે તો જ ગ્રંથકર્ત્તાને કામ કરી બતાવવાની જીજ્ઞાસા, ઉત્સાહ અને હિંમત આવે છે. અમોને પટેલ મગનલાલભાઇનો ઘણા વર્ષનો પરીચય છે. તેઓ પણ એક ગુજરાતમાં રત્નરૂપ સજ્જન પુરૂષ છે. પોતાના ભાઇઓની તનમનની ઉન્નતિ કરવા તન, મન ને ધન ખર્ચે છે. એવા સન્મિત્રને પ્રભુ દીર્ઘાયુષ આપો અને આવા લોકોપયોગી ગ્રંથો પ્રસિદ્ધ કરવાની તેની સુવૃત્તિ ચકીત રાખો.

(૬)

**વિશ્વજ્યોતિ,** (વર્ષ ૧૨ મું પુસ્તક ૧ લું કાર્તક સંવત ૧૯૮૮ મુ. **સુરત**)

સાદી શિખામણ ભાગ ૧ લો આવૃત્તિ બીજી પ્રકાશક શ્રીયુત મગનલાલ શંકરભાઇ પટેલ, પાટણ–ઉત્તર ગુજરાત, મુલ્ય રૂ. ૨. આ ઉત્તમ પુસ્તકની બીજી આવૃતી પ્રગટ કરવાનો યોગ રા. રા. પટેલને આવ્યો તે પુસ્તકની લોકપ્રિયતા સુચવે છે. મનુષ્યને હિતગ્રાહી થાય એવી શિખામણનો સંગ્રહ વિવિધ દૃષ્ટાંત તથા નિબંધરૂપમાં આ પુસ્તકમાં આપવામાં આવ્યો છે અને તે વિચારણીય છે. **પ્રથમ** આવૃતી કરતાં આ બીજી આવૃતી વખતે બાહ્ય રૂપરંગ તથા **પુંઠામાં** સુધારો કરવામાં આવ્યો છે. સાદી શિખામણનો સટ પ્રત્યેક **ગૃહની** લાયબ્રેરીમાં હોવા જોઇએ. જીવનમાં તે **ઉત્તમ સંસ્કાર** પાડે છે.

(૭)

**મે. રા. રા. વૃજલાલભાઇ વાલજીભાઈ પટેલ વડોદરા** ધારાસભાના માજી સભ્ય મુ. **ભાદરણ** તા. ૧૧-૫-૩૨.

પુસ્તક વાંચ્યું, પુરેપુરૂં વાંચવાનું શરૂ કરતાં અથથી ઇતિ સુધી વાંચ્યા પછીજ છોડવાનું ગમ્યું. મને તો એકએક પાનામાં એકએક લીટીમાં નવીન ને નવીન જ જ્ઞાનનો ઉપદેશ જણાયો. કહેવત છે કે "જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ, જ્યાં ન પહોંચે કવિ, ત્યાં પહોંચે અનુભવી" એ વાત સત્ય જણાઇ ? શો તમારો અનુભવ-કેટલો બહોળો અભ્યાસ ને હંસના જેવી સત્ય વસ્તુની ગ્રહણ શક્તિ ? એ બધું નવાઇ પમાડે છે. તમારો હેતુ ઇશ્વર સફળ કરો અને આવાં અનેક પુસ્તકો સમાજને પુરાં પાડવા શકિત આપો એજ.

(૮)

**મે. રા. રા. ફઝીલ મુરાજ સી. ઈ. (કુપર્સ હીલ) નં. ૧૫૭**, ચકલા સ્ટ્રીટ, તા. ૧૦ મી મે ૧૯૩૨ મુ. **મુંબઈ.**

"સાદી શિખામણ"ની એક પ્રત મને મળી છે તેનો આભાર સાથે સ્વીકાર કરૂં છું. ખરેખર તે પુસ્તક ઘણું બોધદાયક અને આનંદદાયક છે. મારા મિત્રોને બતાવતાં મને આનંદ થશે.

(૯)

**મે. રા. રા. મગનભાઈ શંકરભાઈ પટેલ** બી. બી. બી. પોર્ટલેન્ડ સીમેન્ટના એજન્ટ **વડોદરા** તા. ૨૦-૫-૩૨.

આપના તરફથી સાદી શિખામણનું પુસ્તક ભેટ તરીકે મોકલ્યું તે સહર્ષ સ્વીકારી આપનો ઉપકાર માનું છું. આપના પુસ્તકોનો જનસમાજમાં બહોળો પ્રચાર થાય કે જેથી જનસમાજ નીતિમય જીંદગી ગુજારવા તરફ વધુ પ્રેરાય એવી પરમાત્મા પ્રત્યે મારી પ્રાર્થના છે.

(૧૦)

**મે. રા. રા. મગનલાલ ગુલાબભાઈ દેશાઈ બી. એ. જી. વડગામ,** સ્વસ્થાન પાલણપુર (ગુજરાતના ફળ બાગના કર્તા.)

આપનું પુસ્તક "સાદી શિખામણ" મળ્યું છે અને તે બાબત આપનો ઉપકાર માનું છું. પુસ્તકની ગોઠવણી તથા દેખાવ અને તેમાં રહેલ હકીકત એ તમામ બંધબેસતાં છે અને આવા સરસ પ્રયાસને લઈને આપને મુબારકબાદી આપું છું.

(૧૧)

## MY OPINION.

These volumes of સાદી શીખામણ may rightly claim to be the first to elucidate the vital and important problems of life. Precision is combined with clearness and conciseness a rare merit in a work dealing with the difficult and sublime ideals of human thought and action. These are moral volumes which would be of immense value in every educated family and could be read with advantage by the young as well as the old. I congratulate the learned author for his useful efforts and wish him every success.

**B. D. Vaishampayan,**
B. A., LL. B. Advocate.
1st Class Magistrate, Patan, (N. G.)

( અંગ્રેજી ઉપરથી ગુજરાતી તરજુમો )

**અભિપ્રાય**

સાદી શિખામણનાં આ પુસ્તકો જીવનના અતિ ઘણા અગત્યના

પ્રશ્નોના ઉકેલ કરવામાં ખરેખર **પ્રથમ** હોવાનો દાવો કરી શકે છે. ભાષાની શૈલી સ્પષ્ટ, સચોટ અને સંક્ષિપ્ત છે. માનુષી વિચાર અને કર્મની અતિ કઠણ તેમજ ઉચ્ચ ભાવનાઓ દર્શાવનારાં પુસ્તકોમાં આ ગુણ જવલ્લેજ જોવામાં આવે છે. આ નમુનેદાર પુસ્તકો દરેક કેળવણી પામેલા કુટુંબમાં ઘણાં ઉપયોગી થઈ પડશે અને વૃદ્ધ તેમજ જુવાન બંને તેનો લાભ લઇ શકશે. હું તેના વિદ્વાન કર્તાને તેમના ઉપયોગી પ્રયાસ માટે અભિનંદન આપું છું અને તેમને તેમના કામમાં દરેક રીતે સફળતા ઇચ્છુ છું.

**બી. ડી. વૈશમપાયણ**
બી. એ. એલ. એલ. બી.
એડવોકેટ
ફર્સ્ટ ક્લાસ મેજીસ્ટ્રેટ. **પાટણ**

(૧૨)

**મે. રા. રા. કલ્યાણરાય ન. જોશી.** બી. એ. હેડમાસ્તર **પાટણ હાઇસ્કુલ.**

રા. મગનલાલ શંકરભાઇ પટેલ કૃત.

**"સાદી શિખામણ"**

આ પુસ્તકના જુદા જુદા ભાગ પ્રગટ થયા છે; તેમાંથી કેટલાક વાંચવામાં આવ્યા છે. પહેલા ભાગની બીજી આવૃત્તિનું પુસ્તક પણ જોયું. ગુજરાતી ભાષામાં પ્રકટ થયેલાં પુસ્તકોમાંથી અને ગુજરાતી સમાજમાં પ્રચલિત હોય છે એવા કંઠ સાહિત્યમાંથી **રા. મગનલાલે** ઘણી ઉપયોગી મનાતી વાનગી એકત્ર કરી વાચકોના રંજન માટે અને જ્ઞાન માટે આ પુસ્તકમાં મૂકી છે. આ એમની કદર કરવા જેવી છે. સાહિત્યમાં અનેક ઉપયોગી પુસ્તકો હોય તે બધાં સામાન્ય જન મેળવી શકે નહિ; અને મેળવી શકે તેવા માણસો તે બધાં વાંચી શકે નહિ. ભાઈ **મગનલાલે** એવા જનમંડળ **માટે ઘણું**

ઉપયોગી વાચન આ પુસ્તકોમાં પૂરૂં પાડ્યું છે. એમ કરવામાં તેમણે એકજ પંથને, એકજ મતને કે એકજ વિચારશ્રેણીને પકડી રાખવાનું પસંદ કર્યું નથી; પરંતુ પોતાના પુસ્તકના વાંચનાર જુદા જુદા ધર્મના અને મતના હોય એમ ચોક્કસ સમજી આ પુસ્તકમાં અનેક રંગી સદ્વિચારો મૂકવામાં આવ્યા છે. એ સદ્વિચારો એક એકથી વિરૂદ્ધ હોય તેની દરકાર સંગ્રહ કરનારે કરેલી નથી. એ એમનું ઔદાર્ય છે. પસંદ કરેલા ઉતારાની ભાષા સાદી હોવાથી સામાન્ય જનને જલદી સમજાય તેવી લાયકાત આ સંગ્રહમાં આપોઆપ આવી જાય છે. આવાં પુસ્તકો રચવાની ઈચ્છા રા. મગનલાલને થાય છે એ બતાવી આપે છે કે એમનું પોતાનું માનસિક વલણ સદાચારને પંથે છે અને એમનું અંગત વાચન ઠીક ઠીક વિસ્તૃત ગણાય એવું છે.

આવાં પુસ્તકો સાર્વજનિક પુસ્તકાલયમાં અને ઘરના પુસ્તક–સંગ્રહમાં મૂકાયાં હોય તો વાચકોનો હાથ તેના પર પડ્યા વગર રહે નહિ. વાચકની આંખ તેના પર કેટલીવાર ટકે એનો આધાર વાચકના સંસ્કાર, રુચિ, અને દૃષ્ટિકોણ પર રહે.

આ યુગમાં ઘણી વ્યક્તિઓને લેખક થવું ગમે છે. એવી વ્યક્તિઓમાંથી કેટલાક જન પારકાના પુસ્તકનો આધાર લઇ પોતાના નામે નવાં પુસ્તકો લખી નાંખવાના લોભમાં સપડાઇ જાય છે; એવી ખોટી પ્રવૃત્તિમાં પડી જનારને રા. મગનલાલ પટેલ તરફથી સારો બોધ મળી શકે તેમ છે. એમણે પોતાના વિચારોને પોતાની ભાષામાં રજુ કરવાની હીંમત ન કરતાં પોતાના વિચાર પ્રમાણે જે શીખવા જેવું તેમને લાગ્યું તે શિષ્ટ જનની ભાષામાં જેવા રૂપમાં મેળવ્યું તેવાજ રૂપમાં અહિંઆ પુસ્તકોમાં રજુ કર્યું છે. એ એમની વિચાર—પ્રમાણિકતા આ યુગમાં પ્રશંસનીય છે. પુસ્તકને છેડે કોઈ મહેનતુ અભ્યાસી પાસે તૈયાર કરાવેલી વિષયોની સૂચિ મુકવામાં

આવી હોય તો આવાં પુસ્તકોમાંથી જે વિષયને લગતો ઉતારો વાંચકને મેળવવો હોય તે વિષયનો ઉતારો તે સરળતાથી મેળવી શકે.

**શ્રીમાન ભાઈ મગનલાલ શંકરભાઈ પટેલ,**

સલામ સાથે લખવાનું કે આપના તરફથી સાદી શિખામણના સાત ભાગની એક નકલ મને મળી છે. આપનો ઉપકાર માનું છું. વાંચી ઘણો આનંદ થયો છે. વૃદ્ધ તથા જુવાન સર્વને ઉપયોગી થઇ પડે તથા એ ઘડી જ્ઞાન સાથે ગમત મળે એવી સાદી શિખામણોનો સંગ્રહ એક પછી એક પુસ્તકરૂપે બહાર પાડી જનસમાજની મુંગે મ્હોડે આપ જે સેવા કરી રહ્યા છો તે બદલ આપને ધન્યવાદ ઘટે છે. સાહિત્યના ક્ષેત્રમાં આપની સેવા ઉત્તમ પ્રકારની કહી શકાય અને તેમની યોગ્ય કદર દરેક સ્થળે થશે જ એવી મ્હારી સંપૂર્ણ ખાતરી છે.

મહાન વિદ્વાનોના જ્ઞાન, ભક્તિ, વૈરાગ્ય તથા નીતિનું શિક્ષણ આપનાર પુસ્તકો સઘળાં વાંચી જવાનો જેમને અવકાશ ન હોય તેમને આવાં પુસ્તક ઘણાં જ ઉપયોગી થઇ પડે તેમ છે. ભાષા સાદી અને સરળ હોવાથી દરેક પ્રકારના વાંચકને સુગમ થઇ પડે એમ છે.

આપનાં પુસ્તકો શાળાઓમાં ઇનામ માટે તેમજ પુસ્તકાલયોમાં રાખવા માટે મંજુર થયાં હશે જ અને જો ન થયાં હોય તો તે મંજુર કરાવવા અમારી ભલામણ છે.

પાટણ<br>નાગરવાડા<br>તા. ૧૩–૬–૩૨.

લી. **જમશેદજી કાવસજી મલબારી,** બી. એ.<br>હેડ માસ્તર, હાઇસ્કુલ-પાટણ.

# સાદી શિખામણને સાક્ષરોમાં સત્કાર.

## સાદી શિખામણના પ્રથમ ભાગનું સંક્ષિપ્ત અવલોકન.

સવૈયા છંદ

૧

સાદી શિખામણનો સુંદર આ, પ્રથમ ભાગ પ્રગટાવે પ્રીત્ય,
એ ત્રણ વાર બરાબર એ મે અવલોકયો આનંદ સહીત,
પ્રવિણતા પાવરધી એની, સભ્યપણું શીખવે સાક્ષાત,
મગનલાલના સરસ સંગ્રહે, ઓપાવ્યું ઉત્તર ગુજરાત.

૨

ગૌરવપૂર્ણ બધી ગોઠવણી, કયાસ ના દેખાએ કયાંય,
તત્વ પ્રકાશી તારવણીનો, અખુટ ખજાનો ખડકયો માંહ્ય,
સદ્ગુરૂ શબ્દ રસાયન પિતાં, હૃદય થાય આખું રળીઆત,
મગનલાલના સરસ સંગ્રહે, ઓપાવ્યું ઉત્તર ગુજરાત.

૩

મહર્ષિઓની માન્ય શિખામણ, આચાર્યોના બોધ અતૂલ,
પૂર્વ જન્મનાં પાપ પ્રજાળી, અધ્યાત્મિક બળ દે અનુકૂળ;
અશોકના અધરામૃત સરખી, સ્થળે સ્થળે શોભાવી વાત,
મગનલાલનાં સરસ સંગ્રહે, ઓપાવ્યું ઉત્તર ગુજરાત.

૪

અલર્કની કથી આત્મ પ્રતિષ્ઠા, જાજલીના જણવ્યા સૌ જોગ,
ભારવિની ભાળવણી દ્વારા, પરખાવ્યા સાત્વિક પ્રયોગ,
અનુભવના અંબાર સિંચીને, ટાળ્યા તુચ્છ અઝંપા પાત,
મગનલાલના સરસ સંગ્રહે, ઓપાવ્યું ઉત્તર ગુજરાત.

૫

ગુણજ્ઞતા ગૌતમની ગુંથી, માહિતીઓ મનસૂરની લીધ,
કર્મ પ્રણાલિ કેથેરિનની, સુવાક્યથી સમજાવી સિદ્ધ;
ટોલસ્ટોય તણા તિર તાકી, માહા ગુણ કિધા સૌ મ્હાત,
મગનલાલનાં સરસ સંગ્રહે, ઓપાવ્યું ઉત્તર ગુજરાત.

૬

મોક્ષ તણા અભિલાષી મહાનૃપ, ખાસ વર્ણવ્યા છે ખટ્વાંગ;
પૃથુ વેનની લખી પ્રકૃતિ, સ્વભાવના સુચવ્યા સૌ સ્વાંગ;
અટકાવે અવલંબન જેનાં, અનિચ્છિત પ્રગટયા આઘાત,
મગનલાલનાં સરસ સંગ્રહે, ઓપાવ્યું ઉત્તર ગુજરાત.

૭

સુઘડ વાંચ્છના સોલોમનની, શોપનહાર તણા સિદ્ધાંત,
સમ્યક દૃષ્ટિ કરી સાધકની, નૈષ્ટિક બળ પોષે નિર્ભ્રાન્ત:
અચકાય ન આચરતાં જેને, સ્હેજ શીખ્યા ભગનીને ભ્રાત,
મગનલાલના સરસ સંગ્રહે, ઓપાવ્યું ઉત્તર ગુજરાત.

૮

કાવ્ય નાદના રસમય રણકા, શાસ્ત્ર અધિષ્ઠિત દે સન્માન,
અનેકમાં છે એક ગ્રંથ આ, નયને નિરખ્યાં યોગ્ય નિદાન;
ભાઇશંકરજી તેથી ભલામણ, વાચક પાસ કરે વિખ્યાત,
મગનલાલના સરસ સંગ્રહે, ઓપાવ્યું ઉત્તર ગુજરાત.

(લીમડી શેરી,)
પેટલાદ.
તા. ૨૦–૬–૩૨.

**કવિ ભાઈશંકરજી વિદ્યારામ પંડિત.**

## સાદી શિખામણ ગ્રંથના આઠે ભાગનો એકંદર અભિપ્રાય.

### ગરબી.

( ઓધવજી સંદેશો કહેજો સ્યામને—એ રાગમાં. )

(૧)

સાદી શિખામણના આ આઠે ભાગમાં,
સ્વર્ગિય મારગ શા સમજાવ્યા સ્હેલ જો;
વાતો ને કવિતાના કેલ વડે ચણી,
શબ્દ શીલાના મનહર બાંધ્યા મ્હેલ જો,
સાદી શીખામણના આ આઠે ભાગમાં.

(૨)

જ્યાં ઝાંખુ ત્યાં ધર્મ નીતિનાં ધોરણો,
અનુભવ દર્શક અગણિત છે આખ્યાન જો;
અજાયબી વ્યાપે એ સૌ અવલોકતાં,
ધસે નિરંતર ધરણીધરમાં ધ્યાન જો,
સાદી શીખામણના આ આઠે ભાગમાં.

(૩)

દૃષ્ટિ કનેથી દૂર હઠાવા ના ગમે,
આકર્ષણ કરનારા એવા ગ્રંથ જો,
ક્ષણમાં જે છલકાવે શાંતિ–સાગરો,
પરમ દર્શની પ્રગટ બતાવે પંથ જો,
સાદી શીખામણના આ આઠે ભાગમાં.

(૪)

કામ–ક્રોધને ને લોભાદિકની લાલચો,
જીવનમાં ઝપટાવે છે જે ઝેર જો;
તેને હણવા યત્ન હજારો આદર્યા,
મગનલાલની મેદની પર એ મ્હેર જો,
સાદી શીખામણના આ આઠે ભાગમાં.

(૫)

લેખક આવા લાખ્ખો ગ્રંથ લખ્યા કરે,
તે ખાતર સદ્‌ગૃહસ્થો દે જો સાથ જો;
અવિચળ એવી અન્ય નથી કંઇ નામના,
ચિમનલાલ ઉરમાંથી એવું ન્હાય જો,
સાદી શીખામણના આ આઠે ભાગમાં.

રાવપૂરા રોડ, વડોદરા. } ચિમનલાલજી ભાણશંકરજી પંડિત.
તા. ૨૦–૭–૩૨. } પ્રાણરક્ષક ઔષધાલય.

# આ પુસ્તકના આશ્રયદાતાઓ

૧૦૦ અખંડ પ્રૌઢ પ્રતાપ નેકનામદાર મહારાજાધિરાજ શ્રી મહારાણાજી શ્રી ભવાનીસિંહજી સાહેબ બહાદુર. સ્વસ્થાન–દાંતા

૫ અખંડ પ્રૌઢ પ્રતાપ નેકનામદાર મહારાણા શ્રી દોલતસિંહજી સાહેબ બહાદુર. સ્વસ્થાન–લીંબડી

૫ અખંડ પ્રૌઢ પ્રતાપ નેકનામદાર સંસ્થાન વળાના ઠાકોર સાહેબ બહાદુર. વળા

૧ અખંડ પ્રૌઢ પ્રતાપ નેકનામદાર સ્વસ્થાન ધરમપુરના મહારાજા સાહેબ બહાદુર. ધરમપુર

૧ અખંડ પ્રૌઢ પ્રતાપ નેકનામદાર સ્વસ્થાન વાંસદાના મહારાજા સાહેબ બહાદુર વાંસદા

૧ અખંડ પ્રૌઢ પ્રતાપ નેકનામદાર સ્વસ્થાન દેવગઢ બારીયાના મહારાજા સાહેબ બહાદુર. દેવગઢ બારીયા

૧ અખંડ પ્રૌઢ પ્રતાપ નેકનામદાર દરબારશ્રી મુળુવાળા સુરગવાળા સી. આઈ. ઈ. પીઠડીયા

૧ અખંડ પ્રૌઢ પ્રતાપ નેકનામદાર દરબાર શ્રી વાજસુર વાળા સાહેબ. હડાળા

૧ નેકનામદાર ખંભાત સ્ટેટના નામદાર દીવાન સાહેબ બહાદુર ખંભાત

૧ મે. રા. રા. કેળવણી ખાતાના ઉપરી સાહેબ ભાવનગર

૧ મે. રા. રા. એજ્યુ. ઓફીસર સાહેબ. હીંમતનગર

૫ મે. રા. રા. શ્રીમાન શેઠ રાવબહાદુર ફીલાચંદ દેવચંદ જે, પી. મુંબઇ

૧ મે. રા. રા. રાજરતન શેઠ ન્યાલચંદ લલ્લુચંદ જે. પી. ,,

૧ મે. રા. રા. કલ્યાણજી કર્મસી જે, પી. મુંબઇ
૧ મે. રા. રા. છોટાલાલ ફીલાચંદ જે. પી. ,,
૧ મે. રા. રા. બાબુ સાહેબ દોલતચંદ અમીચંદ ઝવેરી ,,
૧ મે. રા. રા. વૃજલાલભાઇ વાઘજીભાઈ ભાદરણ
૧ મે. રા. રા. ચુનીલાલ મુળીરામ જોશી. પાલણપુર
૧ મે. રા. રા. વકીલ સાહેબ ગોવિંદજી ડાહ્યાભાઈ લાખાણી પોરબંદર
૧ મે. રા. રા. અંબાલાલ ગાંડાભાઇ બી. એ. એલ. એલ. બી. ભાવનગર
૧ મે. રા. રા. મુલજીભાઇ જેઠાભાઈ પટેલ બી. એ. એલ. એલ. બી. ભાવનગર
૧ મે. રા. રા. ગોપાળલાલ હીરાલાલ પટેલ બી. એ. એલ. એલ. બી. ભાવનગર
૧ મે. રા. રા. મનજી ગોવામલ અને અમરસંગ ગોવામલ ઝરીયા
૨ મે. રા. રા. બળદેવદાસ વલ્લભદાસ અમદાવાદ
૧ મે. રા. રા. જગજીવન અમરચંદ વોહરા ભાવનગર
૧ મે. રા. રા. ત્રિભોવન નરોત્તમ અઢીયા દહાણું
૧ મે. રા. રા. ચુનીલાલ તુલસીદાસ જર્મનસીલવરવાળા મુંબઇ
૧ મે. રા. રા. ઘેલાભાઈ ભીમજીભાઈ ભાંગડાબંદર
૧ મે. રા. રા. માણેકશા પેસ્તનજી ખેરગામવાળા વડોદરા
૧ મે. રા. રા. પુંજાભાઈ ઇશ્વરભાઇ પટેલ ,,
૧ મે. રા. રા. હીંમતલાલ મોહનલાલ શાહ રંગુન
૧ મે. રા. રા. રૂસ્તમજી દોરાબજી કાસદ બાજીપુરા
૧ મે. રા. રા. કાશીભાઈ નાનાભાઈ નડીયાદ
૧ મે. રા. રા. ચુનીલાલ હીરજી પારેખ મુંબઈ

| | | |
|---|---|---|
| ૧ | મે. રા. રા. લક્ષ્મીચંદ દેવચંદ વાંઢીયા કામદાર | વાંઢીયા |
| ૧ | મે. રા. રા. રતીલાલ જીવરાજ | ભાવનગર |
| ૧ | મે. રા. રા. વીરચંદ મેઘજીભાઇ | ઘાટકોપર |
| ૧ | મે. રા. રા. ઓધવજી ગોકળદાસ | મોમ્બાસા |
| ૧ | મે. રા. રા. ભાણજી ગોકળદાસ | દારેસલામ |
| ૧ | મે. રા. રા. દેવશંકર ભાણજીભાઇ ડોક્ટર સાહેબ | કચરીઆ |
| ૧ | મે. રા. રા. મણીલાલ ખોડીદાસ ડોક્ટર સાહેબ | વઢવાણ |
| ૧ | મે. રા. રા. ગોવરધનદાસ ત્રીભોવનદાસ | મુંબાઈ |
| ૨ | મે. રા. રા. કાળીદાસ છોટાલાલ શાહ | પેરીસ |
| ૨ | મે. રા. રા. દેસાઇ ચંદુલાલ મણીલાલ | મુંબાઈ |
| ૧ | મે. રા. રા. પ્રેમજી વાલજી | ,, |
| ૧ | મે. રા. રા. ખેમરાજ નપૂ | ,, |
| ૧ | મે. રા. રા. નરશી મુલજી | ,, |
| ૧ | મે. રા. રા. હિંમતલાલ વસ્તાચંદ | પાટણ |
| ૧ | મે. રા. રા. વકીલ સાહેબ જીભાઈ કહાનજીભાઇ | પાટણ |
| ૧ | મે. રા. રા. અમૃતલાલ નંદલાલ દારૂવાળા | વડોદરા |
| ૧ | મે. રા. રા. રણછોડદાસ ગોવરધનદાસ | કાસુ |
| ૧ | મે. રા. રા. અમૃતલાલ દામોદરદાસ | લોએજ |
| ૧ | મે. રા. રા. આદમાય જમશેદજી પટેલ | રતલામ |
| ૧ | મે. રા. રા. કેશવલાલ એન્ડ કુંપની | મદ્રાસ |
| ૧ | મે. રા. રા. વિઠલદાસ પુરૂષોત્તમ | પોરબંદર |
| ૧ | મે. રા. રા. બદ્રુદીનભાઇ કમાલુદીનભાઈ | અમરાપર |
| ૧ | મે. રા. રા. દુર્લભજી દામોદર નાયક | જુનાગઢ |
| ૧ | મે. રા. રા. શિવલાલ લાલભાઇ નાણાવટી | ભરૂચ |
| ૧ | મે. રા. રા. અરદેશર શાપુરજી ઉદવાડીયા | મુંબાઈ |
| ૧ | મે. રા. રા. જહાંગીરજી શેરાબજી ભાથા | ,, |

૧ મે. રા. રા. કચરાભાઇ ગોવરધનભાઇ ભાવસાર વડનગર
૧ મે. રા. રા. જેસંગભાઈ વિઠ્ઠલદાસ ,,
૧ મે. રા. રા. મહંત સાહેબશ્રી જદુરામજી મોહનદાસજી રંગપુર
૧ મે. રા. રા. શિવલાલભાઇ કાળિદાસ જોશી જામકંડોરણા
૧ મે. રા. રા. મોહનદાસજી પુરણદાસજી ગોંડલીયા ધૂળીયા
૧ મે. રા. રા. મહંત સાહેબ પુરણદાસજી મહારાજ ખાખીજાળીયા
૧ મે. રા. રા. ઓધવદાસજી ગોવિંદરામજી ગોડલીયા થાણાગાલોળ
૧ મે. રા. રા. નવરંગલાલ ત્રીકમરાય ખારોડ બેરાઈબંદર
૧ મે. રા. રા. માસ્તર ગંગારામજી ગોવિંદરામજી સરદારગઢ
૧ મે. રા. રા. દામજી રામજી વદાલ (કચ્છ) મઝગામ
૧ મે. રા. રા. પોપટલાલ શવજી કચ્છ માંડવીવાળા મુંબઈ
૧ મે. રા. રા. રતીલાલ કસ્તુરચંદ કલકત્તા
૧ મે. રા. રા. ગંગાદાસ છગનલાલ ભાવનગર
૧ મે. રા. રા. પટેલ મુલજી માધવજી લીંબડી
૧ મે. રા. રા. ઓધવદાસજી રણછોડદાસજી નવાવાઘણીયા
૧ મે. રા. રા. મહંત બાલકદાસજી હરીદાસજી રાણપુર
૧ મે. રા. રા. મહંતશ્રી ભગવાનદાસજી ગંગારામજી મહારાજ નવા સુરજદેવળ
૧ મે. રા. રા. મનજી ખીમજી નવીબંદર
૧ મે. રા. રા. કપડવંજ દશા પોરવાડ યુવક મંડળ કપડવંજ
૧ મે. રા. રા. પુરૂષોત્તમદાસ મહાજન લાઇબ્રેરીના સેક્રેટરી ,,
૧ મે. રા. રા. રાયચંદ બદાજી નાવી
૧ મે. રા. રા. શ્રીમાન શેઠ સાહેબ વસનજી હરીદાસ મુંબઈ
૨ મે. રા. રા. મેગજી આણજી ,,
૧૩ મે. રા. રા. શેઠસાહેબ રામદાસ ડોસા ,,
૧ મે. રા. રા. ધરમશી માવજી મોરપરીયા ,,

| | | |
|---|---|---|
| ૧ | મે. રા. રા. શામજી ડુંગરશી | મુંબઇ |
| ૧ | મે. રા. રા. રતનશી મુળજી | ,, |
| ૧ | મે. રા. રા. ત્રીકમદાસ દામોદર | ,, |
| ૧ | મે. રા. રા. રણછોડદાસ દયાળ | ,, |
| ૨ | મે. રા. રા. કેશવજી ઠાકરશી | ,, |
| ૫ | મે. રા. રા. ગોરધનદાસ મુરારજી | ,, |
| ૧ | મે. રા. રા. નારણદાસ માવજી | ,, |
| ૨ | મે. રા. રા. મુળજી જમનાદાસ | ,, |
| ૧ | મે. રા. રા. વિસનજી નારણજી | ,, |
| ૧ | મે. રા. રા. ગોકળદાસ જીવરાજ | ,, |
| ૧ | મે. રા. રા. ગોપાળદાસ પદમશી | ,, |
| ૧ | મે. રા. રા. જમનાદાસ ગોકળદાસ નેણશી | ,, |
| ૨ | મે. રા. રા. માધવદાસ મોરારજી | ,, |
| ૧ | મે. રા. રા. ધરમશી જેઠા | ,, |
| ૧ | મે. રા. રા. ગોકળદાસ માધવજી | ,, |
| ૧ | મે. રા. રા. વાલજી મોરારજી | ,, |
| ૧ | મે. રા. રા. રતનશી રાઘવજી | ,, |
| ૧ | મે. રા. રા. ચુનીલાલ નથુરામ રામી | ,, |
| ૧ | મે. રા. રા. ગુલાબચંદ નાથાલાલ દેશાઇ | પોરબંદર |
| ૧ | મે. રા. રા. રાવજી રઘુનાથ ફડકે | ,, |
| ૧ | મે. રા. રા. ગાંગજીભાઇ રાજનભાઇ એન્ડ સન્સ | ,, |
| ૧ | મે. રા. રા. શેઠ ગોવરધનદાસ ત્રીભોવનદાસ | ,, |
| ૧ | ગંગાસ્વરૂપ બેન ચંપા તે ભીખાલાલ પ્રેમજીની વિધવા | સાયલા |
| ૧ | નેકનામ શ્રીમાન શેઠ હરહરવાલા મુલ્લાં મહમદઅલી સાહેબ બી. ઇ. જે. પી. | સિદ્ધપુર |
| ૧ | નેકનામ પીરસાહેબ મહેરહુસેનસાહેબ | પાલણપુર |

વખત ભાષાંતર વાંચવામાં આવે તો બીજાં રામાયણોનાં ભાષાંતર વાંચવાં બીલકુલ ગમશે નહિ.

**એક વખત ખરીદી ખાતરી કરો.**

મુંબઈ છાપ ઉંચા ચીકણા ગ્લેજ કાગળ મજબુત સુંદર પાકું પુઠું છતાં મૂલ્ય ફક્ત રૂ. ૬-૦-૦ બહારગામ પોસ્ટેજ જુદું ૧-૪-૦.

---

## શિવપુરાણ ખરીદનારાઓ ચેતો

સુધારા વધારા સાથે નવીન પાંચમી આવૃત્તિ મુંબઇમાં છપાએલું જોઈ તપાસીને લેજો

## ભકિતરસથી ભરપુર

**સચિત્ર અસલ આવૃત્તિ સચિત્ર**

# શ્રીમહાશિવપુરાણ

**૨૪૦૦૦ શ્લોકોનું**

**શુદ્ધ સરલ ગુજરાતી ભાષાંતર**

બ્રહ્મવિદ્યાના ઉપદેશરૂપ **શ્રી શિવગીતા** સાથે જગદ્‌ગુરૂ શ્રી-શારદાપીઠાધીશ્વર શ્રીશંકરાચાર્ય મહારાજની સંમતિવાળું **રાજગુરૂ પંડિત રવિશંકર જયેષ્ઠારામનું મુંબઈમાં છપાવેલું** શુદ્ધ સરલ સુંદર અને બોધપ્રદ ગુજરાતી ભાષાંતર **સચીત્ર પાંચમી** આવૃત્તિ-વાળું જોઇ તપાસીને લેજો. આ મહાશિવપુરાણમાં કર્મકાંડ, ઉપાસ-નાકાંડ, અને જ્ઞાનકાંડનું યુકિતપ્રયુકિત દૃષ્ટાંતોથી નિરૂપણ કરવામાં આવ્યું છે. પાશુપાત યોગનું તથા મંત્ર શાસ્ત્રનું રહસ્ય પણ આના જેવું બીજા ગ્રંથોમાં ભાગ્યે જ જોવામાં આવે છે, તેનું વર્ણન પણ આ ગ્રંથમાં સવિસ્તર આપેલું છે. **શિવપુજનનો** વિધિ ભસ્મનું મહાત્મ્ય, કૈલાસ મહાત્મ્ય, મૃત્યુંજયાદિ મહામંત્રોનો જપવિધિ, વર્ણ ધર્મ, સ્ત્રીધર્મ, રાજધર્મ, શિવજીના ભિન્ન ભિન્ન અવતારોનું ચરિત્ર ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થોનું વર્ણન વગેરે અનેક વિષયો આ **મહાશિવપુરાણમાં** સમાવેલા છે. મુંબઇ છાપ,

ઉંચા ગ્લેજ કાગળ, સુંદર મજબુત પાકું પુંઠું છતાં મુલ્ય ફક્ત રૂ. ૬ બહારગામ માટે પોસ્ટેજ ૧)= જુદું.

---

**શ્રી પુષ્ટિમાર્ગીય સ્તોત્ર રત્નાકર [૮૧] સ્તોત્રથી ભરપૂર ૦–૮–૦**

---

**તૈયાર છે.** **તૈયાર છે.**

# વૈષ્ણવ સંપ્રદાયનો મહાન ગ્રંથ.

**સચિત્ર** **સચિત્ર**

**॥ શ્રી ॥**

## बृहत्स्तोत्रसरित्सागर

**( गद्यपद्यात्मक )**

**આવો ગ્રંથ આજ સુધીમાં એકે બહાર પડયો જ નથી.**

વૈષ્ણવ સંપ્રદાયનાં સ્તોત્રોનો આવો મોટો સંગ્રહ બહાર પડયો નથી. નવીન સંશોધિત વર્ધિત આવૃત્તિ શ્રીવલ્લભાચાર્યના સુંદર રંગીન ચિત્ર સહિત. શ્રીહરિરાયજીની **અષ્ટપદીઓ,** બ્રહ્મસૂત્ર પણ આપેલાં છે. સુંદર જાડા કાગળ તથા પાકી બાંધણી અને મોટા અક્ષરનો ક્રાઉન ૮ પેજીના આશરે ૮૦૦ પાનાનો અપૂર્વ ગ્રન્થ. પાકું પુઠું કિંમત માત્ર રૂ. ૫–૦–૦.

## બૃહત સ્તોત્ર સરિત્સાગર.

**આવા ગ્રંથોની દરેક વૈષ્ણવ ભાઈઓએ એક પ્રત ઘરમાં રાખવીજ જોઈએ. કિંમત પણ જુજ છે.**

**આજે જ ખરીદો.**

**બહાર ગામ પોસ્ટેજ જુદું છે.**

| | |
|---|---|
| **રાષ્ટ્રીય નવરાત્ર રાસ.** આદ્યશક્તિના હોંસે ગવાય તેવા ઉત્તમ રાસ. | ૦—૪—૦ |
| **સ્ટવના અકસ્માતથી કેમ બચવું?** ૫૪ ચિત્રોથી ભરપૂર તાત્કાલીક ઉપાય. | ૦—૪—૦ |
| **આત્મવિદ્યા વિલાસ** અને વૈરાગ્ય પંચક ગુજરાતી ટીકામાં | ૦—૨—૦ |
| **નીતિશતક** સમશ્લોકી ગુજરાતી | ૦—૪—૦ |
| **વૈરાગ્યશતક** ગુજરાતી ટીકામાં | ૦—૮—૦ |
| **સાંખ્યતત્ત્વકૌમુદી** સંસ્કૃત ટીકામાં | ૨—૦—૦ |
| **સાંખ્યકારીકા ગૌડપાદટીકા** સહિત | ૦—૫—૦ |
| **પ્રેમાનંદ કાવ્ય** સ્વામી પ્રેમાનંદ કૃત ૨૨૮૫ પદોથી ભરપૂર છતાં | ૩—૦—૦ |
| **એકાદશસ્કંધ** ગુજરાતી | ૦–૧૪–૦ |
| **રામગીતા** (ગુજરાતી ટીકા સાથે) | ૦—૪—૦ |
| **બાળબોધ જ્યોતિષસાર સંગ્રહ** (ગુજરાતી ટીકા સાથે) જ્યોતિષ શીખનાર વિદ્યાર્થીઓ માટે ઉત્તમ | ૦–૧૨–૦ |

| | |
|---|---|
| **અદ્વૈતસિદ્ધાન્તગુરૂચંદ્રિકા** વેદાન્ત રસથી ભરપૂર સંસ્કૃત | ૩—૦—૦ |
| **અમૃત આહાર.** ગુજરાતી (ગદ્યપદ્યમાં) ભજનો અને દૃષ્ટાંતોથી ભરપૂર | ૦—૬—૦ |
| **શ્રીમદ્ ભગવદ્ગીતા.** હિંદી પીતાંબર પંડિત કૃત હિન્દી સરળ ટીકા | ૪—૦—૦ |
| **શ્રીમદ્ ભગવદ્ગીતા** મૂળ નાની સાદી | ૦—૪—૦ |
| **શ્રીમદ્ ભગવદ્ગીતા** ,, ,, રેશમી | ૦—૭—૦ |
| **શ્રીમદ્ ભગવદ્ગીતા** ,, મોટી ,, | ૧—૦—૦ |
| **શ્રીમદ્ ભગવદ્ગીતા** ,, પાકી | ૦—૧૪—૦ |
| **શ્રીમદ્ ભગવદ્ગીતા** ગુજરાતી સાદી | ૦—૬—૦ |
| **શ્રીમદ્ ભગવદ્ગીતા** ગુજરાતી પાકી | ૦—૭—૦ |
| **શ્રીમદ્ ભગવદ્ગીતા** ગુજરાતી રેશમી | ૦—૮—૦ |
| **શ્રીમદ્ પંચરત્નગીતા** મૂળ મધ્યમ સાદી | ૦—૬—૦ |
| **પંચરત્નગીતા** ,, ,, પાકી | ૦—૧૦—૦ |
| **પંચરત્નગીતા** ,, રેશમી મોટી | ૧—૮—૦ |
| **પંચરત્નગીતા** ગુજરાતી ટીકા સાદી | ૦—૧૨—૦ |
| **પંચરત્નગીતા** ગુજરાતી ટીકા પાકી | ૦—૧૪—૦ |
| **પંચરત્નગીતા** ગુજરાતી ટીકા રેશમી | ૧—૦—૦ |
| **અવધુત ગીતા** મૂળ સાદી નિત્ય પાઠ કરવા માટે નાની સાઇઝ રેશમી | ૦—૬—૦ |
| **અપરોક્ષાનુભૂતિ** સંસ્કૃત ટીકા સહિત | ૦—૮—૦ |
| **બ્રહ્મસૂત્ર વેદાન્ત દર્શન** મૂળ | ૦—૪—૦ |
| **રામતાપની ઉપનિષદ્** હિંદી | ૧—૦—૦ |

| | |
|---|---|
| **પાણ્ડવગીતા** મૂળ મોટા અક્ષરમાં આવે છે અને આ પુસ્તકમાં વિષ્ણોરષ્ટોત્તરશતનામ નારાયણાષ્ટક, જગન્નાથ-પંચક આવે છે છતાં કિંમત માત્ર | ૦—૨—૦ |
| **વેદાન્તસંગ્રહ** સ્વામીશ્રી દેવેન્દ્રાનંદગીરી વિરચિત હિંદી ટીકામાં | ૦—૨—૦ |
| **વેદાન્તષટકં** સંસ્કૃત. મોહમુદ્દગર. સાધનપંચક, યતિ-પંચક, કાશીકા સ્તોત્ર, આત્મષટક અભિલાષાષ્ટક સહિત મૂળ | ૦—૧—૦ |
| **વિવેક ચુડામણિ** મૂળ | ૦—૮—૦ |
| **શિવનામકલ્પલતાલવાલ** સંસ્કૃત | ૧—૦—૦ |
| **શ્રી કૃષ્ણ જન્મ ખંડ** ગુજરાતી ભકિતરસથી ભરપૂર પૂર્વાર્ધ | ૫—૦—૦ |
| **વૈષ્ણવોપયોગી સર્વસંગ્રહ પુષ્ટિમાર્ગીય** વૈષ્ણવોપયોગી | ૦—૪—૦ |
| **ગોવર્ધનનાથજી પ્રાગટ્ય** હિંદી ભાષા | ૦—૮—૦ |
| **કુંડાર્ક સટીક** સચિત્ર કર્મકાણ્ડીયોને ઉપયોગી કુંડના ૧૦ ચિત્રો સહિત | ૦—૮—૦ |
| **સુંદર વિલાસ** ગુજરાતી ટીકામાં | ૨—૮—૦ |
| **વિધિસ્વરૂપં વિચાર** | ૦—૮—૦ |
| **અષ્ટાધ્યાયી સૂત્રપાઠ** (વ્યાકર) | ૦—૬—૦ |
| **બૃહત** શબ્દરૂપાવલી એકાક્ષરી કોષ સહિત વિદ્યાર્થીઓ માટે ઉત્તમ | ૦—૨—૬ |
| **સમાસચક્ર** | ૦—૧—૬ |
| **ધાતુ રૂપાવલી** | ૦—૩—૦ |

---

**ધાતુ મંજરી** જીવરામ લલ્લુભાઇની બનાવેલી કઠણ શબ્દોના ઉદાહરણ અર્થ સહિત વ્યાકરણનું ઉત્તમ પુસ્તક ૧—૦—૦

**લઘુસિદ્ધાંતકૌમુદી** નવિન આવૃત્તિ સુધારા વધારા સહિત સરળ ૦—૮—૦

**લક્ષણાવલી** (ન્યાય) ૦—૪—૦

**અમરકોષ** મુળશબ્દાનુક્રમણિકા સહિત વિદ્યાર્થીઓને ઉપયોગી ૦—૧૨—૦

**શબ્દાર્થસિન્ધુ** સંસ્કૃત ગુજરાતી શબ્દકોષ સહિત ૮—૦—૦

**કેશવીજાતક** ગુજરાતી ટીકા ૦—૮—૦

**જૈમીનીયસુત્ર** ગુજરાતી ટીકા ફળાધિશનો ઉત્તમ ગ્રંથ ૧—૦—૦

**મુહુર્ત માર્તણ્ડ** અન્વય અને અન્વયાર્થ યુક્ત શુદ્ધ ગુજરાતી ટીકા સહિત વિદ્યાર્થીઓ માટે જ્યોતિષ શિખવાનું ઉત્તમ પુસ્તક ૩—૦—૦

**પ્રશ્નાંકચુડામણિ** પ્રશ્નનું ઉત્તમ પુસ્તક ૦—૨—૦

**બ્રહ્મપક્ષીય પંચાગ** સાધન ઉદાહરણ અને ઉત્પતિ સહિત ગુજરાતીમાં પંચાગ કર્તાને ઉપયોગી ઉત્તમ પુસ્તક ૦—૧૨—૦

**બૃહતસંહિતા** વારાહી સંહિતા ગુ. ૩—૦—૦

**બૃહજ્જાતક** શ્લોક સહિત ગુ. ટીકા. ૨—૦—૦

**લઘુસાયન ગ્રહસાધન** ગુજરાતી ટીકા ૧—૦—૦

**લઘુતિથી ચિન્તામણી** ગુજરાતી ટીકા ૦—૮—૦

**લઘુપારાશરી ઉડુદાયપ્રદીપ** ગુ. ટી. ૦—૪—૦

**ગ્રહલાઘવ** મોટા ગુજરાતી ટીકા સહિત સચિત્ર ઉત્તમ ગ્રંથ ૨—૦—૦

**ષટ્પંચાશિકા** પ્રશ્નફળનું ઉત્તમ પુસ્તક ૦—૮—૦

---

| | |
|---|---|
| **ભૃગુસુત્ર** જ્યોતિષનું સંસ્કૃત ઉત્તમ પુસ્તક ભૃગુરૂષીનું બનાવેલું | ૦—૨—૦ |
| **પંચાંગસંસ્કર્ણનિબંધ** પચાંગ બનાવવાને માટે શિખવા લાયક ઉત્તમ ગુજરાતી | ૦—૧૨—૦ |
| ભવિષ્ય ભાવ ફળ ગુ. ટી. | ૫—૦—૦ |
| **હનુમાનજ્યોતિષ** હિંદી પ્રશ્નફળનું | ૦—૪—૦ |
| **સ્વપ્નચિંતામણી** ગુજરાતી ટીકા | ૦—૫—૦ |
| **ગાયત્રીપુરશ્ચરણવિધિ** | ૦—૨—૦ |
| **ગાયત્રીપૂજનવિધિ** | ૦—૨—૦ |
| **નારાયણભટ્ટી** પ્રયોગરત્ન ગર્ભાધાનથી અંત્યેષ્ટીપર્યંત પ્રયોગ ( વેદોક્ત ) | ૧—૮—૦ |
| **પૌરાણકર્મદર્પણ** કર્મકાણ્ડીય અત્યત્તમ મહાનગ્રંથ ૬૧૮ વિષયોથી ભરપૂર ગુજરાતી ટીપણી સાથે, કર્મકાણ્ડીઓને આ ગ્રંથ ખરીદ કર્યા પછી કોઈ પણ ગ્રંથ ખરીદ કરવાની જરૂર બીલકુલ રહેતી નથી છુટા પાનમાં કિંમત ફક્ત | ૬—૦—૦ |
| **શિવપૂજનપદ્ધતી** | ૦—૨—૦ |
| **વૈદિક સર્વદેવપૂજાપ્રકાશ** અસલ વૈદોક્ત સર્વપૂજા સંપૂર્ણ | ૦—૩—૦ |
| **સદાચારસ્મૃતિ** સંસ્કૃત ટીકા સહિત | ૦—૮—૦ |
| **આશૌચનિર્ણય ત્ર્યંબકી** ગુજરાતી | ૦—૩—૦ |
| **પ્રાર્યાશ્ચતેન્દુશેખર** પ્રાયશ્ચિત કરવાના વિધી સહિત સંસ્કૃત ગ્રંથ | ૦—૧૪—૦ |
| **રઘુવંશ** સંપુર્ણ સટીક | ૧—૪—૦ |

**રઘુવંશ** પાંચ સર્ગ વિદ્યાર્થીઓને શીખવાને માટે ઉત્તમ ૦—૬—૦
**તર્કસંગ્રહ** વાકયાર્થ ૦—૫—૦
**ન્યાયદર્શન** મૂળ ગૌતમ મહર્ષિનું ૦—૩—૦
**સત્યનારાયણ** કથા સંગીતમાં હરીકીર્તનમાં ગાવાની આરતી સહીત ૦—૮—૦
**હરિતાલીકાવ્રત** કથામૂળ ૦—૩—૦
**ગંગાલહરી** મૂળ મોટા અક્ષરમાં ૦—૧—૬
**ગંગાલહરી** સંસ્કૃત, મરાઠી, અને ગુજરાતી ત્રણ ટીકા સહિત ૦—૧૦—૦
**ચર્પટપંજરી** શ્રી શંકરાચાર્યજીની બનાવેલી ગુજરાતી ગદ્યપદ્યાત્મક ૦—૨—૦
**મોહમુદગર** ગુજરાતી ટીકા સહિત ગદ્યપદ્યાત્મક ભાષાંતર ૦—૨—૦
**શપ્તશ્લોકીગીતા** અને ચતુશ્લોકી ભાગવત મૂળ નિત્ય પાઠોપયોગી ૦—૧—૦
**શ્રીશિવસ્તોત્રપંચરત્ન** મહાદેવના ભકતોએ આ પુસ્તક સનાતન ધર્માનુયાયીઓએ ખાસ પોતાની પાસે રાખવું જોઇએ. આવું શુદ્ધ ભાષાંતર બીજા કોઇએ બનાવ્યું નથી. જયશંકર સ્તોત્ર, શિવતાંડવસ્તોત્ર, શિવપંચાક્ષર સ્તોત્ર, શિવષડક્ષર સ્તોત્ર, અને બિલ્વાષ્ટક સ્તોત્ર શ્લોક સહિત ગુજરાતી ટીકામાં ૦—૩—૦
**પુરૂષસૂકત** શ્રીસૂકત, લક્ષ્મીસૂકત મૂળ ઉત્તરનારાયણસહિત ૦—૨—૦
**જમનાજીનાં** ચાલીશ પદ વૈષ્ણવોપયોગી ૦—૩—૦
**હનુમાનચાલીસા** સંકટનાશન હનુમાનાષ્ટક અને બજરંગબલીની આરતી સહિત મોટા અક્ષરમાં હિંદીભાષા ૦—૧—૦
**વિષ્ણુસહસ્રનામ** આદ્ય શંકરાચાર્ય ભગવાને બનાવેલા શાંકરભાષ્ય ઉપરથી ગુજરાતીમાં ટીકા સહિત પંચરત્ન.

| | |
|---|---|
| આવી શુદ્ધ સરળ ગુજરાતી ટીકા કોઇ પણ ઠેકાણે બીજે છપાઈ નથી. | ૦—૨—૬ |
| **દેવીકવચ,** અર્ગલા અને કીલક નિત્ય પાઠ કરવા માટે ખાસ ઉપયોગી | ૦—૧—૦ |
| **સનત્કુમારતંત્ર** મૂળ ( મંત્ર ગ્રંથ ) | ૦—૪—૦ |
| **ગૌતમીયતંત્ર** મૂળ નારદ મુનીનું બનાવેલું (મંત્ર ગ્રંથ) | ૧—૪—૦ |
| **શ્યામારહસ્યતંત્ર** હિંદી (મંત્ર શાસ્ત્ર ગ્રંથ) | ૩—૦—૦ |
| **સપ્તશતી મધ્યમ.** રેશમી દશ ફોટા અને યંત્રસહિત ચીકણા કાગળ નવચંડી, શતચંડી સહસ્ત્રચંડી પ્રયોગ સહિત રેશમી પુઠું. નિત્ય પાઠોપયોગી | ૦—૧૨—૦ |
| **સપ્તશતી મોટી** સાઇઝ, છુટાં પાનાં દશ ફોટા અને યંત્રસહિત ચીકણા કાગળ નવચંડી શતચંડી પ્રયોગ સહિત | ૦—૧૪—૦ |
| **સપ્તશતી** મોટી, રેશમી દશ ફોટા અને યંત્રસહિત ચીકણા કાગળ નવચંડી શતચંડી સહસ્ત્રચંડી પ્રયોગ સહિત | ૧—૪—૦ |
| **ષટ્ચક્રનિરૂપણ** મૂળ ( યોગ વિષય ) | ૦—૮—૦ |
| સરોદા જ્ઞાન શિવસ્વરોદય કાલજ્ઞાન સહિત સચિત્ર ગુજરાતી | ૧—૦—૦ |
| **યાજ્ઞવલ્કય** યોગ મુળ માત્ર | ૦—૬—૦ |
| **પાતંજલ** યોગદર્શન મુળ માત્ર | ૦—૩—૦ |
| **વૈશેષિકદર્શન** મૂળ કણાદમુનિનું બનાવેલું | ૦—૩—૦ |
| **સાંખ્યદર્શન** મૂળ કપિલમુનિનું બનાવેલું | ૦—૩—૦ |
| **શિવોક્ત** ઇન્દ્રજાળ યોગ | ૦—૩—૦ |
| **હંસમુકતાવલી** (કબીરપંથી) પાના કબીર સાહેબના ભકતોને ઉપયોગી ભજનો | ૨—૦—૦ |

**પ્રબંધચિન્તામણિ** ગુજરાતી અત્યુત્તમ ૩—૦—૦

**દીનતાઆશ્રયના** પદ વ્રજ ભાષામાં
પુષ્ટીમાર્ગીઓને અતિ ઉપયોગી ૦—૮—૦

**શ્રીમદ્ દેવકીનંદન સંહિતા** આ પુ. બાળબોધ
લીપીમાં ભગવદ્ ગીતા અને પદ્યમાં બધું લખાણ
છે આવું પુસ્તક આજ દિવસ સુધી છપાયું નથી ૧—૮—૦

આત્મપુરાણ ગુજરાતી ૮—૦—૦

વૃતરાજ મૂળ સાથે ગુજરાતી ૮—૦—૦

**"સૂર્ય જગતનું જીવન છે."**

**સુર્યનમસ્કાર** અથવા **શાસ્ત્રોક્ત પદ્ધતિસર** પ્રણામ
અને તે દ્વારા થતી કસરતના સાહિત્ય રહિત વ્યાયામ
તથા તે કરવાની સંપૂર્ણ હકીકત, કસરત કરવાના
ચિત્રપટ સાથે ગુજરાતીમાં ૦—૪—૦

**શ્રી શિવમહિમ્ન** શુદ્ધ સરળ ગુજરાતી ભાષાંતર
મહિમ્ન સ્તોત્રનાં ઘણી જાતનાં ભાષાંતરો થયાં છે
પણ આ ભાષાંતરના જેવું સરળતાથી સમજી
શકાય તેવું શુદ્ધ બોધપ્રદ ભાષાંતર બીજા એકે મહિ-
મ્નનું થયું નથી. માટે આજ મહિમ્ન જલદી ખ-
રીદો. ચીકણા ગ્લેજ કાગળમાં છપાઇ ૦—૨—૦

**શિવમાનસપૂજા** શિવસ્તુતી સહિત ૦—૧—૦

**શિવાનન્દલહરી** શ્રી શંકરાચાર્ય મહારાજકૃત સંસ્કૃતમાં ૦—૨—૦

**શંકરદિગ્વિજય** સંસ્કૃત દુદુંભી ટીકા સહિત છુટાપાનામાં ૪—૦—૦

**શુક્લ યુજુર્વેદીય** બ્રહ્મનિત્યકર્મ નિત્યોપયોગી ગૃહશાંતિ
શ્રાવણીપયોગ રૂદ્રાભિષેક પ્રયોગ વીગેરેથી ભરપૂર ૧—૮—૦

**શ્રીરુદ્રાભિષેકા- સ્નાન પદ્ધતિ**

આ પુસ્તકમાં પંચવકત્રપૂજન, છતાં શુધ્યાદિપ્રયોગ, મહા-
ન્યાસ, બિલ્વાષ્ટક સ્તોત્ર, રૂદ્રાભિષેક પ્રકાર આખી રૂદ્રિ

ઉપર ભાષ્ય, આરતિ, મંત્રપુષ્પાંજલિ, આશિર્વાદમંત્ર, માનસપૂજાસ્તોત્ર વિગેરે ઘણા વિષયોથી ભરપૂર ૨—૦—૦

**શ્રી શુકલ યુજુર્વેદીય અષ્ટાધ્યાયી રૂદ્રિ**

**પૂર્વારાધન**, ઉત્તરાધન, પુજા, શાંતિપાઠ, રૂદ્રાભિષેક, મહાત્મ્ય સહિત, નમકચમકનો પ્રયોગ, આરતિ, મંત્રપુષ્પાંજલિ વિગેરે વિષયોથી ભરપૂર રૂદ્રિ શીખનારને શીખવા માટે મોટા અક્ષર છુટાં પાનામાં ૦—૪—૦

અતિશય સરળ સદુપદેશપુર્ણ અદ્વિતીય અદ્દભૂત ગ્રંથ પવિત્ર અધિક માસમાં અને ચાતુર્માસમાં અષ્ટોત્તરશત પારાયણમાં આ લોક તથા પરલોકના હેતુ માટે હંમેશાં સપ્તાહમાં દાન આપવા માટે સદુપદેશપૂર્ણ અદ્વિતીય અત્યુમ અદ્દભૂત ગ્રંથ

સચિત્ર! **શ્રીમદ્દભાગવત સચુર્ણિક** સચિત્ર!

**વેદસ્તુતિપર** શ્રીમદ્દવલ્લભાચાર્યજીની ટીકા સહિત. આવું સુંદર અને સરસ ભાગવત આજ સુધીમાં છપાયું નથી. સપ્તાહમાં દાન આપવાને માટે પારાયણ વાંચવામાં સસ્તામાં સસ્તું આ એકજ ભાગવત છે, છુટા પાનાંમાં ઉંચા ચીકણા ગ્લેજ કાગળ શુદ્ધ છપાઈ છતાં સ્થૂલ વસ્તુનું મૂલ્ય ફક્ત રૂા. ૧૨—૦—૦

**શ્રીશંકરાચાર્ય**નાં સાત રત્નો, આત્મ જ્યોતિનું અનુપમ જ્ઞાન આપનાર અને અદ્વૈત સિદ્ધાંતનું પરમ રહસ્ય સમજાવનાર આ રત્નસંગ્રહ દરેક વાંચવા લાયક છે. આ પુસ્તકમાં શંકરાચાર્ય ભગવાને વિવેક ચુડામણી, અપરોક્ષાનુભૂતિ, સ્વાત્મનિરૂપણ, આત્મબોધ, વાક્યવૃત્તિ સાધનપંચક હસ્તામલકસ્તોત્ર શ્લોક સાથે ગુજરાતી ટીકામાં બનાવેલ છે. ૧—૪—૦

**સંગીતપંચરત્ન** હિન્દીમાં હારમોનીયમ. તબલા,

| | |
|---|---|
| સીતાર, દિલરૂબા, વિગેરે શિખવાનું સંગીતના શોખીનો માટે ઉત્તમ પુસ્તક હિન્દીમાં | ૩—૮—૦ |
| **શિવાજી મહારાજને રામદાસસ્વામીએ સંભળાવેલી રામરક્ષા** મૂળ સચિત્ર | ૦—૨—૦ |
| **વજ્રકવચ** ગૂઢ મંત્ર પ્રયોગ | ૦—૨—૦ |
| **રામરક્ષા** રામહૃદય રામાષ્ટક સહિત ગુજરાતી ટીકા, | ૦—૧—૦ |
| **હરિમીડે** સ્તોત્ર ગુજરાતી ટીકા | ૦—૧૨—૦ |
| **જ્યોતિર્વિદાભરણ** કાલિદાસ પંડિતનું બનાવેલું સંસ્કૃત ટીકાનું જ્યોતિષનું અત્યુત્તમ પુસ્તક | ૨—૮—૦ |
| **ભૃગુસંહિતા** સંપુર્ણ અસલી હિન્દીમાં. | ૩૫—૦—૦ |

**શ્રી પુરૂષોત્તમમાસ માહાત્મ્ય**

| | |
|---|---|
| **મુંબ્ઇની** તથા અધિક શુકલ એકાદશી અને વદી એકાદશીની તથા વ્યતીપાતની કથાઓ સહિત મૂળ શ્લોક અને શ્લોકે શ્લોકનું શુદ્ધ સરળ ગુજરાતી ભાષાંતર બાળબોધ અક્ષર શુદ્ધ સરળ ગુજરાતી ભાષામાં, છુટાં પાનાં | ૧—૮—૦ |

**પંચીકરણ બાળબોધ અક્ષર.**

| | |
|---|---|
| **અસલી** (૪૩) દૃષ્ટાંતોથી ભરપુર ગુજરાતી ભાષામાં મોટા અક્ષર. | ૨—૦—૦ |
| **શ્રી શંકરાચાર્ય** વિરચિત ગુજરાતી ટીકામાં **શતશ્લોકી શ્લોકસહીત.** | ૦—૧૦—૦ |
| **શ્રી સત્યનારાયણની કથા** ગુર્વારાધન ઉત્તરાધન પૂજા, આરતી, મંત્ર પુષ્પાંજલી તથા બાળબોધ લીપીમાં ગુજરાતી ટીકા સાથે. | ૦—૪—૦ |
| **શ્રી સત્યનારાયણની કથા** મૂલ | ૦—૩—૦ |
| **શ્રી સત્યનારાયણની કથા** મૂલ સાત અધ્યાયમાં શુદ્ધ છપાઈ | ૦—૫—૦ |

| | |
|---|---|
| **શિવસહસ્ત્રનામાવલી** (ગ્લેજ) | ૦—૩—૦ |
| **વિષ્ણુસહસ્ત્રનામાવલી** કે જેમાં ૨૪ અવતારના ફોટાઓ તથા આરતિ સહિત | ૦—૩—૦ |
| **શ્રી શુકલ યજુર્વેદીય અષ્ટાધ્યાયી** રૂદ્રી, મંત્રો સહિત સરળતાથી સમજ પડે તેવી શુદ્ધ ગુજરાતી ટીકા સાથે | ૦—૬—૦ |
| **स्तोत्रचिन्तामणि**—રંગીન ચિત્રો તથા ગુજરાતી અર્થસહિત | ૨—૮—૦ |
| **बुद्धि बढानेका उपाय—( आयुर्वेदमें )** આયુર્વેદ શાસ્ત્રમાં અને આપણા ધાર્મિક પુસ્તકોમાં બુદ્ધિ વધારવાના અનેક ઉપાય લખ્યા છે પણ આ પુસ્તકમાં લખ્યા પ્રમાણે જો ઉપાયો કરવામાં આવે તો સહેલાઇથી માણસ બુદ્ધિનો વધારો કરી સમર્થ પંડિત થઇ શકે તેમ છે. આયુર્વેદમાં આવું પુસ્તક આજ દિવસમાં એક છપાયું નથી એટલું હમો ખાત્રીથી કહીશું. માટે આ પુસ્તક કલ્પવૃક્ષ જેવું છે. ગ્લેજ કાગળમાં છપાયું છે છતાં મૂલ્ય | ૧—૪—૦ |
| **भावप्रकाश** ગુજરાતી ત્રણ ખંડ અને બે ભાગમાં સંપૂર્ણ **પહેલી આવૃત્તિની કિંમત રૂ. ૧૫** હતી તેનો લાભ દરેક સ્થિતીના મનુષ્યથી લઈ શકાતો ન હોવાથી નફા પર ધ્યાન ન આપતાં આ નવી આવૃતિની કિંમત ઘટાડી ફક્ત રૂ. ૧૨) કરવામાં આવી છે. આશા છે કે વૈદ્યવિદ્યાના શોખીનો પોતાના દેહ તથા કુટુંબના રક્ષણાર્થે આ ગ્રંથને ગમે તેમ મેળવી યોગ્ય ઉપયોગ કરે. | ૧૨—૦—૦ |
| **माधवनिदान** મૂળ શ્લોક સહિત શુદ્ધ ગુજરાતી નિદાનનો અપૂર્વ ગ્રંથ | ૨—૦—૦ |

**मैथुनी अने टांकिना रोगो** આ પુસ્તક બધું ગુજરાતી સસ્તા અલૌકિક ઉપચારો સાથે લખવામાં આવ્યું છે. પૃષ્ઠ (૩૬૪) મુલ્ય રૂા. ૪—૦—૦ છે છતાં હાલ કીંમત ઘટાડી માત્ર રૂ. ૨—૦—૦

**रसप्रकाश सुधाकर** સંસ્કૃત મૂળ શ્લોકોમાં. આ પુસ્તકમાં રસાયણિક ઉપચારો લખવામાં આવ્યા છે. ૨—૦—૦

**वैद्यजीवन**—મહાકવિશ્રી લોલીંબરાજ પ્રણીત શ્લોક સહિત પદ્યાત્મક અને ગદ્યાત્મક શુદ્ધ સરળ ગુજરાતી ભાષાંતર. આ પુસ્તકમાં શૃંગાર અને વૈદક બંને વિષયો આપેલા છે. આ પુસ્તકમાં લખેલા ઉપચારોથી ઘણા દરદીઓ સારા થયા છે. વૈદ્યકના આ પુસ્તકમાં (૩૫૫) ઉપર પાનાં છે. ઉત્તમ છપાઇ ગ્લેજ કાગળ છે અને આ પુસ્તક દશ રૂપીઆ ખરચતાં પણ મળતું ન હતું તેજ હાલમાં નવું છાપ્યું છે છતાં કિંમત રૂપીઓ ૧—૦—૦

**वाजीकरणकल्पद्रुम** હિંદી ટીકા ૧—૦—૦

**वैद्यकसारसंग्रह** શુદ્ધ સરળ ગુજરાતી ૨—૮—૦

**सुश्रुत आयुर्वेद** (સુશ્રુત સંહિતા) શુદ્ધ સરળ બાળબોધ લીપીમાં ગુજરાતી ટીકા સહિત ૧૨—૦—૦

**हितोपदेश** જૈનવર્ય પંડિત શ્રી કંઠસૂરિવિરચિત વૈદ્યક ગ્રંથ મૂળ સહિત શુદ્ધ ગુજરાતી વૈદ્યકના ખજાનાથી ભરપૂર ૨—૮—૦

**शारंधर संहिता** મૂળ શ્લોક સાથે ગુજરાતી ટીકા સહિત રચનાર ભટ્ટ પુલ્લશંકર અમરજીની અલૌકિક રોગક્રમો પરિનિદાન અનુક્રમણિકા અને વિષયાનુક્રમણીકા સહિત. આ પુસ્તક રૂપીયા વીસ ખરચતા છતાં ન મલે તેવા આ પુસ્તકની કિંમત રૂ. ૬—૦—૦ હતી છતાં લોક સમુદાયને જલદી

ઉપયોગી થઈ પડે અને જનસમાજને થોડે
ખરચે મોટોલાભ મલે તેટલા માટે મૂળ કીં. ઘટાડી છે. ૫—૦–૦

**વંધ્યાકલ્પ**—વાંઝણી સ્ત્રીઓને ગર્ભ રહે
તેવા ઉત્તમ સરળ ઉપાયોથી ભરપૂર ૦—૨–૦

પ્રજાના ભવિષ્યની ઉન્નતીનો મુખ્ય આધાર સ્ત્રીઓ ઉપરજ છે માટે સ્ત્રીઓને સદ્દગુણી બનાવવાનો માર્ગ દેખાડનારૂં આ એક જ પુસ્તક છે.

## હિન્દુ સ્ત્રી સમાજ માટે અતિ ઉત્તમ ઉપયોગી પુસ્તક.

# યુવતીસૌભાગ્યરત્ન

આર્ય સન્નારીઓને પોતાના ધર્મનું ભાન થાય અને તેઓ પોતાનું જીવન સન્માર્ગે ગુજારે એ શુભ હેતુથી આ પુસ્તક બહાર પાડવામાં આવ્યું છે. આ પુસ્તકની અંદર ઇશ્વરસ્તુતી, સુવાસીનીધર્મ, સતી લક્ષણ, રજસ્વલાધર્મ, પ્રોષિતસ્ત્રીધર્મ, વિધવાધર્મ, તુલસીપૂજાવિધી વીગેરે સાદી સરલ ભાષામાં આપવામાં આવ્યાં છે. એટલું જ નહિ પણ સતી સાવિત્રીચરીત્ર, પતિભક્તિસ્તવન, કૌશિક તાપસી આખ્યાન, અનસૂયા અભ્યુદય, ભોગવતી ભાગ્યોદય અને સતી સુલોચનાનું એવું તો સરસ આખ્યાન લખવામાં આવ્યું છે કે એક જડ હૃદયની સ્ત્રી હોય તોપણ આ એક આખ્યાન વાંચે તે પોતાના પતિ પ્રત્યે તન મનથી પતિવ્રત્ય શું છે તે સમજી પોતાના પતિની સેવા કરે છે.

આ પુસ્તકની ઉપયોગિતા અને લોપ્રિયતા એટલી બધી વધી છે કે જેની ત્રીજી આવૃતિ બહાર પાડવામાં આવી છે. અને શ્રીમંત સરકાર શ્રી ગાયકવાડ સરકારે લાયબ્રેરીઓ અને કન્યાશાળાઓ માટે મંજુર કરેલું છે.

આ પુસ્તક દરેક સ્ત્રી અને પુરૂષોને પણ વાંચીને બોધ લેવા લાયક છે. અને ઉછરતી બાળાઓ માટે ઘણું ઉપયોગી છે.

આ પુસ્તકમાં ૨૯૮ પાનાં તથા મજબુત સોનેરી પાકું પુંઠુ છતાં કીમત માત્ર બારજ આના રાખવામાં આવી.

છે. આ પુસ્તકની એક નકલ દરેક હિંદુ કુટુંબે પોતાના ઘરમાં રાખવીજ જોઇએ યુવતીસૌભાગ્યરત્ન બાળાથી માંડી વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થયેલ સ્ત્રી જાતિ માત્રને ખાસ વાંચવા અને વિચારવા લાયક ઉત્તમ પુસ્તક છે. આ પુસ્તકમાં સ્ત્રીની પ્રત્યેક અવસ્થાને માટે ભિન્નભિન્ન હિતકારક ધર્મશાસ્ત્રનો બોધ આપવામાં આવ્યો છે. ૦—૧૨—૦

## વૈષ્ણવોને ઉપયોગી ગ્રંથો

| | |
|---|---|
| **વસંત કીર્તન** (કીર્તનોનો સંગ્રહ) | ૨—૦—૦ |
| **વલ્લભાખ્યાન** તથા મૂલપુરૂષ ગુ. | ૦—૮—૦ |
| **વલ્લભાખ્યાન** ,, વ્રજભાષામાં | ૦—૮—૦ |
| **બ્રહ્મર્ષી ગીતા** ગુજરાતી ટીકા | ૦—૮—૦ |
| **સનાતનધર્મરહસ્ય** ધર્મશાસ્ત્ર, આયુર્વેદ, બ્રહ્મર્ષિ નીતિશાસ્ત્ર સાથે | ૨—૮—૦ |
| **શ્રી જ્ઞાનગંગા** ગુજરાતી | ૦—૮—૦ |
| **શ્રી જ્ઞાનચિંતામણિ** અપૂર્વ કીર્તન | ૨—૦—૦ |
| **ગીતાસાંખ્ય** સંગીત કીર્તન | ૦—૫—૦ |
| **ગોપિકાગીત** લલિતછંદમાંજ ગુજરાતી ભાષાંતર ગદ્યપદ્યમાં | ૦—૫—૦ |
| **જ્ઞાનોદય** ભજનમાળા ગુજરાતીમાં | ૦—૮—૦ |
| **નટવર ચંડાળ ચોકડી અથવા મોટાના છોકરાં,** શ્રીમંતોના છકેલ છોકરાંનો ચીતાર (૩૬) ફોટાઓ સાથે વાંચવા લાયક ઉત્તમ પુસ્તક | ૩—૦—૦ |
| **ત્ર્યંબકીઆશૌચનિર્ણય** ગુજરાતીમાં | ૦—૩—૦ |
| **ચમત્કારિક દૃષ્ટાંતુમાળા** ગુજરાતી | ૨—૮—૦ |
| **કુચ્છ** દેશની જુની વાતો | ૧—૮—૦ |

મળવાનું ઠેકાણું:—

**પંડિત નારાયણ મુળજી પુસ્તકાલય**

૨૨૯ કાલકાદેવી રોડ, ઝવેરી બાગ, **મુંબઇ નં. ૨**

આ પુસ્તક ઉપરાંત હમારે ત્યાં લાઇબ્રેરીઓને લાયક અને પાઠશાળોપયોગી સર્વ જાતનાં પુસ્તકો મળે છે. જેવાં કે ગુજરાતી, સંસ્કૃત અને હિંદી પુસ્તકો હમારે ત્યાં મળશે.

કીંમત માત્ર
રૂ. ૨-૦-૦
પોસ્ટેજ જુદું
પાંચસો પૃષ્ટનું
મોટું પુસ્તક

# વડોદરા રાજય
# પ્રજામિત્ર

પ્રસિદ્ધ કર્તા
વકીલ જીભાઈ
કાનજીભાઈ.
ઠે. સંઘવીનો પાડો
મુ. પાટણ
પ્રાંત મહેસાણા

**આ નામનું ચાર ભાગોનું એક ભેગું પુસ્તક બહાર પડયું છે. જો ખેતીવાડી સુધારવી હોય, માણસો અને જાનવરોની આરોગ્યતા સાચવવી હોય, કોર્ટના કામકાજમાં આવતી મુશ્કેલીઓ ટાળવી હોય, વડોદરા રાજ્યની વસ્તી ગણત્રાની માહિતી મેળવવી હોય તો આ પુસ્તક જરૂર ખરીદો. તુરત નહીં ખરીદનારને પસ્તાવાનો પ્રસંગ આવશે. આવી માહિતીવાળું પુસ્તક આટલી કીંમતે મળવું મુશ્કેલ છે.**

**ભાગ ૧ લો. વડોદરા રાજયમાં સને ૧૯૩૧ ની સાલમાં થયેલી વસ્તીગણત્રી સંબંધી સામાન્ય માહિતી.**

એમાં રાજ્યનાં કુલ ગામો, ક્ષેત્રફળ, કુલ વસ્તી, અને તેમાં વધારો ઘટાડો થયાની હકિકત, તથા પ્રાંતવાર અને તાલુકાવાર તેમજ ધર્મવાર તથા જ્ઞાતવાર વસ્તીની માહિતી છે. અને કસ્બાવાર તથા તાલુકાવાર વસ્તીમાં ભણેલાની સંખ્યા પણ બતાવેલી છે. અને કયા કયા ધંધામાં કેટલી વસ્તી ગુજરાન ચલાવે છે. વિગેરે અનેક બાબતોની માહિતી કે જે દરેક સમજુ માણસે ખાસ કરીને જાણવી જ જોઇએ એવી તમામ માહિતી છે.

**ભાગ ૨ જો. ખેતીવાડી સંબંધી જરૂરની સઘળી માહિતી.**

એમાં ખેતીવાડી કે જેના ઉપર આ દેશનો મોટો આધાર છે. તે ધંધાની અગત્યની માહિતી કે જે દરેક ખેડુતે, અને જમીનદારે ખાસ કરીને જાણવાની જરૂર છે. તેવી ખેડ, ખાતર, પાણી, બીઆં ઓજાર, ભડળી વાકયો બારે માસનાં પુરેપુરાં તથા નક્ષત્રોની ખેતીવાડીમાં થતી અસર તથા વાયુની ખેતીવાડીમાં થતી અસર તથા આંબા વાવની રીત, ઉધઇના ઉપાય તથા ઝાડઉછેર તથા ઢોર ઉછેર અને દુધ વધારવાની રીત. વિગેરે અનેક જાતની માહિતીઓ આપેલી છે.

**ભાગ ૩ જો માણસો અને જાનવરોના દરદોના અનુભવી ઉપાયો.**

એમાં માણસોના દરદોના અનુભવી અને સાદા સરળ ઉપાયો કે

જે થોડા પૈસામાં થઇ શકે તેવા, અને વનસ્પતિઓના અને દેશી દવાઓના. પાટણ આયુર્વેદીક કોલેજના મુખ્ય અધ્યાપક સાહેબના અનુભવના છે. અને તેજ પ્રમાણે જાનવરોના દરદોના અનુભવી અને સાદા સરળ ઉપાયો, વડોદરા રાજ્યના બે અનુભવી પશુ રોગ ચિકિત્સકોના અનુભવના છે.

## ભાગ ૪ થો. વડોદરા રાજ્યના કાયદાઓ પૈકી પ્રજાએ જાણવા જેવી અગત્યની માહિતી.

એમાં વડોદરા રાજ્યના નિબંધ અને નિયમો કે જેની સંખ્યા ૧૭૬ જેટલી છે તેમાંથી જે જે કાયદાઓની અને તેમાં પણ જે જે બાબતોની માહિતીની પ્રજાના મોટા ભાગને ખાસ કરીને ઘણી જરૂર પડે છે. તે કાયદાઓમાંથી તેવી માહિતી લેવામાં આવી છે તે કાયદાઓનાં નામ નીચે પ્રમાણે છે.

૧ હિંદુ પુરોહિત સંબંધી નિબંધ
૨ બાળલગ્ન પ્રતિબંધક નિબંધ
૩ હિંદુ લગ્ન વિચ્છેદક નિબંધ
૪ લગ્ન અને લગ્નવિચ્છેદક નોંધવા વિષે નિબંધ
૫ ફરજીયાત કેળવણી સંબંધી નિબંધ
૬ ફરજીયાત કેળવણી સંબંધી નિયમ
૭ સાર્વજનિક પુસ્તકાલય સ્થાપવાનો નિયમ
૮ ફરતા પુસ્તકાલયનો નિયમ
૯ સહકારી મંડળીઓ સંબંધી ટુંકો ઇતિહાસ
૧૦ સહકારી મંડળીઓના મુખ્ય સિદ્ધાંતો
૧૧ શ્રી સયાજી સહકાર સેવક સંઘ સંબંધી માહિતી
૧૨ સહકારી મંડળીઓ સંબંધી નિબંધ
૧૩ ખેતીની જમીન એક જથ્થે કરવા સંબંધી નિબંધ
૧૪ વાલી જાનવરો આવવા વિષે નિયમ
૧૫ ડબા સંબંધી નિયમ
૧૬ ગામ પંચાયત સંબંધી નિબંધ
૧૭ સરકારી કામે, ગાડાં, બળદ, કારીગર, મજુર, તથા સામાન પુરો પાડવા સંબંધી નિબંધ
૧૮ જમીન મહેસુલનો નિબંધ અને નિયમ
૧૯ આયપત વેરાનો નિબંધ
૨૦ મિલ્કતના સત્વાપર્ણનો નિયમ
૨૧ સ્ટાંપ નિબંધ
૨૨ દસ્તાવેજ નોંધણી નિબંધ
૨૩ મુદતનો નિબંધ
૨૪ મુદતના નિબંધ શિવાય બીજા નિબંધ નિયમોમાં ઠરાવેલી મુદતોનું એકીકરણ
૨૫ ન્યાયાધીશીની લાગત સંબંધી નિબંધ
૨૬ વકીલો સંબંધી નિબંધ
૨૭ ફોજદારી કામ ચલાવવાની રીતનો નિબંધ
૨૮ કબજા ન્યાયાધીસીનો નિબંધ
૨૯ વ્યાજ નીબંધ
૩૦ દીવાની કામ ચલાવવાની રીતનો નીબંધ

## અભિપ્રાયો.

આ પુસ્તક તપાસીને જે તે વિષયના નિષ્ણાતોએ અને રાજ્યના અમલદારોએ તથા પ્રજાકીય નેતાઓએ ઘણા સારા અભિપ્રાયો આપેલ છે.

## પ્રસ્તાવના.

આ પુસ્તકની પ્રસ્તાવના મે. રા. રા. સત્યવ્રત મુકરજી સાહેબે લખેલી છે.

## શ્રીમંત મહારાજાશ્રીનો ફોટો અને અર્પણપત્રિકા

આ પુસ્તકમાં શ્રીમંત મહારાજાશ્રીનો છેલ્લામાં છેલ્લી ઢબનો સુંદર ફોટો કે જે દરેક કોર્ટોમાં રાખવામાં આવે છે તે ફોટાની તેવીજ કોપી દરેક પુસ્તકમાં રાખવામાં આવી છે. અને આ પુસ્તકની અર્પણ પત્રીકા શ્રીમંત મહારાજાશ્રીને અર્પણ કરવામાં આવી છે. તે પણ ઘણીજ સુંદર ભાવનાવાળી છે.

---

**સુધારા તથા વધારા સાથેની બીજી આવૃત્તિ**

# ભોજ અને કાલિદાસ

" કલા છે ભોજ્ય મીઠી તે ભોક્તા વિણ કલા નહિ,
કલાકાર કલા સાથે ભોક્તા વિણ મળે નહિ."

**કલાપી**

શ્રી સરસ્વતિ અને શક્તિનો ત્રિવેણીસંગમ તો પૃથ્વીના પડ ઉપર ક્વચિત જ બને છે, 'નોબેલ પ્રાઇઝ' તો વર્ષમાં એક જ વાર અપાય છે.

**પરન્તુ**

ઉપર્યુક્ત ત્રિવેણીસંગમ સમા રાજા ભોજ, દર નવા શ્લોક દીઠ લાખ લાખ સોનામહોર તો એક દિવસમાં કેટલાયને આપતા. આવા સાહિત્યરસિક અને દાનવીર રાજા અને જનસ્વભાવના ઉંડા અભ્યાસી, સિદ્ધહસ્ત કલાનાથ કવિવર કાલિદાસની જોડ તો જગતમાં કોઇક જ વાર જડે છે. બસ, રાજા તો એક ભોજ; અને કવિ તો એક કાલિદાસ. એમના વાર્તાવિનોદનાં વખાણ કરવાં એ તો સોના ઉપર ઢોળ ચઢાવવા જેવું થાય. સંસ્કૃત સાહિત્યની રસરેલ, માનવસ્વભાવનું તલસ્પર્શી આલેખન, માર્મિક પણ શિષ્ટ હાસ્યરસના ચમકારા અને એવું ઘણુંય, એકએકથી ચઢે એવી આ એકસો આઠ વાર્તાઓમાંથી તમને મળી રહેશે. પકવાનની ખરી લિજ્જત જોવામાં નહિ પણ ખાવામાં છે તો વધારે વાર ન થોભતાં વાંચવા માંડો.